ખૂબ નાણું લીધું. ઇ. સ. ૧૭૦૨માં બંને કંપનિઓને ભેગી કરી નાખવામાં આવી. આ એકસંપી પણ માત્ર થોડા વખત માટે જ ટકી શકી. સુલેહના વખતમાં વળી બંને પક્ષ પરસ્પર લડવા લાગ્યા. રાજા પણ અળખામણો થયો હતો, કારણકે સ્પેઇન સાથેના કરારો તેણે ગુપ્ત રાખ્યા હતા ને મંત્રીમંડળની સલાહ લીધી નહોતી. નવી પાર્લમેંટ એકદમ ટોરિ નીવડી. તે વખતે લૂઇએ સ્પેઇનના રાજ્યને ગળી જવાની યુક્તિઓ કરી ને જેઇમ્સના મરણ વખતે તેના પુત્રને ઇંગ્લંડની ગાદીના ખરા હકદાર તરીકે સ્વીકાર્યો. તરત જ રાજાએ નવી પાર્લમેંટ બોલાવી, નવેંબર, ઇ. સ. ૧૭૦૧. તે નવી સભામાં મોટે ભાગે વ્હિગો આવ્યા. પણ વિલિયમને તેનો લાભ મળી શક્યો નહીં. ઇ. સ. ૧૭૦૨ના ફેબ્રુઆરિ માસમાં તે હૅમ્પ્ટન કોર્ટના મેદાનમાં ઘોડા ઉપરથી પડી ગયો ને માર્ચની ૯મી તારીખે મરી ગયો.

**ગાદી સંબંધી કાયદો–Act of Settlement–જૂન, ઇ. સ. ૧૭૦૧.**—વિલિયમની છેલ્લી ટોરિ પાર્લમેંટે ઇંગ્લંડની ગાદીનો બંદોબસ્ત કર્યો. વિલિયમના મરણ પછી તો ઍન ગાદીએ આવનાર હતી. પણ ઍનને અત્યારે સંતાન નહોતું. તેથી પાર્લમેંટે પહેલા જેઇમ્સની પુત્રી ઇલિઝાબેથ અને ઇલેક્ટર પૅલેટિન ફ્રેડરિકની પુત્રી, ને હૅનોવરના રાજા ઇલેક્ટરની વિધવા–સોફાયાને ને તેના વંશજોને ગાદી આપી. ગાદીનો બંદોબસ્ત કરતી વખતે ટોરિ પાર્લમેંટે વ્હિગ સિદ્ધાંતોને કાયદામાં મૂક્યા. દરેક રાજાએ ને રાણીએ હવે ઇંગ્લંડના ચર્ચમાં જ રહેવું જોઇએ; અદાલતો ને ન્યાયાધીશો પાર્લમેંટની રજા સિવાય ખસેડી શકાય નહીં; કોઇ રાજા પોતાના પ્રધાનને કામ ચાલે તે અગાઉ માફી આપી શકે નહીં; પ્રધાનોએ મંત્રીમંડળના ઠરાવો ઉપર પોતાની સહીઓ આપવી જોઇએ; કોઇ રાજા હવે દેશ બહાર પાર્લમેંટની રજા વગર જઇ શકે નહીં; પરદેશીઓ જમીન, કે હોદ્દો, કે પાર્લમેંટના સભ્યનું પદ ભોગવી શકે નહીં, ને સરકારી નોકરો ને વર્ષાસન ખાવાવાળાઓ લૉર્ડ્ઝમાં બેસી શકે નહીં; એ આ કાયદાના બીજા ભાગો હતા. આ કલમોથી પ્રધાનો પાર્લમેંટને વિશેષ જવાબદાર થઇ શક્યા, અદાલતો તાજની વગની બહાર આવી ગઇ, પાર્લમેંટ શુદ્ધ થઇ શકી, ને રાજાની સત્તા ઉપર વિશેષ અંકુશો મૂકવામાં આવ્યા.

# પ્રકરણ ૯ મું

## ઍન, ઇ. સ. ૧૭૦૨-૧૪.

**રાણી ઍન.**—નવી રાણી બીજા જેમ્સની બીજી પુત્રી થતી હતી. તેને ઍંગ્લિકન ચર્ચ ઉપર ઘણી પ્રીતિ હતી. તે શરીરે મજબૂત હતી, પણ તે બુદ્ધિમાં બહુ સારી નહોતી. તેનો પતિ જ્યૉર્જ પણ એવો જ હતો.* ગાદી ઉપરનો નવી રાણીનો હક બધા ટોરિઓ એક અવાજે કબૂલ કરતા નહોતા, તેથી ઍન એકદમ ટોરિ પક્ષમાં ભળી શકી નહીં; નહીંતર સ્વભાવે તે ટોરિ પક્ષના વિચારો ધરાવતી હતી. તેને માનમરતબો બહુ વહાલો હતો, તેથી ગમે તેવા ઉસ્તાદ મુત્સદ્દીઓ તેના મંત્રીમંડળમાં હોય, છતાં જો રાણી તરફ જરા પણ અવિનયનો ગુનો થઈ જતો તો તેમને રજા આપવામાં આવતી. ઍન રાજ્યનીતિવાળી સ્ત્રી નહોતી; તેને કારભારનો જરા પણ અનુભવ મળ્યો નહોતો, તેથી તે ભૂલથાપ ખાઈ જતી. સ્વભાવે તે સારી હતી. તેનામાં એક પણ અવગુણ નહોતો; એ કારણથી અંગ્રેજ લોકો રાણીને ચાહતા. ઍનના અમલ દરમ્યાન યુદ્ધકળામાં, સાહિત્યના ક્ષેત્રમાં અને રાજકીય બાબતોમાં કેટલાક પ્રતિભાશાળી પુરુષો આગળ આવ્યા. એ કારણથી સંતાન વિનાની આ રાણીનો ટૂંકો અમલ ઇંગ્લંડના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે.‡

---

* બીજા ચાર્લ્સે એકવાર એમ કહ્યું હતું કે:—I have tried George drunk, and I have tried him sober, and there is nothing in him.

‡ This game of rise and fall, played out for a dozen years by the chiefs of a small people scarcely more numerous than the inhabitants of London at the present day, is great in history, both because of the value to humanity of the stake placed upon its issue, and because the players on both sides were men of military, political and literary genius, who have thrown an undying and pathetic lustre over the name of a most unhappy woman.

P. 470, *England under the Stuarts.*

**સ્પેઈનની ગાદી વિષેનો વિગ્રહ (War of the Spanish Succession), ઈ. સ. ૧૭૦૨–૧૭૧૩.**—ઍનના સલાહકારોમાં માર્લબરો ને ગોડોલ્ફિન લડાઈના પક્ષપાતી હતા. રાણીના ગાદીએ આવ્યા પછી તરત જ ફ્રાંસ ને સ્પેઈનિ સામે લડાઈ જાહેર કરવામાં આવી, મે, ઈ. સ. ૧૭૦૨. પ્રશિયા ને બ્રન્સવિક મિત્રરાજ્યો સાથે ભળ્યાં; બવેરિયા ને હોલસ્ટાઈનિ (Holstein) ફ્રાંસ સાથે ભળ્યાં. ડેન્માર્કના રાજાએ, સેવૉયે, ને પોર્ટુગલે મિત્રરાજ્યોને મદદ આપવાનું વચન આપ્યું. આ લડાઈ પોર્ટુગલમાં, ફ્રાંસની પૂર્વમાં, સ્પેઈનિમાં, ઇટાલિમાં, ને ઍટ્લૅન્ટિક મહાસાગરમાં તથા ભૂમધ્ય સમુદ્રમાં, એમ ચોતરફ ચાલી. માર્લબરો સેનાપતિ થયો. તેણે મ્યુઝ (Meuse) ને મોઝેલ (Moselle) નદીઓ ઉપરથી બધાં ફ્રેંચ થાણાંઓને ઊઠાડી મૂક્યાં, ઈ. સ. ૧૭૦૨–૩; પણ પોતાના સાથીઓના વિરોધને લઈને તે ઝાઝું કરી શક્યો નહીં. ફ્રેંચ લશ્કરો ને બવેરિયાનાં લશ્કરો ઑસ્ટ્રિયામાં ઠેઠ વિયેના સુધી જવા વિચાર રાખતાં હતાં, તેથી માર્લબરોએ ગમે તે પ્રકારે તે યોજનાને તોડી પાડવાનો નિશ્ચય કર્યો. પોતાનો વિચાર ગુપ્ત રાખી તે બવેરિયા ઉપર ચાલ્યો ગયો ને પ્રિન્સ યુજીન (Eugene)ના લશ્કરને પોતાના લશ્કર સાથે ભેગું કરી તેણે ઈ. સ. ૧૭૦૪ના જુલાઈની ૧૩મી તારીખે બ્લેનહીમ (Blenheim)ના ગામ આગળ એક ખીણમાં ફ્રેંચ માર્શલો–સેનાપતિઓને સખ્ત હાર ખવરાવી. શત્રુઓને ૨૮,૦૦૦ માણસોનું નુકસાન લાગ્યું. એક ફ્રેંચ સેનાપતિ કેદ પકડાયો. શત્રુની તમામ તોપો માર્લબરોએ કબજે કરી. એવી સખ્ત હાર હજુ સુધી ફ્રેંચોએ ખાધી નહોતી ને અંગ્રેજોએ કદિ એવી મોટી જિત યુરોપમાં મેળવી નહોતી. વિયેના બચી ગયું. બધે ફ્રેંચ પક્ષ નબળો થઈ ગયો. ઈંગ્લંડમાં લડાઈનો ઉત્સાહ વધ્યો. ઑગસ્ટમાં બિંગે જિબ્રાલ્ટર સર કર્યું. ઈ. સ. ૧૭૦૪–૫ માં ડ્યુક બહુ ફાવી શક્યો નહીં, કારણકે ડચ સેનાપતિઓ તેના કહ્યા પ્રમાણે વર્તતા નહોતા. પણ ઈ. સ. ૧૭૦૬માં તેણે વળી શત્રુઓ ઉપર મોટી ફતેહ મેળવી. રૅમિલિઝ પાસે મેની ૨૩મી તારીખે તેણે ફ્રેંચ માર્શલોને હરાવ્યા. શત્રુઓએ આ વખતે લગભગ ૧૫,૦૦૦ માણસો ખોયા. આ જિતથી નેધરલૅંડઝ, બ્રાબાંટ, ને ફ્લાંડર્સ

પ્રાંત ફ્રેંચો ખાલી કરી ગયા. ઍંટવર્પ મિત્રરાજ્યોના હાથમાં આવ્યું. જો વલંદાઓ સામે થયા હોત તો માર્લબરો હવે સીધો પારિસ પહોંચી શકત. અંગ્રેજોએ સ્પેઇનમાં બાર્સિલોના જિતી દક્ષિણ સ્પેઇન પોતાના હાથમાં લીધું. એપ્રિલ, ઇ. સ. ૧૭૦૬. માડ્રિડ પણ મિત્રરાજ્યોએ સર કર્યું. માર્લબરો



સ્પેનની ગાદીના વારસા માટેનો વિગ્રહ

આ વર્ષમાં પોતાની અક્કલ વાપરી શક્યો નહીં, કારણકે સ્વીડનના રાજા બારમા ચાર્લ્સ ને ઍંપરર જોસફ વચ્ચેના અણબનાવનું તે સમાધાન કરવા રોકાયો હતો. પણ ઇ. સ. ૧૭૦૭માં વળી લૂઈએ મોટાં લશ્કરો ફ્લાંડર્સમાં ને બ્રાબાંટમાં મોકલ્યાં. જુલાઈની ૧૧મી તારીખે સ્કેલ્ડ (Schelde) નદી ઉપર આઉડિનાર્ડ (Oudenarde) પાસે ત્રીજી ભયંકર લડાઈ થઈ. ફ્રેંચ સેનાપતિ હારી ગયો. કુલ ૧૫,૦૦૦ ફ્રેંચો મરી ગયા, ઘાયલ થયા, ને કેદ પકડાયા. આ યુદ્ધ વખતે જેમ્સ બીજાનો પુત્ર ફ્રેંચ લશ્કરમાં હાજર હતો. વળી માર્લબરો પારિસ જઈ શકત, પણ ડચ ને ઑસ્ટ્રિયાના સરદારોએ તેને અટકાવ્યો. ફ્રેંચો હવે નેધરલૅંડઝ ખાલી

ફરી ગયા. મિત્રરાજ્યોએ ટ્યુરિન લીધું તેથી ઇટાલિમાંથી પણ શત્રુઓ ચાલ્યા ગયા. અંગ્રેજોએ માઇનૉર્કાનો ટાપુ કબજે કર્યો, ઇ. સ. ૧૭૦૮. સાર્ડિનિયાનો ટાપુ પણ મિત્રરાજ્યોના હાથમાં ગયો. ઈ. સ. ૧૭૦૯ના સપ્ટેંબરની ૧૧મી તારીખે માર્લબરોએ માલ્પાક્વેટ (Malpaquet) આગળ ફ્રેંચ સરદારને છેલ્લી સખ્ત હાર આપી, પણ આ વખતે મિત્રરાજ્યોએ ૨૩,૦૦૦ માણસો ખોયા. ફ્રેંચો આ વખતે બાહોશીથી લડતા હતા તેથી માર્લબરો આગળ વધી શક્યો નહીં. સ્પેઇનમાં ને દક્ષિણ ફ્રાંસમાં પણ મિત્રરાજ્યો બહુ ફાવ્યાં નહીં, ઇ. સ. ૧૭૦૯-૧૧. ઈંગ્લંડના લોકો આ લડાઈથી કંટાળી ગયા હતા. છેલ્લાં ત્રણ વર્ષ થયાં સુલેહ માટે પરસ્પર ખાનગી ને માર્લબરોથી અજાણી વાટાઘાટો તો ચાલતી જ હતી. ઍંપરર જોસફ હવે મરી ગયો હતો. આર્ચ ડ્યુક ચાર્લ્સ ઍંપરર થયો હતો. તેના એકલાના હાથમાં સ્પેઇનનાં ને ઑસ્ટ્રિયાનાં રાજ્યો જાય તેમ હવે નહોતું. ઈંગ્લંડમાં પણ મંત્રીમંડળમાં ફેરફારો થઈ ગયા હતા. વ્હિગોએ લડાઈ નકામી ચાલુ રાખી હતી; ટોરિઓ એકદમ સુલેહ કરવા તૈયાર થયા, કારણકે હવે તેઓ રાણીના સલાહકારો થયા હતા. માર્લબરોની પત્ની અત્યારે રાણીની ખરી સખી નહોતી. એ સખીપણું હવે મિસિસ મેશામે લીધું હતું. તેમને લડાઈ ગમતી નહોતી. હાર્લીએ ને સેઇન્ટ જ્હૉને (St. John) માર્લબરો ઉપર લાંચરૂશવતો લેવાનો આરોપ મૂકયો ને તેને બરતરફ કર્યો. ઈંગ્લંડે એક પછી એક પોતાના મિત્રોને છોડી દીધા. યુટ્રેક્ટ (Utrecht) મુકામે સુલેહ માટે પરિષદ્ મળી ને ત્યાં જ તમામ કલમો નક્કી કરવામાં આવી, ઇ. સ. ૧૭૧૨-૧૩.

**રાસ્ટાટ (Rastadt) ને યુટ્રેક્ટની સુલેહો, માર્ચ-એપ્રિલ, ઇ. સ. ૧૭૧૩.**—આ સુલેહોથી લૂઈએ ઍનને ઇંગ્લંડની ગાદીની ખરી હકદાર રાણી તરીકે સ્વીકારી, હૅનોવર વંશનો ઇંગ્લંડની ગાદી ઉપરનો હક કબૂલ કર્યો, ને બીજા જેઈમ્સના પુત્ર-પ્રિટેન્ડર-ને મદદ કે આશરો ન આપવાનું વચન આપ્યું. સ્પેઇનની ગાદી લૂઈના પૌત્ર ફિલિપને મળી, પણ તેણે ફ્રાંસની ગાદી ઉપરના ને ફ્રાંસના રાજવંશે સ્પેઇનની ગાદી ઉપરના

તમામ હક્કો છોડી દીધા. સ્પેઇનનાં સંસ્થાનોમાં અંગ્રેજોને ને વલંદાઓને વેપાર કરવાના હક્કો મળ્યા. હડસન બે (Hudson Bay), નોવા સ્કોશિયા (Nova Scotia), ને ન્યુફાઉંડલૅંડના ટાપુઓ ઇંગ્લંડને મળ્યા. સ્પેઇને ઇંગ્લંડને માઇનૉર્કા ને જિબ્રાલ્ટર પણ સોંપી દીધાં. નેધરલૅંડ્ઝ ઑસ્ટ્રિયાને મળ્યું. હૉલંડને પોતાની સરહદના કિલ્લાઓમાં લશ્કરો રાખવા દેવાનું નક્કી થયું. સેવૉયના રાજાને સિસિલિ મળ્યું. ઑસ્ટ્રિયાને નેપલ્સ ને મિલાન મળ્યાં. આફ્રિકાના ગુલામોને વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં વેચવાનો એકહથ્થુ હક ઇંગ્લંડને મળ્યો.

**પરિણામો.**—વિલિયમના અને ઍનના અમલના વિગ્રહોથી ઇંગ્લંડની સત્તા વધી. વેપારી વર્ગ આગળ આવ્યો. અંગ્રેજ નૌકાબળ હવે યુરોપમાં પહેલી પંક્તિનું ગણાવા લાગ્યું. ઇંગ્લંડને કૅનેડાના કિનારા ઉપર ને ભૂમધ્ય સમુદ્રમાં અગત્યના લાભો મળ્યા. અંગ્રેજો હવે બધે છૂટથી વેપાર કરતા થયા. ફ્રાંસ પડી ભાંગ્યું. લૂઇની ને તેના રાજવંશની આબરૂનો નાશ થયો. તેના લોકો હવે અંગ્રેજોના રાજ્યવહીવટને વખાણવા મંડ્યા. સ્પેઇન તો ક્યારનું પડી ભાંગ્યું હતું. અત્યારસુધી તે રાજ્ય માત્ર ઑસ્ટ્રિયાની ને ફ્રાંસની મદદ ઉપર જ જીવતું હતું. ઑસ્ટ્રિયાના રાજ્યની સત્તા ઇટાલિમાં અને નેધરલૅંડઝમાં વધી. હૉલંડ હવે ફ્રાંસથી નિર્ભય થયું પણ તેની નૌકાસત્તા પડી ભાંગી. ઇંગ્લંડને સરસ લાભ થયો. ઇંગ્લંડે પોર્ટુગલ સાથે કાયમની મૈત્રી કરી ને ત્યાં કેટલાક વેપારી હક્કો સાધ્યા. યુટ્રેક્ટ ને રાસ્ટાટ મુકામે જે યોજનાઓ નક્કી થઈ તે યોજનાઓ પ્રમાણે એંસી વર્ષ સુધી યુરોપની પરિસ્થિતિ ટકી રહી. તેથી એ બે સુલેહો માત્ર ઇંગ્લંડના જ ઇતિહાસમાં નહીં, પણ યુરોપના ઇતિહાસમાં ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે.

**વ્હિગો અને ટોરિઓ.**—ઍનના વખતમાં વેપારીઓ, લશ્કરી અમલદારો, સાહુકારો, પ્યુરિટનો, પરદેશીઓ, ને કેટલાએક જાણીતા લેખકો વ્હિગ પક્ષના હતા. ઘણા જમીનદારો, ઍંગ્લિકનો, ને જમીન ઉપર જીવનારાઓ ટોરિ પક્ષના હતા. વ્હિગ પક્ષને આટલાં વાનાં જોઇતાં હતાં—

(૧) ફ્રાંસ સામે લડાઈ. (૨) તેથી દેશમાં સારું લશ્કર. (૩) તેથી તમામ પ્યુરિટનોને ધર્મની બાબતમાં છૂટ. (૪) દેશાવર સાથે વેપારનો વિકાસ. (૫) તાજની સત્તા ઉપર અંકુશ. ટોરિ પક્ષને આટલી બાબતો જોઈતી હતી:–(૧) જમીનદારો ઉપર ઓછો કરનો બોજો; વેપારીઓ ઉપર વધારે કરનો બોજો. (૨) ઍંગ્લિકન ચર્ચને ઉત્તેજન. (૩) તાજ સાથે સહકાર. (૪) પરરાજ્યો સાથે સુલેહ. (૫) હાઉસ ઑવ્ કૉમન્સમાં માલદાર માણસોની વગ. (૬) વેપારી મંડળો સામે કાયદાઓ.

**આંતર કારભાર: ગોડોલ્ફિનનું મંત્રીમંડળ, ઇ. સ. ૧૭૦૨–૧૦.**—ઍનની પહેલી પાર્લમેંટમાં ટોરિઓનું જોર હતું. તેઓએ વ્હિગ લોકોને સતાવવામાં મણા રાખી નહીં. કેટલાએક પ્યુરિટનો કાયદાનો લાભ લઈ થોડા વખત માટે ઍંગ્લિકન ચર્ચના કાનૂનો સ્વીકારી નાના હોદ્દાઓ ભોગવતા હતા તેમને બાતલ કરવાને આ ટોરિ પાર્લમેંટે એક મુત્સદ્દો તૈયાર કર્યો, પણ હાઉસ ઑવ્ કૉમન્સમાં તે નાપાસ થયો, ઇ. સ. ૧૭૦૨–૪. મંત્રીમંડળમાં ગોડોલ્ફિન વિગ્રહ માટે હતો. માર્લબરોનો સ્વાર્થ લડાઈ જેમ બને તેમ યુક્તિથી અને બાહોશીથી ચાલુ રહે એમાં હતો. ગોડોલ્ફિનનો એક પુત્ર માર્લબરોની પુત્રી વેરે પરણ્યો હતો. માર્લબરોની સ્ત્રી ઍનની માનીતી સખી હતી. એ કારણોથી મંત્રીમંડળમાં વિગ્રહનો પક્ષ આઠ વર્ષ સુધી ટકી શક્યો. આ બાબતમાં હાર્લી ( Harley ) નામના મધ્યસ્થ ને સેઇન્ટ જ્હૉન નામના કડક ટોરિએ મદદ આપી.

**હાર્લી–અર્લ ઑવ્ ઑક્સફર્ડ.**—ઍનના વખતના આ વિખ્યાત ટોરિ મુત્સદ્દીની ઉંમર આ વખતે લગભગ ચાલીસ વર્ષની હતી. તેના કુટુંબે વિલિયમને મદદ કરી હતી પણ રાજકીય બાબતોમાં તેના વિચારો ટોરિ હતા. હાઉસ ઑવ્ કૉમન્સના પ્રમુખ (Speaker)ની જગ્યા તેણે ઇ. સ. ૧૭૦૧–૩માં ભોગવી ને એ વખતે તેણે બધા સભ્યોને સારી રીતે જાળવી રાખ્યા. તે ડિસેંટર હતો. તે સ્વભાવે ઘણો સારો હતો. રાણીની પ્રીતિ મેળવવી, કોઈને કડવું વચન કહેવું નહીં, બંને પક્ષ સાથે સમાધાનીથી કામ

લઈ પોતાની વગ વધારવી, ને સાથે દેશનું હિત લક્ષમાં રાખવું, એ તેનો મુખ્ય મત હતો. હાર્લીએ પહેલી જ વાર ઈંગ્લંડનાં વર્તમાનપત્રોની ને પ્રાયર ને ડિફો જેવા લેખકોની મદદ લઈ પોતાના પક્ષને સબળ કર્યો. પણ તેનામાં આગેવાનની શક્તિ નહોતી. તે થોડાબોલો, બીકણ, ને ઘણો ધીરો હતો. વ્હિગ તંત્રીઓએ પણ હાર્લીની યુક્તિ લીધી. ઍડિસન ને સ્ટીલ તેમના લેખકો હતા. રોજ તેમનાં લખાણોની ને મુત્સદ્દીઓના કારભારોની ચર્ચા હૉટેલોમાં થતી.

**સેઇન્ટ જ્હૉન–લૉર્ડ બૉલિંગબ્રોક.**—હાર્લી સાથે જ સેઇન્ટ જ્હૉન અથવા લૉર્ડ બૉલિંગબ્રોક આગળ આવ્યો. તેની ઉંમર આ વખતે છવીસ વર્ષની હતી. સેઇન્ટ જ્હૉન દારુડીઓ અને છાકટો હતો. તે ઘણો લાલચુ હતો, પણ તેનામાં કારભાર કરવાની અજબ શક્તિ હતી. તેની યાદદાસ્ત પણ ઘણી સારી હતી. તે છટાદાર ભાષણો ને લખાણો કરી શકતો. તેનું સાહિત્યનું ને ફિલસુફીનું જ્ઞાન સારું હતું. ધર્મની તે ઝાઝી દરકાર કરતો નહીં. ટોરિઓથી બધું રાજ્યતંત્ર ભરી દેવું, વેપારીઓ ઉપર નવા કરો નાખી જમીનદારોને કરથી મુક્ત કરવા અને તેમનો આશ્રય લેવો, ને યુરોપમાં મિત્રો વધારવા, એવો એનો મત હતો. પણ આગળ આવવા *માટે તેણે ઍંગ્લિકન પક્ષનો સ્વીકાર કર્યો.

---

* પાકી ઉંમરે બૉલિંગબ્રોકે લખ્યું કેઃ—The principal spring of our actions was to have the government of the state in our hands. The landed men are the true owners of our political vessel. Peace abroad, at home to improve the queen's favour and to fill the employments of the kingdom down to the meanest with Tories... An island, under one government, advantageously situated, rich in itself, richer by its commerce, can have no necessity in the ordinary course of affairs to take up the policy of the Continent, to enter into the system of alliances, or in sport, to act any other part than that of a friendly neighbour and a fair trader. We must remember that we are not part of the Continent but we must never forget that we are neighbours to it.

Bolingbroke's *Works.*

વ્હિગ મુત્સદ્દીઓનો તે હવે કટ્ટો દુશ્મન બન્યો. ગોડોલ્ફિન ને માર્લબરો આવી દુશ્મનાવટ સાંખી શક્યા નહીં, તેથી તેમણે સેઈન્ટ જ્હૉનને પણ મંત્રીમંડળમાં જગ્યા આપી.

ગોડોલ્ફિને નૉટિંગહામ જેવા વિગ્રહના પક્ષના શત્રુને મંત્રીમંડળમાંથી કાઢી નાખ્યો. ઇ. સ. ૧૭૦૫ ને ૧૭૦૭ની પાર્લમેંટમાં વ્હિગ લોકોનું જોર હતું તેથી ગોડોલ્ફિન સારી રીતે ફાવી શક્યો. તે પોતે વ્હિગ નહોતો છતાં વ્હિગ સભ્યો તેને અનુમોદન આપતા, કારણકે વિગ્રહની બાબતમાં તેમનો મત એક જ હતો. વ્હિગ મુત્સદ્દીઓને હજુ મંત્રીમંડળમાં બધી અગત્યની જગ્યાઓ મળી શકી નહોતી. રાજ્યકારભારના દરેક વિષયમાં તેમનો અભિપ્રાય હજુ પૂછવામાં આવતો નહીં. એ કારણોથી તેઓ અસંતુષ્ટ રહેતા. તેમનો મુખ્ય માણસ સંડરલંડ બાહોશ મુત્સદ્દી, યુરોપની ઘણી ભાષાઓનો જાણકાર, ધર્મે એકદમ સહિષ્ણુ, સ્વતંત્ર મિજાજનો, તાજનો પાકો વિરોધી, પણ માર્લબરોનો જમાઈ થતો હતો. તેને મંત્રીમંડળમાં બેસવું હતું; પણ રાણી તેનાથી ઘણી નાખુશ હતી. પોતાની સખી, ડચેસ ઑવ્ માર્લબરોનું કહ્યું પણ તે માનતી નહીં, છતાં છેવટે સંડરલંડને રાણીને મંત્રીમંડળમાં અગત્યનો હોદ્દો આપવો પડ્યો. બીજા વ્હિગ મુત્સદ્દીઓ પણ હવે દાખલ થયા. હાર્લીએ એબિગેઈલ હિલ (Abegail Hill) અથવા મિસિસ મેશામ (Mrs. Masham) નામની ઍનની પાસે એક ખીજમતદાર, પણ હવે સખી તરીકે રહેતી, પોતાની સગી મારફત ગોડોલ્ફિન સામે ખટપટ કરવા માંડી પણ તેમાં તે ફાવ્યો નહીં. શત્રુઓએ હાર્લીના ઉપર રાજ્યની કેટલીક ખાનગી બાબતો જાહેર કરવાનો આરોપ મૂક્યો. પરિણામે તે ને સેઈન્ટ જ્હૉન મંત્રીમંડળમાંથી નીકળી ગયા.

મંત્રીમંડળ હવે એકદમ વ્હિગ થયું, એપ્રિલ, ઇ. સ. ૧૭૦૮. આ વખતે સ્કૉટ્લંડના કિનારા ઉપર પ્રિટેન્ડર જેમ્સ ઊતરશે અને પછી ઇંગ્લંડ ઉપર પણ ચઢી આવશે એવી ધાસ્તી લોકોને લાગતી હતી, તેથી વ્હિગ પક્ષ વધારે પ્રબળ થયો. પરદેશી પ્યુરિટનો ઇંગ્લંડમાં કાયમ રહે એટલા માટે વ્હિગ મુત્સદ્દીઓએ તેમને ધર્મ સંબંધી પૂરી છૂટ આપી, ઇ. સ. ૧૭૦૮. રાણીનો પતિ પ્રિન્સ જ્યૉર્જ આ વખતે મરી ગયો.

આવી રીતે ગોડોલ્ફિન અને માર્લબરો વ્હિગ લોકોની મદદથી કારભાર કરતા હતા. પણ સૉમર્સ ને હૅલિફૅક્સ જેવા નામીચા વ્હિગો હજુ નાખુશ જ હતા ને ગોડોલ્ફિનનું વજન* મંત્રીમંડળ ઉપર એટલું બધું સારું પડી શકતું નહોતું.

માર્લબરોની પત્ની ને રાણી વચ્ચેનો અણબનાવ વધતો જતો હતો. મિસિસ મેશામનું વજન રાણી પાસે ઘણું પડતું હતું. માર્લબરોને જિંદગીભર સેનાપતિનો હોદ્દો જોઈતો હતો. રાણીએ તેવો હોદ્દો આપવા ના પાડી. લોકો ફરજિયાત લશ્કરી નોકરીથી, કરના બોજાથી અને લડાઇથી કંટાળી ગયા હતા. આ વેળા હેન્રિ સેશેવરલ (Henry Sacheverell) નામના એક ઝનૂની ને ઉદ્ધત પણ લોકપ્રિય ને સારી લેખનશક્તિવાળા ઑક્સફર્ડના વિદ્યાર્થીએ ધર્મની છૂટ સામે સખ્ત ઉપદેશ આપ્યો, ને એક ઉપદેશમાં તેણે ગોડોલ્ફિનને તેના જાણીતા નામ Volpone થી ઉદ્દેશી સખ્ત ગાળો આપી. ટોરિ પક્ષના ઉદ્દેશોને દબાવી દેવા માટે અને વ્હિગ રાજ્યક્રાંતિ (Revolution)ને વિશેષ લોકમાન્ય કરવા માટે હવે મંત્રીમંડળે સેશેવરલ ઉપર હાઉસ ઑવ્ કૉમન્સમાં કામ ચલાવ્યું, ઇ. સ. ૧૭૦૯–૧૦. આરોપીએ પોતાનો ઘણો સારો બચાવ કર્યો, પણ તેનો ગુનો પૂરવાર થયો ને તેને થોડીક યોગ્ય શિક્ષા કરવામાં આવી. તેને થોડીક શિક્ષા થઈ એ કારણથી જ વ્હિગોના શત્રુઓએ આરોપીની ફતેહ માની. સેશેવરલને લોકોએ જબરદસ્ત સન્માન આપ્યું ને રાણીએ પણ તેને પાછળથી સારો હોદ્દો આપ્યો; હાર્લીના પક્ષનું જોર હવે વધ્યું. ઇ. સ. ૧૭૦૧ના ઑગસ્ટમાં રાણીએ ગોડોલ્ફિનને રજા આપી. પાર્લમેંટમાં ટોરિઓ વધુ મતે દાખલ થયા. માર્લબરોની પત્ની ઇ. સ. ૧૭૧૧માં કમી થઈ ગઈ. હાર્લી ને સેન્ટ જ્હૉન ફરી મંત્રીમંડળમાં આવ્યા. સુલેહ માટે હવે તૈયારીઓ થવા લાગી. આવી રીતે ગોડોલ્ફિનનો આઠ વર્ષનો કારભાર પૂરો થયો.×

---

* તેણે માર્લબરોને એક કાગળમાં લખ્યું હતું કે The life of a slave in the galleys is paradise in comparison of mine

× તે ઇ. સ. ૧૭૧૨માં મરી ગયો. નાણાંના વિષયનો તેને સારો અનુભવ હતો. ઈંગ્લંડનાં નાણાંથી તેણે લુઈને નાસીપાસ કર્યો. તે પ્રમાણિક ખજાનચી હતો

**હાર્લીનો કારભાર,* ઇ. સ. ૧૭૧૦-૧૭૧૩.**—રાણીએ હવે હાર્લીને અર્લ ઑાવ્ ઑકસફર્ડ બનાવ્યો. હાર્લીએ જ્યારે કારભાર સંભાળ્યો ત્યારે દેશનું દેવું ઘણું વધી ગયું હતું ને નાણાંની સ્થિતિ ઘણી જ ભયાનક થઈ પડી હતી. તેણે દક્ષિણ અમેરિકાની સાથે વેપાર કરવાનો એકહથ્થુ હક આપી એક સાઉથ સી કંપનિ (South Sea Company) ઊભી કરી. તેના શૅરો રાખવાવાળાઓને મંત્રીમંડળે ૭ ટકાનું કાયમનું વ્યાજ આપવા કબૂલ કર્યું, ને શૅરોના વેચાણમાંથી હાર્લીએ દેશના દેવાને પતાવવાની યુક્તિ શોધી કાઢી. હાર્લીએ ફ્રાંસ ને સ્પેઈન સાથે સુલેહ કરવા મિત્રરાજ્યોથી સ્વતંત્ર વાટાઘાટો કરવા માંડી, માર્લબરો તથા વૉલપોલ ઉપર વ્યાજનાં નાણાં ઉચાપત કરવાના આરોપો મૂક્યા, ને બંનેને બરતરફ કરાવ્યા. સુલેહની બાબત હાઉસ ઑાવ્ લૉર્ડઝમાં વગર વિરોધે પસાર થાય તે માટે મંત્રીઓએ રાણી પાસે બાર અમીરો ઉમેરાવ્યા. હાર્લીએ ને સેઈન્ટ જ્હૉને વ્હિગ વર્તમાનપત્રકારોને ને પ્યુરિટનોને હેરાન કર્યા, ગોડોલ્ફિનના કારભારના કેટલાક કાયદાઓ વૈરબુદ્ધિથી રદ કર્યા, ને રાજ્યતંત્રમાંથી ઘણા વ્હિગોને રજા આપી. પણ હાર્લી પ્યુરિટન હતો. પહેલાં તો તે વ્હિગ પક્ષમાં રહી કામ કરતો. તેને રાષ્ટ્રની એટલી બધી પીડા નહોતી; તેને તો પોતાની વગ વધારવી હતી. વળી ટોરિ પક્ષમાં વ્હિગ પક્ષ જેટલી બુદ્ધિ ને તેમના જેટલો અનુભવ નહોતાં. બૉલિંગબ્રોકને અંગત લાભ ને રાષ્ટ્રનું હિત બંને જોઈતાં હતાં. હાર્લી હવે અશક્ત થઈ ગયો હતો. તેનાથી કામકાજ ઉપર ધ્યાન અપાતું નહોતું. બૉલિંગબ્રોક§ પ્રિટેંડર સાથે ને ફ્રાંસ સાથે પણ ખટપટ કરતો હતો, તેથી ટોરિ પક્ષના આ બંને આગેવાનો વચ્ચે અણબનાવ થયો. રાણી ને

---

ને લડાઈ લડવા માટે તેણે એટલું નાણું ઊભું કર્યું, છતાં જ્યારે તે મરી ગયો ત્યારે તેની પાસે ૧૨,૦૦૦ પૌંડ માંડ નીકળ્યા. બીજા ચાર્લ્સના દરબારમાં એક નાના પટાવાળાની જગ્યા ઉપરથી તે ધીમેધીમે મોટો મંત્રી થઈ શકયો હતો.

* The country resolutely adhered at the same time to a Protestant King and to Jacobite ministers.–Stanhope.

§ It was a mine dug to blow up the White Staff.

મિસિસ મેશામ, બંને હવે બૉલિંગબ્રોક ઉપર પક્ષપાત દર્શાવવા લાગ્યાં. બૉલિંગબ્રોકે ડિસેંટરોને પોતાના પંથના શિક્ષકો મારફત શિક્ષણ લેતા અટકાવ્યા હતા. આ કાયદો Schism Act કહેવાય છે. હાર્લી આ બાબતોથી બહુ કંટાળી ગયો. રાણીએ છેવટે તેને રજા આપી દીધી, ૨૭મી જુલાઈ, ઇ. સ. ૧૭૧૪. બૉલિંગબ્રોક ફાવત ખરો, પણ ૭ દિવસમાં રાણી ઍન પોતે મરી ગઈ, એટલે તે લાચાર થઈ ગયો.

**જ્યૉર્જ માટે ગાદીનો બંદોબસ્ત.**—જયારે ઍન મરણપથારી ઉપર હતી ત્યારે બૉલિંગબ્રોક જેવા ટોરિઓ ખટપટ કરી પ્રિટેંડર જેમ્સને ગાદી ઉપર બેસાડવા વિચાર કરતા હતા. પણ અણીને સમયે વ્હિગ અમીરો સૉમરસેટ ને આર્ગાઇલ મંત્રીમંડળમાં આપમુખત્યારીથી દાખલ થયા. રાણીએ શ્ર્યુઝબરિને રાજ્યનો ઘટતો બંદોબસ્ત કરવા હુકમ આપ્યો. ઍનના મરણ પછી વ્હિગ મંત્રીઓએ ઇંગ્લંડના રક્ષણ માટે તાબડતોબ બધી જોઈતી તજવીજ કરી લીધી, ને સોફાયાના પુત્ર જ્યૉર્જને ઇંગ્લંડના રાજા તરીકે સ્વીકાર્યો. આવી રીતે બૉલિંગબ્રૅકની* ખટપટનો નાશ થયો; સાથે જ સ્ટુઅર્ટ અમલનો ને ટોરિ પક્ષના અમલનો અંત આવ્યો.

**સ્કૉટ્લંડ ને ઇંગ્લંડ એક (The Scottish Union), ઇ. સ. ૧૭૦૭.**—જયારથી રાજા જેમ્સ ઇંગ્લંડ ને સ્કૉટલંડ ઉપર અમલ કરતો હતો ત્યારથી બંને દેશોનું રાજયતંત્ર પણ એક જ પ્રથા ઉપર ચાલે તો સારું એમ બધા અનુભવી મુત્સદ્દીઓ કહેતા હતા. પોતાના અમલના છેલ્લા દિવસો વખતે વિલિયમ પોતે પણ એ જ સૂચના આપતો ગયો હતો. જૅકોબાઇટો ફરીથી જેમ્સના વંશને ગાદી ઉપર બેસાડવા માગતા હતા. કેટલાએક વ્હિગોને એકદમ સ્વતંત્ર રાજયતંત્ર જોઈતું હતું. ઍનના વખતમાં વિલિયમની સૂચના ઉપર વિચાર કરવા બંને દેશોના પ્રતિનિધિઓની એક

---

* તેણે લખ્યું. The grief of my soul is this:—I see plainly that the Tory party is gone.

સ્વિફ્ટે જવાબ આપ્યો:—The events of the five days last week might furnish morals for another volume of Seneca.

પરિષદ્ મળી, પણ સ્કૉટ્લંડના વિરોધથી તે પરિષદ્ પડી ભાંગી. ઊલટું ઇ. સ. ૧૭૦૩–૪ની સ્કૉટ પાર્લમેંટે ગાદી માટે ઇંગ્લંડથી જુદો બંદોબસ્ત કરવાનો ઠરાવ કર્યો. ઇંગ્લંડની પાર્લમેંટે સામો એવો જ કડક જવાબ વાળ્યો ને સ્કૉટ લોકોના વેપાર વગેરે સામે કાયદાઓ કર્યા. ઇ. સ. ૧૭૦૬માં મંત્રીમંડળે વળી જૂના સવાલનો ફડચો લાવવા માટે એકત્રીસ સ્કૉટ પ્રતિનિધિઓ ને તેટલા જ અંગ્રેજ પ્રતિનિધિઓ નીમ્યા. તેઓની સૂચનાઓ પ્રમાણે સ્કૅંટ્લંડની પાર્લમેંટને બંધ કરવામાં આવી. તેને બદલે સ્કૉટ્લંડથી ઇંગ્લંડના હાઉસ ઑવ્ કૉમન્સમાં ૪૫ જણા ને હાઉસ ઑવ્ લૉર્ડ્ઝમાં ૧૬ જણા બેસે એમ નક્કી થયું. સ્કૅંટ્લંડના કાયદાઓ ને તેના ચર્ચની વ્યવસ્થા હતાં તેમજ રહ્યાં. ઇંગ્લંડના દેવામાં ને કર વગેરેની બાબતોમાં પણ બંને વચ્ચે યોગ્ય સમજુતીઓ કરવામાં આવી. વેપારમાં ને સંસ્થાનિક વસવાટમાં સ્કૉટલંડની પ્રજાને અંગ્રેજો જેટલી છૂટ આપવામાં આવી. આવી રીતે ઇંગ્લંડનું ને સ્કૉટ્લંડનું રાજ્યતંત્ર એક થયું, મે, ઇ. સ. ૧૭૦૭. તે ઐક્યથી એકંદરે બંને પ્રજાને લાભ થયો, યુરોપમાં ઇંગ્લંડનું વજન વધ્યું, ને ઉત્તરમાં પરરાજ્યો તરફનો ભય નાબૂદ થયો.

ઇ. સ. ૧૭૧૪માં ઍન રાણી મરણ પામી. તેના મરણ પછી "ઍક્ટ ઑવ્ સેટલમેન્ટ" પ્રમાણે હૅનોવરનો ઇલેક્ટર જ્યૉર્જ ઇંગ્લંડની ગાદીએ આવ્યો. આ પ્રમાણે સ્ટુઅર્ટ અમલની પૂર્ણાહુતિ થઈ અને તે સાથે હૅનોવર અમલ શરૂ થયો.



# બ્રિટિશ લોકોનો ઇતિહાસ



## હૅનોવર – અમલ

ઇ. સ. ૧૭૧૪થી ઇ. સ. ૧૯૩૫

# પૂર્વવચન

## ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાન્તિ: "રેવોલ્યુશન"

હૅનોવર વંશના અમલનું વર્ણન શરુ કરતા પહેલાં કેટલીક અગત્યની હકીકતો ધ્યાનમાં રાખવાની જરુર છે. ઇંગ્લંડનો સ્ટુઅર્ટ વંશનો છેલ્લો રાજા બીજો જેઇમ્સ જોહુકમી હતો અને ધર્મે રોમન કેથોલિક સંપ્રદાયનો હતો. તેનો અમલ લોકોને ઘણો અળખામણો થઇ પડયો. તેથી પ્રજાના આગેવાનોએ તેને પદભ્રષ્ટ કરવાનો અને તેની પુત્રી મેઇરિને તથા જમાઇ હોલંડના વિલિઅમ ઑફ્ ઑરેન્જને દેશની ગાદી આપવાનો નિર્ણય કર્યો. વિલિઅમ પ્રોટેસ્ટંટ પંથનો હતો. વળી ઇંગ્લંડના કટ્ટા દુશ્મન ફ્રેંચ રાજા ચૌદમા લૂઇનો પણ તે કટ્ટો દુશ્મન હતો. મેઇરિએ અને વિલિઅમે ઇંગ્લંડની ગાદી સ્વીકારવાનું નિમંત્રણ કબૂલ રાખ્યું. તેઓ ઇંગ્લંડ આવ્યાં. રાજા જેઇમ્સ ફ્રાંસ ભાગી ગયો. ઇંગ્લંડની પાર્લમેન્ટે જેઇમ્સને પદભ્રષ્ટ કર્યો અને વિલિઅમને તથા મેઇરિને રાજારાણી બનાવ્યાં. આ નવાં રાજારાણીએ કાયદા પ્રમાણે રાજ્ય કરવાનું વચન આપ્યું.

રાણી મેઇરિ ઇ. સ. ૧૬૯૪માં મરી ગઇ. પણ વિલિઅમ ઇ. સ. ૧૭૦૨માં મરી ગયો. પાર્લમેન્ટે એક વાર એવો કાયદો કર્યો હતો કે મેઇરિ બીનવારસ મરી જાય તો તેના પછી તેની બ્હેન ઍન ગાદીએ આવે. તેથી વિલિઅમના મરણ પછી ઍન ઇંગ્લંડની રાણી થઇ. તે ઇ. સ. ૧૭૧૪માં મરી ગઇ. પાર્લમેન્ટે ઇ. સ. ૧૭૦૧માં "ઍક્ટ ઑફ્ સેટલમેન્ટ" નામનો કાયદો ઘડયો હતો અને તેમાં એવો ઠરાવ કર્યો હતો કે જો ઍન રાણી બીનવારસ મરી જાય તો સ્ટુઅર્ટ વંશના રાજા પહેલા જેઇમ્સની પુત્રી ઇલિઝબેથની પુત્રી સોફિઆનો પુત્ર જ્યૉર્જ ઇંગ્લંડનો રાજા થાય. આ જ્યૉર્જ જર્મનીમાં હૅનોવર પરગણાનો 'ઇલેક્ટર' એટલે નાનો રાજા હતો. રાણી ઍન બીનવારસ મરી ગઇ એટલે જ્યૉર્જ ગાદીએ આવ્યો. તેનો વંશ હૅનોવરનો વંશ કહેવાય છે.

અહીં આપેલા વંશવૃક્ષથી જ્યૉર્જનો ગાદી ઉપરનો હક સ્પષ્ટ સમજાશે.

## ઇંગ્લંડની ગાદી ઉપર હૅનોવર વંશનો હક

## વંશવૃક્ષ

પહેલો જેઇમ્સ [સ્ટુઅર્ટ વંશ]
૧૬૦૩–૨૫




ઇંગ્લંડમાં આ વખતે બે રાજકીય પક્ષો ઊભા થયા હતા: (૧) વ્હિગ પક્ષ જે રાજા સામે વિરોધ કરતો; અને (૨) ટોરિ પક્ષ જે રાજાનો પક્ષપાત કરતો.

ઇ. સ. ૧૬૮૮માં ઇંગ્લંડની પાર્લમેન્ટે જેઇમ્સ બીજાને પદભ્રષ્ટ કર્યો અને મેઇરિને તથા વિલિઅમ ઑફ઼ ઑરેન્જને ગાદી આપી, તે બનાવ ૧૬૮૮ની **રાજ્યક્રાંતિ – "રેવોલ્યુશન"** કહેવાય છે. "રેવોલ્યુશન" ઇંગ્લંડના ઇતિહાસમાં ઘણો અગત્યનો બનાવ ગણાય છે. એ બનાવથી ઇંગ્લંડનું રાજ્યતંત્ર પાર્લમેન્ટને તાબેદાર બન્યું અને રાજાઓનો આપખુદ અધિકાર નાબુદ થયો. આ બનાવથી પાર્લમેન્ટ રાજાને ગાદી ઉપરથી ઊઠાડી શકે છે તે સિદ્ધાંત સ્થપાયો. વળી દેશનો કારભાર પાર્લમેન્ટની સંમતિ પ્રમાણે ચાલવો જોઇએ અને પાર્લમેન્ટે પ્રજાની ઇચ્છા મુજબ કારભાર કરવો જોઇએ, એ બીજો સિદ્ધાંત પણ તેથી સાબીત થયો. છેવટે દેશનો કારભાર કાયદા પ્રમાણે થવો જોઇએ અને તેમાં આપખુદી હોવી જોઇએ નહી તે બધા પક્ષોએ કબૂલ કર્યું.

આ કારણોથી જ ઇ. સ. ૧૬૮૮નો "રેવોલ્યુશન" ઇંગ્લંડના ઇતિહાસમાં ખાસ અગત્ય ધરાવે છે.

# પ્રકરણ ૧લું

## હૅનોવર વંશનો અમલ: પ્રથમ યુગ

### ઇ. સ. ૧૭૧૪–૧૮૩૭

### મુખ્ય લક્ષણો

ઍનના મરણ પછી જર્મનીની ઉત્તર દિશામાં આવેલા હૅનોવરના પરગણાનો જાગીરદાર જ્યૉર્જ ઈંગ્લંડનો રાજા થયો ત્યારથી તે ઇ. સ. ૧૮૩૭ સુધીના ઇંગ્લંડના ઇતિહાસને હૅનોવર વંશના ઇતિહાસનો પ્રથમ યુગ કહેવામાં આવે છે. તે પછી મહારાણી વિક્ટોરિઆનો અમલ શરુ થયો ત્યારથી એક બીજો નવો યુગ શરુ થાય છે. આ પહેલા યુગનાં લગભગ સવાસો વરસોના ઇતિહાસનાં મુખ્ય લક્ષણો અહીં તપાસીએ.

જ્યૉર્જ ઈંગ્લંડનો રાજા થયો ત્યારે ઇંગ્લંડમાં રાજા–પ્રજા વચ્ચેનો વિરોધ શાંત થઈ ગયો હતો. એ વખતે ઈંગ્લંડના લોકોની રાષ્ટ્રીય ભાવના સતેજ થઈ હતી અને તેઓ પરદેશના કોઈ પણ હરીફની સામે થવાને તૈયાર હતા. યૂરોપમાં આ યુગમાં ઘણી રાજ્યક્રાંતિઓ થઈ, ઘણા બળવાઓ થયા, અને લોકો અને રાજાઓ વચ્ચે ભયંકર વિગ્રહો થયા. પણ ઇંગ્લંડમાં શાંતિ રહી અને ઈંગ્લંડનું રાજ્યતંત્ર જરા પણ ડગ્યું નહી. તે કારણથી ઈંગ્લંડનો વેપાર જામ્યો, તેના સામ્રાજ્યનો વિસ્તાર થયો, અને લોકોની આબાદી વધી. ગ્રેઈટ બ્રિટન યૂરોપમાં, અમેરિકામાં અને હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિનું રાષ્ટ્ર ગણાવા લાગ્યું. ઈંગ્લંડનો કારભાર લોકમાન્ય બન્યો. પાર્લમેન્ટની સત્તાઓ અને ઇજ્જત વધ્યાં. તે કારણથી ઈંગ્લંડના લોકો નેપોલિઅન જેવા પ્રબળ શત્રુને અને તેની મોટી શક્તિને પણ હંફાવી શક્યા.

આ સૈકામાં ઈંગ્લંડમાં નવા હુન્નરો, ઉદ્યમો અને વેપારો દાખલ થયા. દેશમાં અનેક મોટાં કારખાનાં ઊભાં થયાં. આ કારખાનાં યંત્રબળથી ચાલતાં અને તેમાં ગામડાંના લોકો કામ કરતા. તેથી શહેરોની સંખ્યા વધી. કારખાનાંનો માલ દેશાવરમાં જવા લાગ્યો. તેથી ઈંગ્લંડનું વહાણવટું જામ્યું. ઈંગ્લંડના વેપારીઓ આખી દુનિયા ઉપર ફરી વળ્યા.

ઈંગ્લંડમાં ધનની જમાવટ થવા લાગી. એની અસર મહારાણી વિક્ટોરિઆના વખતમાં સ્પષ્ટ થઈ. પણ તેની પ્રથમ ભૂમિકા આ યુગમાં જોવામાં આવે છે.

યૂરોપના રાજકારણમાં આ જમાનામાં અગત્યના ફેરફારો થયા. આ યુગમાં ફ્રાંસનું જોર નરમ પડયું. પ્રશિઆ અને રશિઆ એ બે રાજ્યો હવે મુખ્ય થયાં અને તેમનું મહત્ત્વ યૂરોપના દરબારોમાં વધવા માંડ્યું. હૅનોવર જર્મનીનું એક નાનકડું રાજ્ય હતું. પણ હૅનોવરનો જાગીરદાર અથવા ઈલેક્ટર ઈંગ્લંડનો રાજા થયો હતો. તેથી ઈંગ્લંડને હૅનોવરનું હિત પણ ખાસ ધ્યાનમાં રાખવું પડયું.

---

## પ્રકરણ ૨જું
## રાજા પહેલો જ્યૉર્જ
### ઇ. સ. ૧૭૧૪–૨૭
### હૅનોવર વંશની સ્થાપના

**રાજા પહેલો જ્યૉર્જ:**—જ્યૉર્જ ઈંગ્લંડનો રાજા થયો ત્યારે તેની ઉંમર ચોપન વરસની હતી. નવો રાજા રગેરગ જર્મન હતો. તે થોડાબોલો, સાદો, કદરૂપો, લોભી અને મહત્ત્વાકાંક્ષી હતો. સ્વભાવે તે નરમ હતો. પણ તે લંપટ, આવડત વગરનો, હલકટ, સાહિત્યકળા તરફ બેદરકાર અને ઝનુની પ્રોટેસ્ટંટ હતો. તેને ઈંગ્રેજી ભાષા બીલકુલ આવડતી નહોતી. તેમ તેને ઇંગ્લંડની રાજ્યકીય સંસ્થાઓનું કશું જ્ઞાન નહોતું.


જ્યૉર્જ પહેલો

જ્યૉર્જ રાજાને પોતાની રાણી સાથે બનતું નહોતું. રાણીને તેણે હૅનોવરમાં કેદમાં રાખી હતી. તેથી તે ઈંગ્લંડમાં ઘણે ભાગે રખાતોનો

અને ખુશામતીઆ લોકોનો તાબેદાર બની ગયો. તેને તો હૅનોવરનું હિત ખાસ સાચવવું હતું. તેને ઇંગ્લંડ માટે જરા પણ ખેવના નહોતી. આ કારણોથી જ્યૉર્જે ઇંગ્લંડનો કારભાર પોતાના વ્હિગ પ્રધાનોના હાથમાં મૂકી દીધો. પરિણામે વ્હિગ પક્ષની સત્તા વધી, પાર્લમેન્ટ વધારે વગવાળી બની, તાજના અધિકારો ઓછા થયા, અંને ટોરિ પક્ષના મુસદ્દીઓ રાજ્યતંત્રથી પચાસ વરસો સુધી બાતલ રહ્યા.

જ્યૉર્જના અમલનાં આટલાં મુખ્ય પરિણામો ગણાવી શકાય.

**વ્હિગ પક્ષનો કારભાર: મુખ્ય પ્રધાનની સંસ્થા:—**વ્હિગ મુસદ્દીઓએ જ જ્યૉર્જને ઇંગ્લંડની ગાદી અપાવી હતી. તેથી જ્યૉર્જે તેમને પોતાના કારભારીઓ બનાવ્યા. આ કારભારીઓમાં ટાઉનશેન્ડ, કાર્ટરેટ, સ્ટેનહોપ અને વૉલ્પોલ મુખ્ય હતા.

રાજા જ્યૉર્જને ઇંગ્રેજી ભાષા આવડતી નહોતી અને તેને ઇંગ્લંડનું રાજકારણ જરાય સમજાતું નહોતું. તેથી તે કારભારીઓની સભામાં હાજરી આપતો નહોતો. આ પ્રધાનોમાં જે મુખ્ય હોય તે મંત્રીમંડળની સભાનું પ્રમુખસ્થાન લેતો. મંત્રીમંડળની કાર્યવાહીની ખબર તેની મારફત રાજાને પડી શકતી. આ એક અકસ્માત્ હતો. પણ તેનું એક ઘણું સુંદર પરિણામ આવ્યું. રાજાની ગેરહાજરીથી મંત્રીમંડળના પ્રમુખની સત્તા વધી પડી અને તે ભવિષ્યનો **મુખ્ય પ્રધાન**–Prime Minister– થયો. એથી મંત્રીમંડળની ચર્ચાઓ વધારે સ્વતંત્ર થઈ અને રાજાનો આપખુદ અમલ ઘણો નરમ પડી ગયો.

**સપ્તવાર્ષિક કાયદો: Septennial Act: ઈ. સ. ૧૭૧૬:—** રાજાના વ્હિગ પ્રધાનોને પોતાની સત્તા વધારવાની મોટી અભિલાષા હતી. તેમને હર વખત બીક લાગતી કે ટોરિઓ રાજ્યમાં મુખ્ય થઈ જશે તો વળી પાછો ઇંગ્લંડની ગાદી ઉપર સ્ટુઅર્ટ વંશ આવશે, અને વળી ધર્મને નામે તથા આપખુદ અમલને નામે લોકોને પૂરી સતામણી થશે. તેથી તેમણે પાર્લમેન્ટમાં એવો મુસદ્દો રજુ કર્યો કે ભવિષ્યમાં હાઉસ ઑફ કૉમન્સની બેઠક સાત વરસ સુધી ચાલુ રહે. વ્હિગ પ્રધાનોએ એવી દલીલ કરી કે દેશને સુલેહશાંતિની ખાસ જરુર છે અને જો જૂના (ઇ. સ. ૧૬૯૪ના) કાયદા પ્રમાણે હાઉસ ઑફ કૉમન્સ દર ત્રણ

વરસે નવું થાય તો દર ત્રણ વરસે નવા પ્રધાનો થાય, ચુંટણીની ધમાલ વધી પડે અને દેશભરમાં અશાંતિ થાય. તેથી ત્રણ વરસ નહી પણ સાત વરસ માટે હાઉસ ઑફ કૉમન્સે બેસવું જોઈએ અને તેની ચુંટણી દર ત્રણ વરસે નહી પણ સાત વરસે થવી જોઈએ.

પાર્લમેન્ટે આ કાયદો પસાર કર્યો. તેથી પરિણામ એ આવ્યું કે પ્રધાનો રાજાથી સ્વતંત્ર થઈ શક્યા. તાજની સત્તા એટલે અંશે ઘટી, અને હાઉસ ઑફ કૉમન્સના સભાસદો હાઉસ ઑફ લૉર્ડ્ઝના સભાસદોથી સ્વતંત્ર થયા.

આ કાયદો ઇ. સ. ૧૯૧૧ સુધી રહ્યો.

**અમીરાતનો ખરડો : Peerage Bill : ઇ. સ. ૧૭૧૯:**—જ્યૉર્જના વ્હિગ પ્રધાનોએ હાઉસ ઑફ કૉમન્સમાં પોતાની સત્તા વધારવા માટે સપ્તવાર્ષિક કાયદો પસાર કર્યો અને હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં પોતાની વગ કાયમ કરવા માટે તેમણે અમીરાતનું બિલ રજુ કર્યું. એ વખતે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં માત્ર ૧૭૮ અમીરો હતા. વ્હિગ પ્રધાનોએ એવો મુસદ્દો રજુ કર્યો કે હવે રાજા દર વરસે માત્ર ૭ અમીરોને હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં બોલાવી શકે. આ મુસદ્દો હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં તો પસાર થયો. પણ હાઉસ ઑફ કૉમન્સમાંથી ઊડી ગયો. આ મુસદ્દો "**અમીરાતનો ખરડો**" કહેવાય છે.

**ટોરિ પક્ષ સામે પ્રહાર :**—દેશના આંતર કારભારમાં વ્હિગ પ્રધાનોએ આવી રીતે પોતાની સત્તા વધારવા માટે જેટલું થઈ શકે તેટલું કર્યું. તે જ સાથે તેમણે રાજકારણમાં પોતાના જૂના શત્રુઓ એટલે ટોરિ પક્ષના આગેવાનો ઉપર કામ ચલાવ્યું. તેથી કેટલાએક મોટા ટોરિ મુસદ્દીઓ ઇંગ્લંડ બહાર ચાલ્યા ગયા અને કેટલાએકો પાર્લમેન્ટ બહાર રહ્યા.

**પરદેશો સાથે મૈત્રી :**—વ્હિગ આગેવાનો મોટા મુસદ્દીઓ હતા અને ફ્રાંસનું બળ જેમ બને તેમ ઓછું થાય તેમાં ઇંગ્લંડને લાભ છે એમ તેઓ સમજતા હતા. વળી તેમનો કટ્ટો શત્રુ પદભ્રષ્ટ રાજા જેમ્સનો પુત્ર એડવર્ડ પ્રિટેન્ડર ફ્રાંસના રાજાને આશરે જઈ રહ્યો હતો. તેને નિષ્ક્રિય કરવાની જરુર હતી. આ કારણોથી વ્હિગ આગેવાનોએ

યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો સ્પેઇન, હોલંડ, ઑસ્ટ્રિઆ વિગેરે સાથે મૈત્રી કરી અને હૅનોવરને તથા ઇંગ્લંડને ફ્રાંસના વિરોધ સામે બચાવ્યાં.

**પ્રિટેન્ડરની સવારી : ઇ. સ. ૧૭૧૫:**—ઇંગ્લંડના છેલ્લા સ્ટુઅર્ટ રાજા જેઇમ્સને પાર્લમેન્ટે પદભ્રષ્ટ કર્યો હતો. તે ફ્રાંસને શરણે ગયો હતો અને ત્યાં તેનું મરણ નીપજ્યું હતું. તેનો પુત્ર જેઇમ્સ એડવર્ડ નામે હતો. તેની સાથે ઇંગ્લંડના કેટલાએક ટોરિ તથા બીજા મુસદ્દીઓ ખાનગી પત્રવ્યવહાર કરતા હતા અને તેને ઇંગ્લંડ ઉપર સવારી કરવાની સલાહ આપતા હતા. એમાં બૉલિંગબ્રોક અને માર્લબરો મુખ્ય હતા. સ્કૉટ્લંડમાં પ્રિટેન્ડર અથવા ત્રીજા જેઇમ્સના કેટલાક અનુયાયીઓ હતા. તેમણે અર્લ ઑફ્ મારની સરદારી નીચે બંડ કર્યું અને મૅકિન્ટૉશના હાઇલૅંડરો તેમની સાથે ભળ્યા. આ બંડખોરોએ પ્રથમ પર્થ શહેરનો કબજો કર્યો અને પછી તેઓ ઇંગ્લંડના ઉત્તર પ્રદેશમાં ઊતર્યા. પણ રાજાના લશ્કરે પ્રેસ્ટન પાસે તેમને હરાવ્યા. અર્લ ઑફ્ મારનું લશ્કર શેરિફ્મૂર પાસે રાજાના લશ્કર સામે આવ્યું. તે લડાઇમાં કોઈ પક્ષની હારજીત થઈ નહી. પ્રિટેન્ડર પોતે સ્કૉટલંડ આવ્યો. પણ જ્યારે તેણે જોયું કે બે સારાં લશ્કરો ઇંગ્લંડથી પોતાની સામે આવે છે ત્યારે તે હિંમત હારી ગયો અને ફ્રાંસ ઉપડી ગયો.

પ્રિટેન્ડર હારી ગયો તેનું મુખ્ય કારણ તો એ હતું કે તેના મિત્રો બંને બાજુ "ઢોલ વગાડતા" અને તેમણે તેને કદિ ખરી મદદ કરી નહોતી. પ્રિટેન્ડરનો હુમલો નિષ્ફળ ગયો તેથી જ્યૉર્જની ગાદી "રીઢી" થઈ ગઈ અને તેના વ્હિગ મિત્રોનું બળ વધી પડ્યું. તેમણે પોતાના મુખ્ય દુશ્મનોને ફાંસી આપી, પણ બીજા લોકોને માફી આપી. તેથી તેઓ ઘણા લોકપ્રિય બન્યા અને ટોરિઓનું જોર છેક નરમ થઈ ગયું.

ઇંગ્લંડના પરદેશ સાથેના વ્યવહારને જોવાનું કામ આ વખતે કાર્ટરેટ નામનો વ્હિગ મુસદ્દી કરતો હતો. આ વ્હિગ મુસદ્દી યૂરોપના રાજકારણને બહુ સારી રીતે સમજી શકતો અને તેને ઇંગ્લંડનું રાજકારણ ઘણું તુચ્છ લાગતું તે કહેતો: "What is to me who is a judge or who is a bishop? It is my business to make Kings and Emperors and to maintain the balance of Europe."

**સાઉથ સી કંપનીની નાદારી : નાદાર દેશનો વૉલ્પોલે કરેલો ઉદ્ધાર : ૧૭૨૦:**—ઇંગ્લંડનું પ્રજાકીય દેવું આ વખતે લગભગ ૫,૧૩,૦૦,૦૦૦ પૌંડનું થઈ ગયું હતું અને તેના ઉપર લગભગ ૩૫ લાખ પૌંડ જેટલું વ્યાજ સરકારને આપવું પડતું હતું. આ કારણથી ટોરિ કારભારીઓએ કરજનો કેટલોક ભાગ સાઉથ સી કંપનીના શેરોમાં બદલાવી નાખવાની અને કરજનો વહીવટ કંપનીને સોંપવાની યોજના કરી હતી. કંપનીના શેરો તેજીમાં હોવાથી નાણું ભેગું થતાં મુશ્કેલી પડી નહી. પણ આમાં જ ખરી પોલ હતી; કારણ કે કંપનીને કાંઈ ખરો નફો તો હતો જ નહી. છતાં લોકો એટલા બધા ઘેલા થઈ ગયા કે તેઓ કંપનીના શેરો લેવા તલપાપડ થઈ ગયા. સોનો શેર હજારે વેચાવા લાગ્યો. કેટલાએક લેભાગુઓએ અને શેખચલ્લીઓએ નવી કંપનીઓ ઊભી કરી. મોટા મોટા માણસો તેના આગેવાનો થયા. ઘરો બાંધવાની, વીમો ઉતરાવવાની, સતત ગતિમાં રહે એવી ચક્રી કાઢવાની, સ્પેઇનનાં ખચ્ચરોને પરદેશ મોકલવાની, પારાને પ્રવાહી બનાવવાની, અનાથ–આશ્રમો ખોલવાની, એવી અનેક કંપનીઓ ઊભી થઈ. લોકોએ પોતાનું બચેલું નાણું આવી લેભાગુ યોજનાઓમાં રોક્યું. એક જણાએ એવી લાલચ આપી કે જે કોઈ શખ્સ બે પૌંડની રકમ અનામત મૂકશે તેને દર વર્ષે સો પૌંડ મળશે. લોકોએ પાંચ કલાકમાં ૨,૦૦૦ પૌંડ ભરી દીધા. લેભાગુ સોનેરી ટોળીનો માણસ આ રકમ ખીસ્સામાં મૂકી પોલ કરી ગયો. હવે કંપનીઓ ઊભી થઈ હતી. પણ વેપાર તો હતો જ નહી. તેથી ધીમે ધીમે શેરબજારમાં મંદી આવી અને એક પછી એક બધી કંપનીઓ ગગડી પડી. સાઉથ ગી કંપનીની પોલ પણ છાની રહી શકી નહી. હવાવાળો પાણીનો પરપોટો ફૂટી ગયો અને કંપનીનો શેર અસલ ભાવે આવી ગયો. પરિણામે વિધવાઓ, માબાપ વગરનાં છોકરાં, સામાન્ય વર્ગનાં માણુસો, વિગેરે બધાં પારાવાર નુકસાનીમાં ફસાઈ પડ્યાં. કંપનીની સ્થિતિની તપાસ કરવામાં આવી. મોટા મોટા માણુસો સામે રૂશવત અને દગો પૂરવાર થયાં. કંપનીના કેટલાક ડાયરેક્ટરો ભાગી ગયા; કેટલાકને

સજા કરવામાં આવી. આવે વખતે વૉલ્‌પોલ આગળ આવ્યો. તેણે ગુન્હેગારોની મીલકતને જપ્ત કરાવી નાંખી; તેમાંથી લોકોને નુકસાનીનો બદલો અપાવ્યો. કંપનીએ પ્રજાકીય કરજ પેટે જે રકમ આપવાનું કબૂલ્યું હતું તેનો મોટો ભાગ માફ કરવામાં આવ્યો, અને જે લોકોએ પ્રજાકીય કરજનાં કાગળીઆં (Annuities)ને બદલે કંપનીનાં કાગળીઆં ખરીદ્યાં હતાં તેમને થોડા ઘણા સંતોષવામાં આવ્યા.* વૉલ્‌પોલે આવી રીતે નાદાર ઇંગ્લંડને એક મોટી આફતથી કુનેહ વાપરીને બચાવી લીધું. તે જ સાથે તેના વીસ વર્ષના કારભારની શરુઆત થઈ.

વૉલ્‌પોલ સામે દુશ્મનો સખત બોલતા. પણ તે હમેશાં શાંત રહેતો. એક વાર પોતાના ઉપર થતા સખત આક્ષેપોનો તેણે આ પ્રમાણે સુંદર જવાબ આપ્યો: "A patriot, sir, why, patriots spring up like mushrooms! I could raise fifty of them within the four and twenty hours. I have raised many of them in one night. It is but refusing to gratify an unreasonable or an insolent demand, and up starts a patriot."

**રાજાનું મરણ: ઇ. સ. ૧૭૨૭:**—રાજા જ્યૉર્જ ઇ. સ. ૧૭૨૭ના જૂનમાં મરી ગયો. તેની કેટલીક નબળાઈઓ તો આપણે શરુઆતમાં જોઈ ગયા છીએ; છતાં એટલું કહેવું જોઈએ કે સારા કારભારીઓ શોધી કાઢીને તેણે ઈંગ્લંડનું અચોક્કસ રાજ્યતંત્ર સારા પાયા ઉપર મૂક્યું.

---

*આવી ઘેલછા અને નાદારી આપણા ઇલાકામાં છેલ્લાં સિત્તેર વર્ષમાં બે વાર જણાઈ છે. ઈ સ. ૧૮૬૬ પછી, ને ગયા મહાયુદ્ધ પછી ઈ. સ. ૧૯૧૯–૨૧માં. પહેલા જમાનાનો પ્રસિદ્ધ સુરતી જૈન પ્રેમચંદ રાયચંદ હજુ પણ લોકોમાં વખણાય છે. તેણે મુંબઇનો દરિયો પૂરવાની યોજના ઊભી કરી હતી અને મુંબઈ બૅંકને એક વાર "હાથ જીભ" કઢાવી હતી.

# પ્રકરણ ૩જું

# બીજો જ્યૉર્જ

## ઇ. સ. ૧૭૨૭–૬૦

**ત્રણ મુખ્ય વિભાગો:**—પહેલા જ્યૉર્જ પછી તેનો પુત્ર બીજો જ્યૉર્જ રાજા થયો. બીજા જ્યૉર્જના અમલના ત્રણ વિભાગો થઈ શકે છે: (૧) ઇ. સ. ૧૭૨૭–૪૨, જ્યારે વૉલ્પોલ મુખ્ય કારભારી હતો, (૨) ઇ. સ. ૧૭૪૨–૫૬, જ્યારે જુદાં જુદાં મંત્રીમંડળો થયાં, અને (૩) ઇ. સ. ૧૭૫૬–૬૦, જ્યારે પિટ્ટ મુખ્ય મુસદ્દી હતો અને જ્યારે ઈંગ્લંડ ફ્રાંસ સામે લડાઈમાં ઊતર્યું હતું. જ્યૉર્જના અમલનાં પહેલાં પંદર વર્ષ દરમ્યાન રાજ્યમાં ત્રણ ધુરંધર માણસો હતાં: (૧) રાજા પોતે. (૨) રાણી કૅરોલિન (Carolene). (૩) મુખ્ય કારભારી વૉલ્પોલ (Walpole). એ ત્રણેયના ગુણદોષ આપણે પહેલાં જોઈશું.



જ્યૉર્જ બીજો

**રાજા પોતે:**—જ્યારે જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારે તે ચુમ્માળીસ વર્ષનો હતો. તે બહાદુર, લશ્કરી કામકાજમાં બાહોશ અને નિયમિત હતો. જ્યૉર્જ અને પાટવી કુંવર વચ્ચે અણબનાવ હતો અને કેટલાએક આગેવાન ઇંગ્રેજો એ ખટપટમાં સામેલ હતા. નવો રાજા ઘણો જક્કી હતો. તેને તાજની સત્તા વિષે ઊંચો ખ્યાલ હતો. તેને પોતાના વતન હૅનોવર ઉપર અપાર પ્રીતિ હતી. પણ તે ઇંગ્લંડના લોકોથી અજ્ઞાત નહોતો. એક વખત તેને માણસનો ભરોસો પડયો તો પછી તે કદિ તેને છોડતો નહી. તે કદિ ખાનગી વાત કોઈને કહેતો નહી અને આપેલો બોલ કદિ તોડતો નહી. પણ તેનું ચારિત્ર્ય બહુ સારું નહોતું. તે લોભી અને હલકટ હતો. તે

ઘડીઘડીમાં ચીડાઈ જતો. તેનો સ્વભાવ ઉદ્ધત હતો અને પોતાનાં કુટુંબનાં બધાં માણસોનો તે હરઘડી તિરસ્કાર કરતો. સાહિત્ય, લલિત કળા, વિગેરે ઉપર તેને જરાય પ્રીતિ નહોતી. પ્રશિઆના રાજા મહાન્ ફ્રેડરિકનો પિતા ફ્રેડરિક વિલિઅમ આ રાજાને હમેશાં "વિદૂષક" (My brother the comedian) કહેતો હતો.

**રાણી કૅરોલિન:**—ઇ. સ. ૧૭૩૮ સુધી એટલે મરણ સુધી રાણી કૅરોલિને રાજાને પોતાના કબજામાં રાખ્યો અને વૉલ્પોલને કારભારમાં મદદ આપી. આ રાણી નાનપણમાં જ નબાપી થઈ ગઈ હતી. પણ બર્લિનમાં સારા સહવાસમાં રહેલી હોવાથી તેને ઘણો અનુભવ મળ્યો હતો. રાણી કૅરોલિન સાહિત્ય અને લલિત કળાની શોખીન હતી. તેનો સ્વભાવ આનંદી હતો. તેની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. ધર્મે તે ચુસ્ત પ્રોટેસ્ટંટ હતી. છતાં તે ઝનુની નહોતી. પોતાના બેવકૂ પતિની બધી નબળાઈઓને તે સહન કરતી. તે ઘણી ખંતીલી હતી. માણસોની પરીક્ષા કરવામાં તે બહુ બાહોશ હતી. ઈંગ્લંડને સુલેહની અને નિયમિત અમલની જરુર છે એમ તેને ખાતરી થઈ ગઈ હતી, તેથી જ તેણે વૉલ્પોલનો ભરોસો કર્યો. એ ઇંગ્રેજ મુસદ્દી સાથે રાણી ઘણી છૂટથી વર્તતી અને વૉલ્પોલની ગામઠી મશ્કરીઓ પણ તે પી જતી. તેના જીવનનો મુખ્ય હેતુ એ હતો કે કારભારમાં માત્ર પોતાની સત્તા કાયમ રહે. પ્રથમ કારભારી અને રાણી અમુક બાબત ઉપર એકમત થતાં; પછી તે બાબતને બંને રાજાના મનમાં એવી આબાદ રીતે ઠસાવી દેતાં, કે એ બાબત ખરી રીતે તો પોતાના જ મગજમાંથી નીકળી હોય એમ રાજા માની લેતો.*

**રૉબર્ટ વૉલ્પોલ:**—રાજ્યનો ત્રીજો મુખ્ય સ્તંભ વૉલ્પોલ હતો. આ રાજપુરુષનો જન્મ ઇ. સ. ૧૬૭૬માં થયો હતો. તેને અઢાર ભાંડુઓ

---

* વૉલ્પોલ કહી ગયો છે કે "When I give her (the Queen) her lesson, she can make him (the King) propose the very thing as his own opinion which a week before he had rejected as mine (Walpole's).

હતાં. કુટુંબની સ્થિતિ એકંદરે સારી હતી. તેનાં માબાપનો વિચાર એવો હતો કે વૉલ્‌પોલ ચર્ચમાં નોકરી મેળવી વિખ્યાત થાય. પણ મોટા ભાઈ મરી જતાં વૉલ્‌પોલને યુનિવર્સિટિમાંથી ઊઠાડી મૂકવામાં આવ્યો અને જમીન તથા બીજી મીલકતને સંભાળવાનું કામ તેને સોંપવામાં આવ્યું. ઈ. સ. ૧૭૦૧માં વૉલ્‌પોલ હાઉસ ઑફ્ કૉમન્સમાં ચુંટાયો, તે ઠેઠ ઈ. સ. ૧૭૪૨ સુધી તે સભામાં ચાલુ રહ્યો.

શરુઆતથી જ વૉલ્‌પોલ વ્હિગ પક્ષનો હતો. પ્રથમ તે નૌકાખાતાના બોર્ડનો સભ્ય થયો. ત્યાં તેણે એવું સારું કામકાજ કર્યું કે ઈ. સ. ૧૭૦૮માં તેને લડાઈ ખાતાના સેક્રેટરિની અને નૌકાખાતાના ખજાનચીની જગા આપવામાં આવી. પહેલો જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારે વૉલ્‌પોલ બક્ષી અને ખજાનચી થયો. ઈ. સ. ૧૭૨૦માં સાઉથ સી કંપનીએ દેવાળું ફૂંક્યું. લાખો લોકો પાયમાલ થઈ ગયા. ત્યારે વૉલ્‌પોલ દેશની વ્હારે આવ્યો અને ભયંકર આર્થિક નુકસાનમાંથી તેણે લોકોને બચાવ્યા. ઈ. સ. ૧૭૨૮માં બીજો જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારે વૉલ્‌પોલની વગ ઘણી વધી પડી. રાણી કૅરોલિનનો તે ભરોસાદાર સલાહકાર હતો. તે પોતે હવે પૈસાદાર, અનુભવી અને બાહોશ મુસદ્દી થઈ ગયો હતો.

**વૉલ્‌પોલના ગુણદોષ:**—વૉલ્‌પોલ શરીરે જાડો અને દેખાવે રૂઆબદાર હતો. તેનો સ્વભાવ ઘણો મોજીલો હતો. તે દારુનો નીશો કરતો અને ખૂબ શિકાર ખેલતો. વૉલ્‌પોલ સહૃદય હતો. શત્રુઓ ગમે તેટલી આળો ભાંડે તોપણ તે કદિ ગુસ્સો કરતો નહી. બની શકે તો તે તેમને મેળવી લેતો. તે કદિ પોતાનો વખત ગુમાવતો નહી. દરેક બાબતને તે પોતે જ તપાસતો. તે આખા રાજ્યનો કારભાર કરતો, છતાં હરેક કાગળનો જવાબ પોતે જ લખતો. એમ કહેવાય છે કે તેની પાસે કોઈ મદદનીશ સેક્રેટરિ કામ કરતો નહી. ઉપરાંત–અને આ મોટું આશ્ચર્ય કહેવાશે–વૉલ્‌પોલ બીજાના કાગળોની અગત્યની હકીકતોની નકલો પોતે કરી પોતાની પાસે રાખતો. વૉલ્‌પોલનું ચારિત્ર્ય ઊંચું નહોતું. તે એટલે સુધી કે પોતાની સ્ત્રીની શકમંદ ચાલચલગત સામે તેને જરા પણ તિરસ્કાર

થતો નહી. સાહિત્ય માટે કે લલિત કળા માટે તેને જરાય રુચિ નહોતી. ખુદ રાણીનીય તે બહુ હલકી મશ્કરીઓ કરતો. તેનામાં શિષ્ટતા કે સંસ્કારો નહોતા. પણ તે માણસોની કદર કરી શકતો અને તેમને કેવી રીતે સાધવા તે બહુ સારું જાણતો. ચાલતા જમાનાની પરિસ્થિતિનો લાભ ગમે તે પ્રકારે લેવો અને ભવિષ્યનો ઝાઝો વિચાર કરવો નહી એટલું તે ખાસ મનમાં રાખતો. એક વખત હાથમાં આવેલી સત્તાને તે છોડી દેવાનું મન કરે એવો નહોતો. વ્હિગ પક્ષનાં મુખ્ય સૂત્રોનો તેણે કોઈ દિવસ પરિત્યાગ કર્યો નહી. તે ખારીલો નહોતો. જો કે જે કોઈ મુસદ્દી તેની સામે થતો તેને તે હમેશાં પોતાથી દૂર રાખતો. પણ બાહોશ અને વિશ્વાસપાત્ર માણસોને તે પોતાની પાસે રાખતો. વૉલ્પોલના જમાનામાં મોટા મોટા અમલદારો લાંચરૂશવતો લેતા, સગાંસ્નેહીઓને ખૂબ લાભો અપાવતા, અને છતાં પ્રામાણિક અને દેશાભિમાની મુસદ્દીઓમાં ખપતા. તે વખતની પાર્લમેન્ટના સભાસદો રાજા પાસેથી, કારભારીઓ પાસેથી, અને દેશાવરના રાજ્યકર્તાઓ પાસેથી લાંચ ખાતા. મતદાર મંડળો આવાં જ લાંચીઆં હતાં. વૉલ્પોલે આ પરિસ્થિતિનો સારો લાભ લીધો; એટલે અંશે તેનો કારભાર અપ્રામાણિક ગણાશે. પોતે જ બેધડક કહેતો કે "All these men have their price... As to the revolters, I know the reasons and I know the price of every one of them." વૉલ્પોલે પાર્લમેન્ટના સભાસદોને અને તેમનાં માણસોને રાજ્યમાં જુદે જુદે ઠેકાણે ગોઠવી તેમને પોતાના પક્ષમાં મેળવી લીધા. પણ જ્યારે સામો પક્ષ બીજી કોઈ રીતે એકમત થતો નહી ત્યારે જ તે લાંચરૂશવતનું સાધન વાપરતો.* વૉલ્પોલના શત્રુઓ તેના સામે બીજો એ આક્ષેપ કરી ગયા છે કે વૉલ્પોલે જાહેર નાણું ઉચાપત કરી મોટી

* બર્ક તેને વિષે નીચે પ્રમાણે કહેતો ગયો છેઃ

"He (Walpole) was firm governing by corruption. He governed by party attachmente."

રકમ ભેગી કરી હતી.† પણ એ આક્ષેપ યોગ્ય નથી. વૉલ્‌પોલના કારભારની અગત્ય આપણે હવે પછી વિચારીશું.

**વૉલ્‌પોલનો કારભાર: વેપાર. કરપદ્ધતિ. જગાત. રાષ્ટ્રીય કરજ. ઈ. સ. ૧૭૩૦–૪૨:**—વૉલ્‌પોલને ઇંગ્લંડની આર્થિક સ્થિતિ સુધારવી હતી. વેપાર વધે તો જ આર્થિક સ્થિતિ સુધરે અને લોકો હૅનોવર વંશ તરફ પૂરેપૂરા વફાદાર રહે. તેથી જ્યાં સુધી વૉલ્‌પોલ સત્તા ઉપર રહ્યો ત્યાં સુધી તેણે ઇંગ્લંડને લડાઈમાં ઊતાર્યું નહી અને દેશમાં પ્રતિપક્ષીએ સાથે મોટી તકરારોમાં તે ઊતર્યો નહી. તેણે દેશાવર જતા તૈયાર માલ ઉપરનો જગાતનો બોજો કાઢી નાંખ્યો અને આયાત થતા કેટલાક કાચા માલ ઉપરની જગાત તેણે રદ કરી. અમેરિકાનાં અંગ્રેજ સંસ્થાનોને વૉલ્‌પોલે ઇંગ્લંડનાં વહાણોમાં, પણ નહીતર તદ્દન નિરાબાધ, યૂરોપના હરકોઈ દેશ સાથે પરબારો વેપાર કરવાની છૂટ આપી. પરિણામે સંસ્થાનોની આબાદી વધી અને ઇંગ્લંડનો માલ સંસ્થાનોમાં મોટા પ્રમાણમાં જતો થયો.

**કરપદ્ધતિ: જગાત:**—વૉલ્‌પોલને જમીન ઉપરનો કર ઓછો કરવો હતો. તેથી થતી નુકસાની પૂરી કરવા તેણે એક ઉપાય શોધી કાઢયો. એ વખતે ઇંગ્લંડમાં આયાત થતા માલ ઉપર બંદરો મુકામે જગાત લેવાતી. પણ જગાત ઉઘરાવનાર અમલદારો લાંચ લઈ જગાત વસુલ કરતા નહી.

---

† આ વિષે નીચેનું નાનું કાવ્ય આનંદ આપશે:

But a few years ago, as we very well know,
He scarce had a guinea his fob in;
But by bribing of friends,
To serve his dark ends,
Now worth a full million is Robin.
As oft hath he said,
That our debts should be paid,
And the nation be eased of her throbbing;
Yet on tick we shall run,
For the true sinking fund
Is the bottomless pocket of Robin.

તેથી રાજ્યને ઘણું નુકસાન થતું. વળી વેપારીઓ માલ છાનો મંગાવતા અને જગાતથી છટકી જતા. એ દૂર કરવા વૉલ્‌પોલે હાઉસ ઑફ્ કૉમન્સમાં એવો મુસદ્દો રજુ કર્યો કે બે ચીજો-દારુ ને તંબાકુ-ઉપરની બંદરી જગાત કાઢી નાંખવી; દારુ અને તંબાકુ દેશમાં વગર જગાતે આયાત થાય. પણ દરેક વેપારી પોતાના માલને સરકારી દેખરેખ નીચે પોતાની વખારમાં ભરે અને છૂટક વેચાણ વખતે રાજ્યને અમુક કર આપે. આ બાબતમાં જો લોકો એકમત થયા હોત તો તેમને લાભ હતો. તે યોજનાથી લંડન મોટું બંદર થઈ શકત. પણ તેઓ અર્થશાસ્ત્રને સમજતા નહોતા. વૉલ્‌પોલના દુશ્મનોએ એવી ગપ ફેલાવી કે દેશમાં આયાત થતી તમામ ચીજો ઉપર આવો કર-Excise-પડવાનો છે, દરેક ઈંગ્રેજને ઘેર સરકારી અમલદારો રોજ તપાસ કરવા આવશે, અને પ્રજા એમના ત્રાસથી તોબા તોબા કરી જશે. તેમણે દેશમાં જબરદસ્ત કોલાહલ મચાવ્યો. તેઓ કહેતા કે "No slavery, no excise, no wooden shoes. Liberty, Property, and no excise." વૉલ્‌પોલે જોયું કે બહુમતીથી મુસદ્દો પાર તો પડશે. પણ તેનો અમલ કરતાં દેશમાં ખુનરેજી થશે તેથી તેણે નમતું આપ્યું અને મુસદ્દો પાછો ખેંચી લીધો, ઇ. સ. ૧૭૩૩.

કરજ:—રાષ્ટ્રીય કરજ ઉપર ૭ સાત ટકાનું વ્યાજ અપાતું હતું. વૉલ્‌પોલે વ્યાજની તેરીખ ચાર ટકાની કરી નાંખી. કરજ પતાવવા માટે વૉલ્‌પોલે દર વર્ષે અમુક રકમ અનામત-Sinking Fund-મૂકી. આ યોજનાથી ૮૪ લાખ પૌંડનું દેવું પતાવવામાં આવ્યું.

**વૉલ્‌પોલ અને યૂરોપમાં સુલેહ:**—વૉલ્‌પોલ એમ માનતો હતો કે લડાઈ એટલે પ્રજાને અસતોષ, કારભારીઓને ઉત્પાત, લોકો ઉપર કરનો ભાર, વેપારનું નુકસાન, માણસોનો નિરર્થક ઘાણ, અને પ્રિટેન્ડરને એક નવી તક. તે કહેતો કે "My politics are to keep free from all engagements* as long as we possibly can."

* With Walpole new maxims definitely arose within the Whig party. Principles of peace, of neutrality, of diplomacy as a substitute for war, began slowly to find favour among them. P. 201, *Walpole* by John Morley.

તેણે બન્યું ત્યાં સુધી યૂરોપનાં રાજ્યો વચ્ચે અને ઇંગ્લંડ વચ્ચે સુલેહ રાખવાનો પ્રયાસ કર્યો. ઇ. સ. ૧૭૨૯માં ઇંગ્લંડ, ફ્રાંસ, હોલંડ અને સ્પેઇન વચ્ચે મૈત્રી કરી તેથી ઇગ્લંડને જિબ્રાલ્ટરની ફીકર મટી ગઈ અને વેપારના હકો મળ્યા. આ વખતે પોલંડ દેશની ગાદી માટે તકરાર થતાં યૂરોપમાં મોટી લડાઈ સળગવાની ધાસ્તી રહેતી હતી. પણ વૉલ્પોલે વચમાં પડી બધાં રાજ્યો વચ્ચે સમાધાની કરાવી. વૉલ્પોલ સિવાય તમામ લોકો લડાઈ કરવાના મતના હતા. ખુદ રાજારાણી પણ જર્મનીના હંમેશના સામાન્ય શત્રુ ફ્રાંસ સામે લડવા તૈયાર થઈ ગયાં હતાં. એક વાર તેણે રાણી કૅરોલિનને કહ્યું કે "Madam, there are fifty thousand men slain this year in Europe and not one Englishman."

**સ્પેઇન સામે યુદ્ધ:**—ઇ. સ. ૧૭૧૩ની સુલેહથી ઇંગ્લંડને સ્પેઇનનાં અમેરિકાનાં સંસ્થાનો સાથે એક જ વહાણ ભરી વેપાર કરવાનો હક મળ્યો હતો. પણ ઈંગ્રેજ વેપારીઓ એકને બદલે અનેક વહાણો ભરી વેપાર કરતા હતા. તેથી સ્પેઇનના અમલદારો તેમને સતાવતા. આવી કાયદેસર શિક્ષાને નાહક સતામણીનું ભયકર રૂપ આપી ઈંગ્રેજ વેપારીઓએ મોટો કોલાહલ મચાવ્યો. જેનકિન્સ (Jenkins) નામના એક ઈંગ્રેજે સ્પેઇન સામે ગુન્હો કર્યો હતો. તેથી તેનો કાન કાપી નાંખવામાં આવ્યો હતો. સ્વદેશ આવતાં તેણે પોતાના દેશભાઈઓને સ્પેઇન સામે ખૂબ ઉશ્કેર્યા. ઈંગ્રેજોને સ્પેઇન સામે લડાઈ જોઈતી હતી. પણ વૉલ્પોલ તેથી વિરુદ્ધ હતો. છતાં પાર્લમેન્ટમાં તેના શત્રુઓએ સ્પેઇન સામે યુદ્ધ જાહેર કરવા ઉપરાઉપરી માંગણીઓ કરવા માંડી. આવે વખતે વૉલ્પોલે રાજીનામું આપ્યું હોત તો સારૂં થાત. પણ રાજા તેને મૂકી દે એવો નગુણો નહોતો. તેથી ઇ. સ. ૧૭૩૯ના ઑક્ટોબરમાં સ્પેઇન અને ઇંગ્લંડ વચ્ચે લડાઈ સળગી. આ લડાઈ "The War of Jenkin's Ear" કહેવાય છે. લડાઈ જાહેર થયાનું સાંભળતાં લોકો આવેશમાં આવી ઘંટાનાદ કરવા લાગ્યા. પણ વૉલ્પોલે કહ્યું કે "They may ring their bells now; but they will soon be wringing their hands."

મુખ્ય પ્રધાન અક્ષરશઃ સાચો પડયો. યૂરોપના કોઈ રાજ્યે ઇંગ્લંડને મદદ કરી નહી. ઉલટું, ફ્રાંસ સ્પેઇનની મદદે ગયું. તેથી વૉલ્પોલે

ઇ. સ. ૧૭૪૨માં રાજીનામું આપી દીધું. શત્રુઓએ તેના કારભારની તપાસ કરવા એક સમિતિ નીમી પણ પાર્લમેંટે તે તપાસ વધારે લાંબી ચલાવવા ના પાડી. રાજાએ તેને અર્લ ઑફ઼ર્ડ (Orford) બનાવ્યો. વૉલ્‌પોલ હાઉસ ઑફ઼ લૉર્ડ્ઝમાં ગયા પછી પણ પ્રધાનો તેની સલાહ લેતા. ઇ. સ. ૧૭૪૫ના માર્ચ માસમાં તે મરી ગયો. તેના કારભારનાં મુખ્ય પરિણામો નીચે આપવામાં આવ્યાં છે.

**વૉલ્‌પોલના કારભારનું નિરીક્ષણ:**—વૉલ્‌પોલે ઇંગ્લંડમાં ઝાઝા સુધારા કર્યા નહી, તેમ દેશાવરમાં તેણે લડાઈઓ લડી કોઈ કીર્તિ મેળવી નહી; છતાં તેનો કારભાર "**ઇંગ્લંડના ઇતિહાસનો નવો યુગ**" કહેવાય છે. તેણે નવા વંશની ગાદી સલામત કરી, દેશનો અને સંસ્થાનોનો વેપાર વધાર્યો, દેશાવર સાથે મિત્રતા રાખી, પ્રિટેંડરના પક્ષને ઢીલો કર્યો, પ્યુરિટનોને દર વર્ષે છૂટ આપી તેમને સંતુષ્ટ રાખ્યા, તેમની સામેના કાયદાએ રદ કરવા ના પાડી, ઍંગ્લિકનોને ખુશ રાખ્યા, અને એવી રીતે ધર્મનું ખોટું ઝનુન ઓછું કરી નાંખ્યું. વૉલ્‌પોલે વર્તમાનપત્રોના વ્યવસ્થાપકોને અને રાજ્યકીય વિષયો ઉપર ચર્ચાઓ કરતા તીખામાં તીખા લેખકોને જરાય સતાવ્યા નહી એવો તો તે ડાહ્યો હતો. વૉલ્‌પોલે વ્હિગ પક્ષને પ્રબળ કર્યો. મંત્રીમંડળમાં બધા એક જ મતના હોવા જોઈએ, પ્રધાનો મુખ્ય મંત્રી નક્કી કરી શકે, જે કોઈ મુખ્ય મંત્રી સામે થાય તેણે રાજીનામું આપવું જોઈએ, મુખ્ય મંત્રીના કહેવા પ્રમાણે જ પ્રધાનોએ વર્તવું જોઈએ, અને હાઉસ ઑફ઼ કૉમન્સની બહુમતીથી રાજ્યતંત્ર ચાલવું જોઈએ, એ માન્યતાઓ તેના કારભારથી શરુ થઈ. તેથી વૉલ્‌પોલ રાજાના છત્ર નીચે જવાબદાર રાજ્યતંત્રનો પિતા કહી શકાય. તેના વખત સુધી મુખ્ય પ્રધાન (First Minister)નું નામ પણ નહોતું અને તે હોદ્દો પ્રથમ તેને લગાડવામાં આવ્યો ત્યારે શત્રુઓએ એ બાબતને તુચ્છકારી હતી વૉલ્‌પોલ રાજા, પાર્લમેંટ અને પ્રજા એમ ત્રણેયનો એક સાથે માનીતો પ્રધાન થઈ ગયો.* વૉલ્‌પોલ બે યુગોની વચમાં કારભાર કરી ગયો. તેની પહેલાં

---

*ડૉ જૉનસન એક સ્થળે કહે છે કે "Walpole was a minister, given by the king to the people; Pitt was a minister, given by the people to the King."

ઈંગ્લંડે વર્ષો સુધી ફ્રાંસ સામે લડી જીતો મેળવી; તેના ગયા પછી પણ ઈંગ્લંડે વર્ષો સુધી તે જ સત્તા સામે લડી જીતો મેળવી. પણ વૉલ્પોલ એક ઘટના સમજી શકયો નહી ફ્રાંસ સામે ઈંગ્લંડને ભવિષ્યમાં લડ્યા વગર ચાલે તેમ નહોતું, તેટલું તે કળી શકયો નહી. ઉપરાંત વૉલ્પોલે સુલેહને નામે ઈંગ્લંડના લશ્કરી અને દરિયાઈ સૈન્યને કેળવ્યું નહી. મોટો વિગ્રહ લડવાની તેનામાં શક્તિ નહોતી, છતાં તેણે ઈંગ્રેજોને ખરા સ્વરાજ્ય—જવાબદાર રાજ્યતંત્ર–ના પ્રથમ પાઠો શીખવ્યા. તેનામાં ઘણા દોષો હતા, છતાં તે એક મહાન્ મુસદ્દીની કક્ષામાં ગણાવો જોઈએ. તેના પછી યુરોપમાં અને ઈંગ્લંડમાં બધે નવી પરિસ્થિતિઓ, નવી યોજનાઓ, નવી આશાઓ, નવાં માણસો અને નવા કારભારો દેખાયાં.

**ઑસ્ટ્રિઆની ગાદી સંબંધી વિગ્રહ : ઇ. સ. ૧૭૪૪–૪૮:—** કાર્ટરેટ વૉલ્પોલની જગ્યા ઉપર આવ્યો. કાર્ટરેટ પ્રામાણિક, વિદ્વાન, દીર્ઘદ્રષ્ટા અને યૂરોપની પરિસ્થિતિથી સારી રીતે વાકેફગાર હતો. તેને ઈંગ્લંડની આંતર રાજ્યખટપટો ગમતી નહોતી. સત્તા ઉપર આવતાં વાર તુરત તેણે વૉલ્પોલનું ધોરણ બદલી નાંખ્યું અને યૂરોપના રાજકારણમાં માથું મારવા માંડયું. રશિઆ, પ્રશિઆ અને હોલંડ સાથે નવા કરારો કરવામાં આવ્યા. આ વખતે ઑસ્ટ્રિઆમાં રાજ્ય કરતી રાણી મેરિઆ થેરેસા (Maria Theresa) ના પતિ ફ્રાંસિસને જર્મનીમાં શાહેનશાહ થવું હતું. પણ ફ્રાંસે તેની સામે દાવપેચ રમવા શરુ કર્યા. તેથી ઈંગ્લંડે ઑસ્ટ્રિઆનો પક્ષ લીધો અને યૂરોપમાં વિગ્રહ ફાટી નીકળ્યો. આ વિગ્રહ ઇતિહાસમાં "War of the Austrian Succession"–ઑસ્ટ્રિઆની ગાદીનો વિગ્રહ–કહેવાય છે. યુદ્ધ માટે રાજા જ્યૉર્જ પોતે યૂરોપ ગયો અને તેણે ફ્રેંચોને ડેટિંજન–Dettingen પાસે હરાવ્યા, ઇ. સ. ૧૭૪૩. (આ લડાઈ પછી ઈંગ્લંડનો કોઈ રાજા દેશાવર લડવા ગયો નથી.) આ લડાઈ પછી પ્રશિઆનો રાજા ફ્રેડરિક મિત્રરાજ્યોના પક્ષમાંથી ખસી ગયો. તેથી વિગ્રહ ઈંગ્લંડને અનુકૂળ નીવડયો નહી. મિત્રરાજ્યોની મુશ્કેલીઓ વધી ગઈ. રાજાનો બીજો પુત્ર ડ્યૂક ઑફ કંબરલૅંડ ફ્રેંચો સામે લડતાં ફૉન્ટેનોય (Fontenoy) પાસે હારી ગયો, ઇ. સ. ૧૭૪૫. ફ્રેંચ લશ્કરોએ બેલ્જિઅમની સરહદ ઉપરના

ઘણાખરા કિલ્લાઓ સર કર્યા અને હિંદુસ્તાનમાં મદ્રાસનું થાણું કબજે કર્યું; ઇ. સ. ૧૭૪૫–૪૬. યૂરોપનાં રાજ્યોએ ફ્રેંચો સાથે જુદી સુલેહો કરી: માત્ર ઇંગ્લંડનાં અમેરિકાનાં સંસ્થાનોનાં લશ્કરો ફ્રેંચોનું લૂઇબર્ગ નામનું શહેર હાથ કરી શક્યાં. તેથી ઇંગ્લંડે ઇ. સ. ૧૭૪૮માં એ–લા–શા–પેલ (Aix-la-cha-pelle) મુકામે સુલેહ કરી અને વિગ્રહનો અંત આવ્યો. એ તહથી મેરિઆ થેરેસાનો પતિ ફ્રાંસિસ શાહેનશાહ થયો, ફ્રાંસને લૂઇબર્ગ પાછું મળ્યું, ઇંગ્લંડને મદ્રાસ પાછું મળ્યું, અને ઇ. સ. ૧૭૧૩નો યુટ્રેક્ટનો કરાર પાછો તાજો કરવામાં આવ્યો.

આ કરાર થયો ત્યારે કાર્ટરટેના કારભારનો અંત આવ્યો હતો અને મુખ્ય પ્રધાનો તરીકે હેનરિ પેલ્હામ અને તેનો ભાઇ ટૉમસ પેલ્હામ અથવા ડ્યૂક ઑફ ન્યુકૅસલ કામ કરતા હતા.

કાર્ટરટે મોટો મુસદ્દી હતો અને યૂરોપનું રાજકારણ તેના જેટલું બીજા કોઈને સમજાતું નહી.*

એ–લા–શા–પેલના તહમાં ઇંગ્લંડના મંત્રીમંડળની દીર્ઘદૃષ્ટિની ખામી સ્પષ્ટ તરી આવે છે. ઇંગ્લંડને યૂરોપમાં ખાસ વિશેષ લાભો મેળવવાની જરુર નહોતી; તેનું ખરું હિત તો અમેરિકા, આફ્રિકા, અને હિંદુસ્તાનમાં રહેલું હતું. મંત્રીમંડળ આ હિત સ્પષ્ટતાથી જોઈ શક્યું નહી. એ તહમાં ઇંગ્લંડ, ફ્રાંસ અને સ્પેઇનના પરસ્પર વેપારી તથા સંસ્થાનિક લાભો નક્કી થઈ શકયા નહી. આ સવાલો હવે પછીનાં આઠ વર્ષમાં નક્કી થયા.

**ઇ. સ. ૧૭૪૫નો જૅકોબાઇટ બળવો: સ્કૉટ્લંડની નવી વ્યવસ્થા:**—વૉલ્પોલ હમેશાં કહેતો કે ઇંગ્લંડ યૂરોપના કોઈ પણ મામુલી વિગ્રહમાં ઊતર્યું કે તુરત પદભ્રષ્ટ સ્ટુઅર્ટ વંશનાં માણસો દેશમાં બળવો

---

*તે કહી ગયો છે કે "I always traverse the views of France in place or out of place; for France will ruin this nation if it can." હેનરિ ફૉક્સને તેણે એક વાર કહેલું કે "I want to instil a nobler ambition in you; I want you to knock the heads of the kings of Europe to-gether and see whether you cannot jumble out something of advantage to this country."

કરવાનાં, અને પરદેશની, અને ખાસ કરીને ફ્રાંસની મદદ લઈ સ્ટુઅર્ટ વંશનો કોઈ વારસદાર ઇંગ્લંડ ઉપર ચડી આવવાનો. ઇ. સ. ૧૭૪૪-૪૮ દરમ્યાન ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે યૂરોપ-એશિઆ-અમેરિકામાં વિગ્રહ ચાલતો હતો. તેથી વૉલ્પોલની તે આગાહી એકદમ સાચી પડી. સ્ટુઅર્ટ રાજા બીજા જેઈમ્સનો પૌત્ર ચાર્લ્સ અથવા યંગ પ્રિટેન્ડર (Young Pretender) પશ્ચિમ સ્કૉટલંડમાં ઊતર્યો, ઇ. સ. ૧૭૪૫. તેને લૉર્ડ જ્યૉર્જ મરે (Murray)ની મદદ મળી અને તેના લશ્કરે રાજધાની એડિનબર્ગ સર કર્યું. ચાર્લ્સ સ્ટુઅર્ટ આઠમા જેઇમ્સ તરીકે જાહેર થયો. બીજી લડાઈ પ્રેસ્ટનપૅન્સ (Prestonpans) પાસે થઈ, જેમાં બ્રિટિશ સરદારને સખ્ત હાર મળી. તેથી પ્રિટેન્ડર ચાર્લ્સે ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી. ચાર્લ્સે ફૉલ્કર્ક પાસે બીજી વાર ઇંગ્લંડના લશ્કરને હરાવ્યું. આ ખબર મળતાં લંડનવાસીઓ તો ખૂબ ગભરાઈ ગયા. તેથી ઇંગ્લંડની સરકારે પ્રિટેન્ડર સામે તાબડતોબ ડ્યૂક ઑફ કંબરલેન્ડને મોકલ્યો. એ રાજપુત્રે બંડખોરોને કલોડન મૂર (Cullodon Moor) પાસે સખ્ત હાર આપી, ઇ. સ. ૧૭૪૬. પ્રિટેન્ડરને સ્કૉટલંડના લોકોએ સુંદર આશરો આપ્યો. પણ વધુ મદદ નહી મળતાં તે સ્ત્રીવેશે યૂરોપ ચાલ્યો ગયો અને ઇ. સ. ૧૭૮૮માં તે મરી ગયો. ડ્યૂક ઑફ કંબરલેન્ડે સ્કૉટ લોકો ઉપર એટલો બધો જુલ્મ કર્યો અને તેમના દેશમાં તેણે એવો તો ત્રાસ વર્તાવ્યો કે હજુ તે ત્યાંની પ્રજામાં 'ખાટકી' તરીકે ઓળખાય છે.

પ્રિટેન્ડરના હુમલાને હઠાવ્યા પછી અને સ્કૉટલંડમાં તેના પક્ષકારોને હરાવ્યા પછી ઈંગ્રેજ સરકારે તે દેશમાં નિશાળો ઊઘાડી, સ્કૉટલંડના પહાડી લોકોને હુન્નરઉદ્યમો શીખવ્યા અને સ્કૉટ્લંડ દેશને સંસ્કૃત જીવનને રસ્તે ચડાવ્યો. ઇ. સ. ૧૭૪૫ના જૅકોબાઈટ બળવાનું આ એક શુભ પરિણામ આવ્યું.

**પેલ્હામોનો કારભાર: ઇ. સ. ૧૭૪૪-૫૬:**—પેલ્હામ ભાઈઓનો કારભાર પણ ઘણો નબળો હતો. પણ પૈસેટકે તેઓ સુખી હતા. તેથી તેમણે પાર્લમેન્ટમાં પોતાની સત્તા બાર વર્ષ સુધી ટકાવી રાખી. તેમણે રાજા પાસેથી એવો કોલ લીધો, કે ભવિષ્યમાં તેમની પસંદગીના

કોઈ પણ માણસને તેઓ મંત્રીમંડળમાં લઈ શકે અને જ્યાં સુધી તેમની પાસે કુલ સત્તા હોય ત્યાં સુધી રાજા બીજા લોકોની સલાહ પૂછી શકે નહી. પેલ્હામોએ કરકસરને નામે લશ્કરને ઘટાડી નાંખ્યું, કેટલાક નોકરોને રજા આપી, અને ખરચમાં કાપકૂપ કરી. પણ ઇ. સ. ૧૭૫૪માં હેનરિ પેલ્હામ મરી ગયો અને ઇ. સ. ૧૭૫૬માં સપ્તવાર્ષિક વિગ્રહ શરુ થયો. તેથી ન્યુકૅસલે રાજીનામું આપ્યું. એટલે પિટ્ કુલ સત્તા ઉપર આવ્યો.

**સાત વરસના વિગ્રહનાં પગરણ: ઇ. સ. ૧૭૪૮:**—આ આઠ વર્ષ દરમ્યાન યૂરોપમાં, અમેરિકામાં અને હિંદુસ્તાનમાં અવનવા ફેરફારો થયા, અને તેમાં ઇંગ્લંડ અને ફ્રાંસ એવાં તો સંડોવાયાં કે છેવટે તેમને લડાઈમાં ઊતરીને પરસ્પર તકરારોનો નિકાલ કરવો પડયો.

**અમેરિકા:**—અમેરિકામાં ઈંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે સખ્ત હરીફાઈ ચાલતી હતી. ત્યાં પૂર્વ કિનારા ઉપર મૅસેચ્યુસેટ્સ, ર્‌હોડ ટાપુ, ન્યુ હૅમ્પશાયર, કનેકિટકટ, ન્યુ જર્સિ, ડિલાવેર, મેરિલેંડ, વર્જિનિઆ, નૉર્થ કૅરોલિના, સાઉથ કૅરોલિના અને જ્યૉર્જિઆ, અને પશ્ચિમે ન્યુ યૉર્ક અને પેનસિલ્‌વેનિઆ, એમ ઇંગ્લંડનાં કુલ તેર સંસ્થાનો હતાં. એ જ કિનારા ઉપર નૉવાસ્કોશિઆ અને તેની પાસે એકેડિઆ પણ ઈંગ્રેજોનાં હતાં ર્‌હેજ ઉત્તરમાં ન્યુફાઉંડલેંડ ઈંગ્રેજોના કબજામાં હતું. પણ તેના કિનારા ઉપર ફ્રેંચોની સત્તા હતી. છેક ઉત્તરમાં હડસન બે સંસ્થાન ઈંગ્રેજોનું હતું. તેની દક્ષિણે, પૂર્વે અને પશ્ચિમે ઠેઠ દરિયા સુધી ફ્રેંચો હતા. તેર સંસ્થાનોની પશ્ચિમે અલિધાની પર્વતોની હાર, ઓહિઓ અને મિસિસિપિ નદીઓ અને ફ્રેંચ સંસ્થાન લુઈસિઆના અને દક્ષિણે સ્પેઇનનું ફ્લૉરિડા આવેલાં હતાં. એકેડિઆ અને ફ્રેંચ સંસ્થાન ન્યુ ફ્રાંસ અથવા કૅનેડા વચ્ચેની સરહદ નક્કી થઈ નહોતી. ફ્રેંચોનો વિચાર એવો હતો કે એકેડિઆની પશ્ચિમે સેન્ટ લૉરેંસ નદીના મુખથી માંડીને ઑંટારિઓ સરોવર ઉપર અને પછી ઓહિઓ નદી ઉપર કિલ્લેબંધી કરી તેર ઈંગ્રેજ સંસ્થાનોને ઘેરી લેવાં, તેમને પશ્ચિમ દિશામાં આગળ વધતાં અટકાવવાં, લડાઈને વખતે બને તો તેમને ગળી જવાં અને ઉત્તર, દક્ષિણ અને પૂર્વે અલિધાનીની ગિરિમાળાથી તે ઠેઠ પશ્ચિમના કિનારા સુધી એક મોટું

સામ્રાજ્ય તૈયાર કરવું. ઈંગ્રેજ સરકારે આ હકીકતોને હજુ સુધી પૂરી લક્ષમાં લીધી નહોતી. એરિ સરોવર ઉપર ફ્રેંચોએ ફૉર્ટ દુકવેસ્ને (Fort Duquesne) અને ફૉર્ટ લેબુફ (Fort Leboef) નામે બે કિલ્લાઓ બાંધ્યા હતા. તેમણે ઇંગ્લંડના સંસ્થાનિકોને ત્યાંથી કાઢી મૂક્યા હતા. તેમણે ઓંટારિઓ સરોવર ઉપર અને ચૅંપલેઈન સરોવર ઉપર બે કિલ્લાઓ ઊભા કર્યા હતા. તે પ્રમાણે નૉવાસ્કોશિઆની પેલી બાજુ પણ એવો કોટ તેમણે બાંધ્યો હતો. ફ્રેંચો રેડ ઇન્ડિઅનોને ઈંગ્રેજો સામે ઉશ્કેરતા હતા. તેથી ઇંગ્લંડના સંસ્થાનિકોને હવે એટલી તો ખાત્રી થઈ ગઈ કે ઇંગ્લંડ ફ્રાંસ સામે લડાઈ જાહેર કરે તો જ તેનું દરિયાઈ સામ્રાજ્ય ટકી શકે, નહીતર નહી.

**હિંદુસ્તાનઃ**—હિંદુસ્તાનમાં ફ્રેંચો અને ઈંગ્રેજો કર્ણાટકની નવાબીની ખાતર અને હૈદરાબાદની સુબેદારીની ખાતર લડ્યા હતા, ઇ. સ. ૧૭૪૬–૪૮ અને ઇ. સ. ૧૭૫૧–૫૫. પણ કલાઈવની લશ્કરી કુનેહથી ફ્રેંચોનો પરાજય થયો હતો અને દૂપ્લેને સ્વદેશ બોલાવી લેવામાં આવ્યો હતો. કર્ણાટકનો નવાબ મહમદઅલી ફ્રેંચોએ માન્ય કર્યો હતો. પણ હૈદરાબાદ મુકામે ફ્રેંચ સરદાર જનરલ બુસિએ સુબેદાર ઉપર મોટી વગ જમાવી હતી અને ઉત્તર સરકારના આખા પ્રાંતનું ઉત્પન્ન લશ્કરના નિભાવ માટે નિઝામે ફ્રેંચોને માંડી આપ્યું હતું. બંગાળમાં નવાબ અલીવર્દીખાન ઇ. સ. ૧૭૫૬માં ગુજરી જતાં નવાબ સિરાજ–ઉદ્–દૌલા મનસબ ઉપર આવ્યો હતો. તેને ફ્રેંચોની મદદ હતી. ચંદ્રનગર મુકામે ફ્રેંચો થાણું નાંખી પડ્યા હતા. આવી રીતે હિંદુસ્તાનમાં બંને પ્રજાઓ વચ્ચે લડાઈ જાગે તે માટે યૂરોપમાં લડાઈ જાહેર થાય એટલી જ વાર હતી.

**યૂરોપઃ**—આવી રીતે ઈંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે અમેરિકામાં તથા હિંદુસ્તાનમાં વર્ષો થયાં હરીફાઈ ચાલતી હતી. યૂરોપમાં પણ એવી જ સ્થિતિ હતી. છતાં જો યૂરોપમાં બંને રાજ્યો વચ્ચે સુલેહ રહે તો દેશાવરમાં પણ બંને પ્રજાઓ સુલેહથી રહી શકે. પણ ખુદ યૂરોપમાં લાંબા વખત સુધી સુલેહ જળવાઈ રહે એવી સ્થિતિ નહોતી. ઑસ્ટ્રિઆની રાણી મેરિઆ થેરેસાને પ્રશિઆના રાજા મહાન્ ફ્રેડરિકની વધતી જતી સત્તાને નબળી

કરવી હતી. ઑસ્ટ્રિઆને તે બાજીમાં ફ્રાંસની મદદ હતી. તેથી જ્યારે ઑસ્ટ્રિઆ અને ફ્રાંસ પ્રશિઆ સામા પડ્યાં ત્યારે યૂરોપના રાજકારણમાં સમતોલપણું જાળવવા માટે ઇંગ્લંડે પ્રશિઆના રાજા ફ્રેડરિકનો પક્ષ લીધો અને સાત વર્ષોનો વિગ્રહ શરુ થયો. આ વિગ્રહ વખતે પિટ્ટની પ્રતિભા પ્રકાશમાં આવી.

**વિલિઅમ પિટ્ટ: પૂર્વ ચરિત્ર. ઇ. સ. ૧૭૦૮–૧૭૫૬:**–વિલિઅમ પિટ્ટનો જન્મ ઇ. સ. ૧૭૦૮માં વેસ્ટમિન્સ્ટર મુકામે થયો હતો. તેનો દાદો ટૉમસ પિટ્ટ મદ્રાસનો તથા જામેઇકાનો ગવર્નર હતો. તેણે પુષ્કળ પૈસો કર્યો હતો. પિટ્ટનો દાદો અને બાપ તેને સત્તર વર્ષનો મૂકીને મરી ગયા. પિટ્ટ ઇટનમાં અને ઑક્સફર્ડમાં થોડુંક ભણ્યો હતો. ત્રેવીસ વર્ષની ઉંમરે પિટ્ટ લશ્કરમાં દાખલ થયો અને પછી હાઉસ ઑફ કૉમન્સનો સભ્ય બન્યો. આ વખતે પિટ્ટ વૉલ્પોલના કારભાર ઉપર સખ્ત હુમલાઓ* કરતો. હૅનોવરના રક્ષણ માટે ઇંગ્લંડ પૈસાનો જે ભોગ આપતું હતું તેની સામે તો તે ઘણી અસભ્ય રીતે પોતાનો ખાસ ઉભરો કાઢતો.† આ કારણથી તે રાજાની આંખે ચડી ગયો. પણ પેલ્હામોની વગથી તે આયર્લંડનો નાયબ ખજાનચી અને પછી લશ્કરનો બક્ષી (Paymaster) થયો. દરેક બક્ષી પરરાજ્યને જે નાણું ધીરવામાં આવતું તેના ઉપર સેંકડે અર્ધા ટકાની હકસી ખાતો. પિટ્ટની બક્ષીગીરી દરમ્યાન આ રિવાજ બંધ થયો, એવો તો તે પ્રામાણિક હતો. આ વખતે હાઉસ ઑફ કૉમન્સમાં પિટ્ટની સખ્તાઈ ઘણી વધી જતાં હોદ્દા ઉપરથી તેને રજા આપવામાં આવી. પણ નોકરી ગઈ તેથી તે કાંઈ નરમ પડ્યો નહી. ઉલટું, હવે તો તે ન્યુકૅસલના નબળા કારભારને છચોક અને વધારે સ્વતંત્રતાથી નિંદવા લાગ્યો અને ફ્રાંસની સામે લડાઈ જાહેર કરવા તે

---

* વૉલ્પોલે એક વાર કહ્યું કે "We must muzzle this terrible Cornet of Horse."

† Don't go on subsidizing little princes here and there, and fancy that altogether they will make a king of Prussia. ....This great, this mighty nation, sir, is considered only as a province to a despicable Electorate (Hanover).

પ્રધાનોને, પાર્લમેંટને, રાજાને અને પ્રજાને આગ્રહ કરવા લાગ્યો. ત્યાર પછી તો બાજી હાથથી ગયું; અમેરિકામાં બ્લૅડૉક માર્યો ગયો; એટલે પ્રજા ઉશ્કેરાઈ ગઈ. રાજા પણ ગભરાયો. ન્યુકૅસલ ખસી ગયો અને પિટ્ને હાઉસ ઑફ્ કૉમન્સની આગેવાની મળી.

**પિટ્ના ગુણદોષ:**—પિટ્ પાતળો, ઊંચો, રૂપાળો અને રૂઆબદાર હતો. નાનું માથું, પાતળું મોઢું, લાંબું નમણું નાક, તીણી, ઊંડી, વીજળીના જેવી તીખી તેજીલી આંખો, સ્પષ્ટ, બુલંદ, પહાડી કંઠ, એવું વર્ણન એ વખતના લેખકો પિટ્ સંબંધી આપતા ગયા છે. વક્તા તરીકે તેની શક્તિ અજબ હતી. જેના સામે તેનું વક્તૃત્વ પડતું તે માણસ ઠંડોગાર થઈ જતો. તે શ્રોતાઓને ઘડી વાર હસાવતો, ઘડી વાર રોવરાવતો, ઘડી વાર ઉશ્કેરતો. તેનાં ભાષણોમાં દલીલ, ડહાપણ કે વસ્તુસ્થિતિનું વિગતવાર સ્પષ્ટીકરણ આપણને મળી શકશે નહી. પણ તેમાં જોસ, નિંદા, તીખાશ, કડવાશ, સચોટપણું અને સ્વાભાવિકતા આપણને સારી પેઠે મળી આવે છે. તેની ભાષણો કરવાની પદ્ધતિ એક ઉસ્તાદ નટના જેવી હતી અને તેની અસર વીજળીના જેવી તાત્કાલિક થતી. ફ્રેડરિકે કહ્યું તેમ "England has long been in labour and has suffered much to produce Mr. Pitt, but at last she has produced a man." જ્યારે બધે લાંચરૂશવત, વગવસીલો અને ચિઠ્ઠીચપાટી ઊંડાં મૂળ ઘાલી રહ્યાં હતાં, ત્યારે પિટ્ એકદમ પ્રામાણિક રહી શકતો. તેણે દેશના કારભારને નિ:સ્વાર્થી બનાવ્યો. તેને સ્વતંત્રતા પ્રિય હતી. બિંગ વિલ્કસ, અમેરિકાનો પ્રશ્ન, વિગેરે કિસ્સાઓમાં દરેક વાર તેનો આ ગુણ ખાસ ધ્યાન ખેંચે છે. તે ઈંગ્રેજોના ઊંડામાં ઊંડા વિચારોને અને તેમની ઊંડી ઊંડી સાચી ભાવનાઓને સમજી શકતો. તેને પોતાની શક્તિઓનો અજબ ભરોસો હતો. ડયુક ઑફ્ ડેવનશાયરને તેણે એક વાર કહેલું કે "I am sure that I can save this country, and that nobody else can." પોતાના માનમરતબા વિષે તે ઘણી ચોકસાઈ રાખતો. તેની રહેણીકરણી* કૃત્રિમ અને દંભી લાગતી. રાજા તરફ તે

* The cultured magnificence of stately lives—Disraeli.

કેટલીક વાર હલકાઈ બતાવી દેતો,† તો તાબેદાર માણુસો ઉપર તે ઘણી વાર ખોટો રોફ મારતો.§ અંગત દુશ્મનાવટથી તે કુમાર્ગે પણુ ચડી જતો. તેણે જે જે રાજ્યનીતિઓને એક વાર સખ્ત વખોડી કાઢી હતી, તેમનો જ પોતે જ્યારે સત્તા ઉપર આવ્યો ત્યારે તે, પોષક બન્યો. ન્યુકૅસલ તરફ તો તે નગુણો થયો, એમ પણુ કહી શકાય; કારણુ કે પિટ્ટની બધી ઈજ્જત તેને લઈને હતી. તે બહુ માની અને ચીડીયો હતો, એટલે બીજાઓ તેની સાથે રહી કામકાજ કરી શકતા નહી. એ કારણુથી ભવિષ્યમાં તેનો પક્ષ ઘણો નબળો થઈ ગયો. મોટી ઉંમરે તેણે રાજા પાસેથી અમીરાત, વર્ષાસન વિગેરે સ્વીકાર્યાં. તેથી તેની લોકપ્રિયતા ઘટી ગઈ. ત્રીજા જ્યૉર્જના વખતમાં તેણે ગંભીર ભૂલો કરી; છતાં એકંદર તે ઇંગ્લંડના મહારાજ્યના ઉત્પાદક તરીકે લેખાશે.

પિટ્ટ પાર્લમેન્ટમાં ઘુસ્યો હતો તે વ્હિગ અમીરોની મદદથી જ શકય થયું હતું છતાં પ્રથમથી જ તે વ્હિગ અમીરો વિરુદ્ધ પડયો હતો અને તે તેમની સત્તાને તોડવામાં કારણુભૂત થયો હતો. તેણે પાર્લમેન્ટ અને પ્રજામત વચ્ચે એકતાર સાધ્યો અને રાજાને લોકમતને માન આપવાની ફરજ પાડી. ચૅથમે ઈંગ્લંડના લોકોને સામ્રાજ્યવાદી બનાવ્યા. તેણે ફ્રાંસને તથા સ્પેઈનને હરાવી ઇંગ્લંડ માટે એક મોટું સામ્રાજ્ય તૈયાર કર્યું. ચૅથમ પાર્લમેન્ટના બંધારણુમાં સુધારો કરવાની તરફેણુમાં હતો. ઈંગ્લંડની પ્રજાનાં તડો તેના કારભારમાં અમુક અંશે દૂર થયાં. મહાન્ પ્રશ્નો, મહાન્ વિચારો, મહાન્ દૃષ્ટાંતો, મહારાજ્યો, મહાન્ પુરુષો, એ જ તેનાં ભાષણોમાં અને તેની દૃષ્ટિમાં આવ્યાં કરતાં. તેનામાં જરાય ક્ષુદ્રત્વ નહોતું. ઇ. સ. ૧૭૬૦થી ઇ. સ. ૧૮૧૫ સુધીના ઈંગ્લંડના ઇતિહાસમાં માત્ર બે પ્રતિભાશાળી

† You could see his hook-nose between his legs.

§ His personality was not distinctively of his time or country, and it has often been remarked that in force, will and ambition, he belonged rather to the Rome of Brutus than to the England of Walpole or North.

*Pitt* by Green, P. 370.

કારભારો થઈ ગયાઃ પહેલો મોટા પિટ્ટનો ને બીજો નાના પિટ્ટનો; અને બંને કારભારો ટોરિ પક્ષને લાભકારક નીવડ્યા.*

**મોટા પિટ્ટનો પહેલો કારભારઃ ઈ. સ. ૧૭૫૬–૬૧:—**હોદ્દા ઉપર આવ્યા કેડે તુરત જ પિટ્ટે સ્કૉટ્લંડની પહાડી ટોળીઓનું નાનું લશ્કર તૈયાર કર્યું અને તેની સરદારી ટોળીઓના મુખીઓને જ આપી. આ કૃત્યથી સ્કૉટ્લંડના મજબુત લોકો ઈંગ્રેજ લશ્કરમાં દાખલ થયા અને તેમનો વિરોધ શાંત પડ્યો. નવા પ્રધાને હિંદી અને ઍટ્લૅન્ટિક મહાસાગરોમાં અને ઈંગ્લંડની સામુદ્રધુનીમાં દરિયાઈ લશ્કરો મોકલ્યાં. આ કૃત્યથી ફ્રાંસનાં લશ્કરો અમેરિકામાં અને હિંદુસ્તાનમાં મરજી મુજબ હીલચાલ કરી શક્યાં નહી. પ્રશિઆ, હૅનોવર અને હેસેનાં રાજ્યોને તેણે છૂટે હાથે નાણું આપવા માંડ્યું. લડાઈની તમામ વિગતોને તે જાતે જોઈ જતો. ક્યાં કેટલાં લશ્કરો મોકલવાં, કોને કોને સરદારી આપવી, કેવી રીતે ફત્તેહ કરવી, એ બધી

* Qualities greater than his courage, his passionate love of liberty, his un-shakable attachment to the cardinal tenets of the Revolution Creed–a Protestant and constitutional Crown realizing with the co-operation of a free people the union of freedom with law–appealed to their imagination and touched all that was best in the nation. Pitt shared with Cartaret × × the preregative of moving in the high and intoxicating atmosphere of great subjects, great empires, great characters, and effulgent ideas. His genius was inspired by a profound belief in the mission and distinies of his race and country and in the categorical imperative of national and imperial duty. "I will" implied "I can." To a generation enervated by selfish rivalries and cowed by repeated failures, he preached a new Imperial gospel and in unforgettable words gave voice to the inarticulate aspirations of a people's heart.

Robertson's *England under the Hanoverians*, P. 140.
( *Methuen* ).

સૂચનાઓ વિગતવાર તે પોતાના અમલદારોને આપતો. દેશનાં નૌકાસૈન્યને તેણે સુધાર્યું. તેણે બાહોશ અને ચાલાક માણસોને વીણી વીણી તેમને જોખમદાર લશ્કરી હોદ્દાઓ અને કુલ સત્તા આપી. એક રાજાના જેટલી સત્તા પિટ્ટ આ વખતે વાપરતો. જ્યૉર્જ પોતે તેની પાસે લાચાર બની જતો.* દરેક સિપાઈને અને સરદારને તેનાથી અજબ પ્રોત્સાહન મળતું. ફ્રાંસનાં સંસ્થાનોને કબજે કરવાં, તેનો વેપાર તોડવો, ઑસ્ટ્રિઆના મહારાજ્યને હરાવવું, બ્રિટિશ વેપાર અને સામ્રાજ્ય વધારવાં, અને ફ્રેંચ નૌકાબળનો નાશ કરવો, એ પિટ્ટના મુખ્ય ઉદ્દેશો હતા. એ જ કારણથી તેણે યૂરોપમાં ઈંગ્લંડના મિત્રોને અને ફ્રાંસના શત્રુઓને મોંએ માંગેલી મદદ મોકલી. તે કહેતો કે "America could be won in Germany". ફ્રાંસને જર્મનીમાં થકવી દેવું એટલે આપોઆપ અમેરિકા ઈંગ્લંડનું થશે. પાદશાહીને તોડવી એટલે આપોઆપ ડાળખાં–પ્રાંતો–મરાઠાઓને મળી જશે એ બાજીરાવ પેશવાએ શાહૂ રાજાને આપેલી સલાહ આપણને અહીં યાદ આવે છે. આ કથનનો અર્થ એટલો જ છે કે ફ્રાંસને અને ઑસ્ટ્રિઆને જર્મનીમાં દબાણમાં રાખવાથી ઈંગ્લંડ વિના વિરોધે કૅનેડાનો ભોગવટો કરી શકશે. થયું પણ તેમ. જેમ જેમ બ્રિટિશ દરિયાઈ બળ વધતું ગયું તેમ તેમ વેપાર વધતો ગયો. પ્રજાને લડાઈનું ખર્ચ ભારે પડયું નહી.§ પિટ્ટને કાંઈ લડાઈની ખાતર લડાઈ કરવી નહોતી; પ્રશિઆની અને ઈંગ્લંડની સહીસલામતી સચવાય એટલે લડાઈ બંધ કરવી એમ તેનું માનવું હતું. પણ સ્પેઈનનાં અને ફ્રાંસનાં બધાં સંસ્થાનો અને તેમનો દેશાવરનો વેપાર ઈંગ્લંડ એકલું જ પચાવી પાડે એવી તેની સંકુચિત મહત્ત્વાકાંક્ષાથી આખું યૂરોપ પિટ્ટના સામું ખડું થઈ જાત. સુભાગ્યે, પિટ્ટ ઝાઝા વખત સુધી સત્તા ઉપર રહ્યો નહી. ઉપરાંત, કૅનેડામાં ફ્રેંચ સત્તાનો નાશ થયો એટલે ઈંગ્લંડનાં સંસ્થાનો ઉપરનો દાબ જતો રહ્યો અને તેઓ સ્વતંત્ર થઈ ગયાં. પિટ્ટ મોટા જીત મેળવી આપનારો પ્રધાન (Organiser of Victory)

---

*"Give me your confidence, Sir, and I will deserve it," તેણે રાજાને એક વાર કહ્યું. રાજાએ જવાબ આપ્યો: "Deserve my confidence and you shall have it."

§ "Commerce was made to flourish by War. . . . ."

ચઈ ગયો એ વાત ખરી છે. પણ આપણે એટલું યાદ રાખવું જોઈએ કે તેના વખતમાં ફ્રેડરિક પ્રશિઆના રાજ્યતંત્રમાં બધી સત્તા પોતાના હાથમાં રાખતો હતો. ઈંગ્લંડમાં પિટ્ અને પ્રશિઆમાં ફ્રેડરિક—એ બંને કુલ સત્તા ભોગવતા હતા.* ક્યાંક કોઈ સામે ખાસ વિરોધ નહોતો.

**સાત વર્ષનો મહાવિગ્રહ. ફત્તેહ ઉપર ફત્તેહ. ઇ. સ. ૧૭૫૬–૬૩:**—પિટ્ના ગુણદોષ અને તેનો કારભાર એ આપણે ઉપર તપાસ્યા. હવે સાત વર્ષના વિગ્રહ ઉપર આપણે આવીએ. આ વિગ્રહ યૂરોપ, અમેરિકા, હિંદુસ્તાન, અને આફ્રિકા, એ ચાર ઠેકાણે ચાલ્યોઃ દરેક ભાગને આપણે અહીં એક સાથે ટૂંકામાં જોઈ જઈશું.

**યૂરોપઃ**—પહેલાં યૂરોપીય વિગ્રહ આવવો જોઈએ; કારણ કે તેના ઉપર તો આખી ઈમારતનું ચણતર હતું. પ્રશિઆનો રાજા ફ્રેડરિક




શરુઆતમાં સૅક્સનિ ઉપર ફરી વળ્યો અને ઇ. સ. ૧૭૫૭માં બોહિમિઆનું મુખ્ય નગર પ્રાગ તેના કબજામાં જતું જતું રહી ગયું. પણ

---

*બર્કના કહેવા મુજબ Under him for the first time administration and popularity were united."

લડાઈમાં ભરતીઓટ હોય છે તેમ તેના શત્રુઓ ખુદ બર્લિનમાં દાખલ થયા અને ઑસ્ટ્રિઆએ સિલેશિઆ પ્રાંત પાછો હાથ કર્યો. પણ ફ્રેડરિક ગાંજ્યો જાય એમ નહોતો. તેણે ફ્રેંચ અને ઑસ્ટ્રિઆનાં લશ્કરોને હરાવ્યાં, ઇ. સ. ૧૭૫૭.

ઇંગ્લંડથી ડ્યૂક ઑફ કંબરલૅંડ હૅનોવર ગયો. પણ ઇ. સ. ૧૭૫૭માં ફ્રેંચોએ તેને સખ્ત હાર આપી એટલે તે શરણ થયો. પ્રિન્સ ફર્ડિનન્ડે ફ્રેંચોને હૅનોવરની સરહદ ઉપરથી હાંકી કાઢ્યા, ઇ. સ. ૧૭૫૯. આ વખત દરમ્યાન પિટ્ટે ફ્રાંસના ઉત્તર કાંઠા ઉપર નાનાં લશ્કરો મોકલ્યાં. ઍડ્મિરલ બૉસ્કૅવને ટૂલોનના કાફલાને લાગોસ બે (Lagos Bay) આગળ હરાવ્યો. બ્રેસ્ટ આગળ ભેગા થએલા ફ્રેંચ નૌકાસૈન્યને હૉકે-Quiberon Bay-કિબેરોં બે આગળ વીખેરી નાંખ્યું. ફ્રેંચ પ્રધાન શ્વાસલ (Choiseul) ઇંગ્લંડ, આયર્લંડ અને સ્કૉટલંડ ઉપર સવારી મોકલવાની યોજના કરતો હતો તે આ ફત્તેહોથી બંધ થયું.

રશિઆએ પહેલાં તો પ્રશિઅન લશ્કરોને હરાવ્યાં હતાં. પણ પછી ફ્રેડરિક ઝારને સાચવી શક્યો, ઇ. સ. ૧૭૫૭-૫૯. તેથી ઇ. સ. ૧૭૬૨માં રશિઆના નવા રાજા ઝાર પિટરે ફ્રેડરિક સાથે સુલેહ કરી, જો કે તેના મરણ પછી ઝારીના કૅથેરિને ફરી લડાઈ જાહેર કરી.

**અમેરિકા:**—લડાઈ જાહેર થયા પછી પિટ્ટે અમેરિકામાં લશ્કરો અને નૌકાસૈન્યો મોકલ્યાં. શરુઆતમાં ઈંગ્રેજ લશ્કર ટિકોંદરોગાનો કિલ્લો લેવા ઉપડ્યું પણ તેમાં ફત્તેહ મળી નહી. એક લશ્કરે દુકવેસ્નેનો કોટ કબજે કર્યો. બીજું લશ્કર સર જેફ્રી ઍમ્હર્સ્ટ (Sir Jeffrey Amherst and Wolfe) અને વૂલ્ફની સરદારી નીચે હતું. આ બે યુવાન સરદારો લૂઇબર્ગ સર કરી ક્વિબેક શહેર સામે રવાના થયા; ક્વિબેકનો કિલ્લો કુદરતથી સુરક્ષિત હતો. તેની બંને બાજુ પર્વતો અને નદીઓ હતાં; માત્ર ઉત્તરે જ જવાનો રસ્તો હતો: વળી ફ્રેંચ સરદાર મૉંતકામે (Montcalm) તેનું બચાવકામ સારી રીતે સુધાર્યું હતું. તે પોતે ઘણો જ બાહોશ સરદાર હતો. પ્રથમ તો નદીની વચમાં એક નાના બેટ ઉપર વૂલ્ફે મુકામ કર્યો. પછી બે બાજુથી તોપોનો મારો ચલાવી તેણે ક્વિબેક શહેર

પાયમાલ કરી નાંખ્યું. ઉત્તરના બચાવકામ ઉપર તેણે એક વા
ઓચિંતો છાપો માર્યો. પણ તેમાં તે ફાવ્યો નહી. તેથી ક્વિએક
પેલી પારની ટેકરીઓ ઉપર તેણે લશ્કર ફેરવ્યું અને એ જ વખ
શત્રુને ભોળવવા માટે મુખ્ય બચાવકામની જગ્યા ઉપર નામને
તોપનો મારો ચલાવ્યે રાખ્યો. મૉંતકામે આવી ખબર પડતાં તમામ લશ્ક
વૂલ્ફનાં માણુસો સામું ખડું કર્યું. યુદ્ધમાં વૂલ્ફનાં માણુસો ફાવ્યાં. પણ
વૂલ્ફ પોતે ઘાયલ થયો ને થોડા વખતમાં મરી ગયો. મરણ પહેલાં તે
ખબર પડી કે ક્વિબેક સર થયું છે. તે બોલ્યો "God be praised I now die in peace." સપ્ટેંબર, ઇ. સ. ૧૭૫૯. ફ્રેંચ સરદા
પણ ઘાથી મરી ગયો. ઍમ્હર્સ્ટે મોંટ્રિઅલ સર કર્યું. કૅનેડા ઉપર આવ
રીતે ઈંગ્રેજ વાવટો ફરકતો થયો.

ઈંગ્રેજોએ વેસ્ટ ઈન્ડીઝ ટાપુઓમાં માર્ટિનિક અને ગ્વાડેલૂપ
સેન્ટ લુશિઆ, ગ્રેનેડા, સેન્ટ વિન્સેન્ટ, વિગેરે સર કર્યાં, ઇ. સ. ૧૭૬૦
ઇ. સ. ૧૭૬૧માં બેલ આઇલ ( Belle Isle )નો ટાપુ પડયો. સ્પેઇન
લડાઈમાં ઊતર્યું ત્યારે ઈંગ્રેજોએ હૅવાના અને મનિલા જીતી લીધાં
ઇ. સ. ૧૭૬૨.

**આફ્રિકા:**—ઈંગ્રેજોએ ગોરી ( Goree )નો ટાપુ તથા સેનિગાલ
નદી ઉપરના ફૉર્ટ લૂઈના કિલ્લાને તાબે કર્યા, એપ્રિલ-ડિસેંબર, ઇ. સ. ૧૭૫૮

**હિંદુસ્તાન:**—આપણા દેશમાં આ વખતે ક્લાઈવે સિરાજ-ઉદ્-
દૌલાને પ્લાસિની રણભૂમિ ઉપર હરાવ્યો અને બંગાળ ને બિહારની
નવાબી મીરજાફરને આપી. ઈંગ્રેજોએ ફ્રેંચ થાણું ચંદ્રનગર પણ કબજે
કર્યું, સપ્ટેંબર, ઇ. સ. ૧૭૫૭. કર્ણાટકમાં લાલી અને બુસિ મદ્રાસ લઇ
શકયા નહી. સર આયર કૂટે તેમને વાંદિવાશ આગળ હરાવ્યા, ઇ. સ
૧૭૬૦. ઇ સ. ૧૭૬૧માં પોંડિચેરિ ઈંગ્રેજોને શરણ ગયું. તેથી
હૈદરાબાદમાંથી અને ઉત્તર સરકારમાંથી ફ્રેંચ સત્તા નાબુદ થઇ ગઈ.

**સ્પેઇન સામે વિગ્રહ : ઇ. સ. ૧૭૬૧-૬૩:**—કૅનેડાને ઇંગ્લં
કબજે કર્યું એટલે અમેરિકાનું ફ્રાંસ અને ઈંગ્લંડની સત્તાનું સમતોલપણ
ચાલ્યું ગયું. ફ્રેંચ સંસ્થાનોના નાશમાં સ્પેઇનનાં સંસ્થાનોનો નાશ છુપાઈ રહ્યો
હતો, તે કોઈ પણ બુદ્ધિશાળી સ્પેનિશ મુત્સદ્દી સમજ્યા વગર તો રહે નહી

ગ્રેજ નાવિકો સ્પેઈનનાં વેપારી વહાણો ઉપર હુમલાઓ કરતા હતા. ગ્રેજ સંસ્થાનિકો સ્પેઈન પાસેથી હૉન્ડુરાસમાં લાકડાં કાપવાનો હક માગતા હતા. ન્યુફાઉન્ડલંડમાં માછી મારવાના હકનું સમાધાન થયું નહોતું. સ્પેઈન અને ફ્રાંસ ઘણો વખત થયાં કૌટુંબિક કરારો (Family Compacts)થી એક થઈ ગયાં હતાં. તેથી સ્પેઈન સામે ઇ. સ. ૧૭૬૨માં લડાઈ જાહેર કરવામાં આવી. પરિણામે ઇંગ્રેજોએ સ્પેઈનનાં સંસ્થાનો તાબે કર્યાં.

**રાજાનું મરણ:**—આવી રીતે ઇંગ્લંડને ચોમેર ફત્તેહો મળ્યે જતી હતી, તેવામાં ઇ. સ. ૧૭૬૦ના ઑકટોબરમાં રાજા જ્યૉર્જ મરી ગયો. તેના મરી જવાથી પિટ્ની પરિસ્થિતિ ફરી ગઈ.

**પૅરિસનો કરાર. ઇ. સ. ૧૭૬૩:**—ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, સ્પેઈન, બવેરિઆ, સૅક્સનિ, પોલંડ અને રશિઆ વિગ્રહથી કંટાળી ગયાં હતાં. ઇંગ્લંડમાં નવા રાજા જ્યૉર્જને લડાઈ જોઈતી નહોતી. પિટ્ સત્તા ઉપરથી ખસી ગયો અને બ્યૂટ મુખ્ય પ્રધાન થયો. તેથી ઇ. સ. ૧૭૬૩માં પૅરિસ મુકામે કોલકરારો ઉપર સહીઓ લેવામાં આવી. ઇંગ્રેજોએ ફ્રાંસ પાસેથી માઇનૉર્કા, કૅનેડા, નૉવાસ્કોશિઆ, કેઈપ બ્રિટન, ગ્રૅનેડા, સેઈન્ટ વિન્સેન્ટ, ડૉમિનિકા, ટૉબેગો અને સેનિગાલ લીધાં અને સ્પેઈન પાસેથી ફ્લૉરિડા લીધું. ઇંગ્લંડે ફ્રાંસને બેલ્લાપુ, ગ્વાડેલૂપ, મેરિ, ગેલાંટિ, માર્ટિનિક, સેઈન્ટ લ્યુશિઆ અને ગોરી (આફ્રિકામાં) પાછાં આપ્યાં. સ્પેઈને ફ્રાંસને લ્યુસીઆના આપ્યું. જર્મનીનો બધો ભાગ ફ્રાંસે મૂકી દીધો. સ્પેઈનના બીજા હકો નાબુદ થયા. પણ તેને હવાના અને મનિલા પાછાં મળ્યાં. ફ્રેંચો પાસે પોંદિચેરિ વિગેરે પાંચ થાણાં રહેવા દેવામાં આવ્યાં.

આ વિગ્રહથી યૂરોપની પરિસ્થિતિ ફરી ગઈ. હવે પ્રશિઆ પહેલી પંક્તિનું રાજ્ય થયું અને ફ્રાંસ તથા ઑસ્ટ્રિઆ સાથે તે હરીફાઈ કરવા લાગ્યું. ઇંગ્રેજોને અમેરિકામાં, આફ્રિકામાં અને હિંદમાં સારા લાભો મળ્યા. જો પિટ્ સત્તા ઉપર રહ્યો હોત અથવા બ્યૂટે વધારે ચાલાકી બતાવી હોત તો ઇંગ્લંડને વધારે લાભો મળી શકત. ફ્રેડરિક બચી ગયો, એ બાબત ખરી છે. પણ બ્યૂટે શત્રુ સાથે તેનાથી છાની મસલતો કરી. તેથી યૂરોપનાં રાજ્યોને ઇંગ્લંડના કારભારનો ભરોસો ઊઠી ગયો. ફ્રાંસનું નૌકાબળ નબળું

થઈ ગયું. ઈંગ્લંડનો વપાર વધ્યો. સ્પેઈનનું રાજ્ય ત્રીજી પંક્તિનું થઈ ગયું. અમેરિકામાં ફ્રેંચ સત્તા નાબુદ થઈ. ત્યાંનાં ઈંગ્રેજ સંસ્થાનો નિર્ભય થયાં. ઈંગ્લંડના પરરાજ્યો સાથેના વ્યવહારમાં એકદમ ફેરફાર થઈ ગયો; કારણ કે તેને હવે આખી પૃથ્વી ઉપર હિત સાચવવાનું આવ્યું. આ તમામ લાભો પિટ્ટને પ્રતાપે મળી શક્યા હતા.

---

## પ્રકરણ ૪થું

## વાઙ્મય, કળા, વિજ્ઞાન, આર્થિક સ્થિતિ.

ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિની અસર ઈંગ્લંડના વાઙ્મય ઉપર થઈ. લૉક (Locke) નામના ફિલસુફે તે બનાવને અનુમોદન આપ્યું. બકલે, હ્યૂમ, બટ્લર, વિગેરે ફિલસુફો થઈ ગયા. બૉલિંગબ્રોકે "*On the Idea of a Patriot King*" નામે ગ્રંથ લખ્યો. તે વ્હિગોનો મોટો શત્રુ હતો.*

સાહિત્યમાં ઍડિસન પ્રમાણભૂત મનાતો. તે '*Tatler*' અને '*Spectator*' નામનાં પત્રોમાં વાઙ્મયના પ્રશ્નો ચર્ચતો. અલેકઝાન્ડર પોપ (Pope) જાણીતો કવિ થઈ ગયો, જો કે કવિતાને તેણે એકદમ કૃત્રિમ બનાવી દીધી. તેનાં '*Rape of Locke*' અને '*Essay on Man*'–એ કાવ્યો જાણીતાં છે. હાસ્ય અને કટાક્ષનું સાહિત્ય લખવામાં સ્વિફ્ટ મુખ્ય થઈ ગયો. એ વખતના લેખકો ગ્રીક અને લૅટિન લેખકોનું અનુકરણ કરતા. જૉન્સન† તો પોતાનાં લખાણોમાં એ સાહિત્યના જ શબ્દો વાપરતો. કેટલાકોએ તે સાહિત્યની અનુપમ કૃતિઓનાં સારાં સારાં ભાષાંતરો કર્યાં: જેમકે પોપે "ઇલિઅડ"ને ઈંગ્રેજીમાં ઊતાર્યું. રાજકારણને પણ સાહિત્યમાં ઊતારવામાં આવ્યું: જેમકે

---

* ડૉ. જૉન્સન તેને વિષે એક વાર આ શબ્દો બોલેલો: "He was a scoundrel for charging a blunderbuss against religion and morality, and a coward because he had no resolution to fire it off himself."

† કોઈએક રમુજી લેખક કહી ગયો છે કે "Johnson made the little fishes talk like whales."

સ્વિફ્ટકૃત '*Gulliver's Travels*' અને ડેફ્રીકૃત '*Robinson Crusoe,*' ઍડિસનકૃત '*Cato*' અને '*Sir Roger de Coverly.*' નાટકો. ઑપેરા, હવે દાખલ થયાં: દાખલા તરીકે ઍડિસનકૃત '*Rosamond.*' સંગીત અને અભિનયની કળાઓ વિકાસ પામી શકી. નિબંધો લખવાની પ્રથા ચાલુ થઈ. ઍડિસનનાં પત્રોએ* લોકોની વૃત્તિને સારી રીતે કેળવી. વર્તમાનપત્રોની સંખ્યા અને વગ વધ્યાં. લેખકોને અત્યાર સુધી મોટા અમીરો ઉત્તેજન આપતા. હવે પ્રકાશકો (Publishers) બહાર પડ્યા. પત્રલેખન હવે ઉપયોગી સાહિત્ય તરીકે ગણાવા માંડયું. ચેસ્ટરફીલ્ડના કાગળો (*Letters*) હજુ આપણે ત્યાં વંચાય છે. તે ક્ષેત્રમાં હૉરેસ વૉલ્‌પોલ અને ગ્રે ખાસ જાણીતા થઈ ગયા. લોકો મુસાફરીના શોખીન થયા. ચિત્રલેખન, શિલ્પ, સ્થાપત્ય, નકશીકામ, વિગેરેનો સારો વિકાસ થયો. લોકો સિક્કા, જીવડાં, પક્ષી, પશુ, વિગેરેનો સંગ્રહ કરતાં શીખ્યા.

આ જમાનામાં ઇંગ્લંડમાં ગરમ કાપડ, કાગળ, રેશમી માલ, સુતરાઉ માલ, છાપણી, વગેરે હુન્નર-ઉદ્યોગોનો વિકાસ થયો.

છતાં ઇંગ્રેજ સંસ્કૃતિમાં ઘણી ખામીઓ હતી. પાકા રસ્તાઓ હજુ થયા નહોતા. લોકો ઘોડા ઉપર બેસી મુસાફરી કરતા. માલ પશુઓ ઉપર લઈ જવામાં આવતો. ગાડીઓ બહુ નહોતી. લુંટારાઓ ત્રાસ આપતા. દરજીઓ મોંઘા અને ઓછા હતા. શેરીઓ ગંદી, પાણી ખરાબ, અને ઘર અંધારાં હતાં. ખુનો ખૂબ થતાં. છોકરાં ઉપર ખાસ ધ્યાન અપાતું નહી. લોકો નિરક્ષર હતા. પુરુષો સ્ત્રીઓ તરફ માન ધરાવતા નહી. અજ્ઞાન ઘણું હતું.

છતાં એ જમાનામાં કેટલાક પ્રતિભાશાળી પુરુષોના પ્રતાપે ઇંગ્રેજો આખી પૃથ્વી ઉપર રાજ્ય કરવાની લાયકાત ધરાવતા થયા.

---

* પોતાના પત્ર '*Spectator*'માં તેણે એક વાર લખ્યું હતું કે "I shall be ambitious to have it said of me that I have brought philosophy out of closets and libraries, schools and colleges, to dwell in clubs and assemblies, at tea-tables and in coffee-houses."

પ્રતિભા, બુદ્ધિ, અને આવડતનાં સારાં ફળોનો બીજો આદર્શ-નમુનો ઇતિહાસમાં ક્યાં મળી શકશે?

**મેથડિસ્ટપંથ:**—બીજા જ્યૉર્જના વખતનું ચર્ચ સડેલું હતું. ચર્ચના સભ્યો લોકોની આત્મિક ઉન્નતિ તરફ દુર્લક્ષ આપતા અને જમીનનું ઉત્પન્ન પોતાના ઉપભોગમાં વાપરતા. લોકોને ખરી જાગૃતિ આપનાર ચર્ચ નહી પણ વેઝ્લી ભાઈઓ હતા. જ્હૉન અને ચાર્લ્સ વેઝ્લીનો જન્મ અનુક્રમે ઇ. સ. ૧૭૦૩માં અને ઇ. સ. ૧૭૦૭માં થયો હતો. તેમની માએ બંનેને સારી કેળવણી આપી હતી. બંનેએ ઑક્સફર્ડમાં અભ્યાસ કરેલો. ત્યાંની ધાર્મિક પરિસ્થિતિથી કંટાળી જઈ તેમણે આકરા નિયમો પાળવા માંડ્યા. તેમની અતિ નિયમિતતા જોઈને લોકોએ તેમને (Methodists)નું ઉપનામ આપ્યું. તેમણે ધર્મનો ઊંડો અભ્યાસ કર્યો નહોતો. પણ લોકોમાં તેમણે તીવ્ર ધાર્મિક જિજ્ઞાસા ઉત્પન્ન કરી. જ્હૉન વેઝ્લી પહેલાં જ્યૉર્જિઆ (અમેરિકા) ગયો. પણ ઇ. સ. ૧૭૩૮માં તે પાછો આવ્યો. ત્યારથી તે ઠેઠ ઇ. સ. ૧૭૯૧ સુધી તેણે મજુરો–કોલસાની ખાણોમાં કામ કરવાવાળાઓને ઉપદેશ આપ્યા કર્યો. તેના જેવા જબરદસ્ત વક્તા ભાગ્યે જ હશે. હજારો જીવોને તેના ઉપદેશે અધમ ગતિથી અને દુર્ગુણથી બચાવી લીધા. વેઝ્લીએ પોતાના સંઘની સારી વ્યવસ્થા કરી. તેની પ્રવૃત્તિનું બહુ સારું પરિણામ આવ્યું. ક્રાઇસ્ટના ધર્મનો ખરો બોધ થવાથી અનેક દુરાગ્રહી અને અસંતોષી લોકો સન્માર્ગે વળ્યા. પ્રજામાં મોટો રાજકીય ઉત્પાત થયો નહી. શરુઆતમાં વેઝ્લીને વ્હાઇટફીલ્ડ નામનો માણસ ઉપયોગી થયો હતો. પણ પાછળથી મતભેદ થતાં બંને છૂટા પડી ગયા હતા. અત્યારે ઇંગ્લંડ, સ્કૉટ્લંડ અને અમેરિકાના મેથડિસ્ટો લાખો રૂપીઆ ખરચી એશિઆ વિગેરે ખંડોમાં કેળવણીની અને આરોગ્યની અનેક સંસ્થાઓ નીભાવે છે. આપણા ગૂજરાત દેશમાં પણ તેમની અનેક સંસ્થાઓ છે.

---

# પ્રકરણ ૫મું

## રાજા ત્રીજો જ્યૉર્જ: રાજા અને વિહગ અમીરાત

### ઇ. સ. ૧૭૬૦–૧૮૨૦

**મર્હુમ રાજા બીજા જ્યૉર્જનો પૌત્ર: ત્રીજો જ્યૉર્જ રાજા:—** રાજા ત્રીજો જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારે તેત્રીસ વર્ષનો હતો. નવો રાજા સહૃદય, કર્તવ્યનિષ્ઠ, નિયમિત,* ચારિત્ર્યમાં એકદમ સારો, ઘોડાઓ, ડુક્કરો, ખેતી વિગેરેનો શોખીન, સાદો, લોકોને ખૂશ રાખી શકે તેવો, ગરીબો પ્રત્યે દયાળુ, મીલનસાર, ધર્મિષ્ઠ, પવિત્ર અંતઃકરણવાળો, મનસ્વી, હિંમતબાજ, સમજુ, અને એક મધ્યમ વર્ગના ઇંગ્રેજ જેવો હતો. બાપ તેને બાર વર્ષનો મૂકીને મરી ગયો હતો. તેથી તેને તેની મા પ્રિન્સેસ ઑગસ્ટાની સંભાળ નીચે રાખવામાં આવ્યો હતો. ઓજનની સાથે ઘણો વખત રહેવાથી નવા રાજાને માણુસ-જાતનો કે કારભારનો પ્રત્યક્ષ અનુભવ થયો નહોતો. રાણી ઑગસ્ટા સંકુચિત, સ્વચ્છંદી, આપખુદ અને ખટપટી હતી. તેની છાપ નવા રાજાના ઉપર પડી અને રાજા ઘણો હઠીલો થયો. બીજાના વિચારો વિષે તેને જરા પણ સન્માન રહ્યું નહી. તે પોતાના જ પ્રધાનો સામે ખટપટ કરતો. જે કોઈ તેને અસંતોષ આપતું તેના સામે તે ઘણો ખાર રાખતો. જ્યૉર્જ ઘણો લોભી અને કૃપણ હતો. તેને તાજની સત્તાનો



ત્રીજો જ્યૉર્જ

---

* એટલે સુધી કે કાગળો લખતી વેળા તે તારીખ, વાર, કલાક અને મિનિટો પણ મથાળે નોંધતો.

ઊંચો ખ્યાલ આપવામાં આવ્યો હતો. તેની મા બાળરાજાને રોજ કહેતી કે 'જ્યૉર્જ, જોજે; ખરો રાજા થજે." રાજાના નાનપણના શિક્ષક અને ઑગસ્ટના ખાસ માનીતા અર્લ ઑવ્ બ્યૂટે આ વિચારને પુષ્ટિ આપી. ત્રીજો જ્યૉર્જ પોતાને સાચો ઇંગ્રેજ માનતો. તે કહેતો કે "I glory in the name of Britain." અલબત્ત, મરણ સુધી તે પ્રજાપ્રિય રહી શક્યો, છતાં તેને મહાન્ સિદ્ધાંતો, મહાન્ પુરુષો, મહાન્ સંયોગો અને જે મોટા યુગપરિવર્તનનો અનુભવ દેશ લેતો હતો તેમનો જરાય ખ્યાલ નહોતો; તેના બિનઅનુભવી અને નિરુત્તર મગજને તે વિષે લેશમાત્ર સમજ પડતી નહી. જ્યૉર્જ જબરદસ્ત હીકમત અને કુનેહવાળો હતો. ભલા-ભલા લોકપ્રિય પ્રધાનોને પણ તેણે થકવી દીધા. તેની હઠીલાઈથી ઈંગ્લંડે અમેરિકા ખોયું; પણ એ જ હઠીલાઈથી ટોરિ પક્ષને "નવો અવતાર આવ્યો" અને વ્હિગ કુટુંબોની સત્તાનો વિનાશ થયો. જ્યૉર્જ પ્રધાનો ઉપર, પ્રજા ઉપર, અને સંતાનો ઉપર આપખુદ સત્તા ભોગવવાની ઈચ્છા કરતો અને બધાં પોતાની ખાનગી મીલકત હોય એમ તેમની સાથે તે વર્તતો.

**વ્હિગ કુટુંબોની એકહથ્થુ સત્તા:**—પહેલા જ્યૉર્જે અને બીજા જ્યૉર્જે પોતાના અમલ દરમ્યાન વ્હિગ આગેવાનોને મુખ્ય કારભારીઓ તરીકે રાખ્યા હતા. તેમને ટોરિઓનો વિશ્વાસ નહોતો. વળી પ્રિટેન્ડરોનું જોર તો હતું જ. તેથી તેમણે વ્હિગ લોકોને મુખ્ય સત્તા આપી દીધી. વ્હિગ કારભારી-ઓએ આ એકહથ્થુ સત્તા ઇ. સ. ૧૭૬૧ સુધી એટલે લગભગ ૫૩ વર્ષ સુધી ભોગવી. તે વખત દરમ્યાન સમસ્ત રાજ્યતંત્રમાં તેમણે પોતાના લોકોને ભરી દીધા. તાજની અને પાર્લમેન્ટની તમામ સત્તા તેમને હાથ હતી. આ સત્તાનો તેમણે છૂટથી ઉપયોગ કર્યો. તેમણે પોતાના તંત્રને સબળ બનાવી દીધું. એક વ્હિગ અમીર રાજાની આંખે ચડે, તો બીજો વ્હિગ અમીર સત્તા ઉપર આવે; તે અળખામણો થાય તો વળી ત્રીજો વ્હિગ અમીર સત્તા ઉપર આવે. પણ કારભારમાં વ્હિગ સિવાય બીજો માણસ આવવો જોઈએ નહી, એ સૂત્ર ઇ. સ. ૧૭૧૪થી ઇ. સ. ૧૭૬૧ સુધી અખંડ ચાલ્યું આવ્યું. હાઉસ ઑફ્ કૉમન્સની તમામ જગ્યાઓ થોડાએક વ્હિગ અમીરો ખરીદી લેતા; તેઓ મતદારોને પૈસા આપી ખંડી લેતા; બીજાઓને

અગત્યના હોદ્દાઓ આપતા; જુદે જુદે પ્રકારે તેઓ પાર્લમેન્ટમાં પોતાની બહુમતી સાચવી લેતા. આ પદ્ધતિથી ચોક્કસ ફાયદાઓ થયા. જેમકે ઇ. સ. ૧૬૮૮ના સિદ્ધાંતો સર્વમાન્ય બન્યા, યૂરોપમાં ઇંગ્લંડનું વજન વધ્યું, દુનિયામાં તેનું સામ્રાજ્ય સ્થપાયું, ખુદ દેશમાં પ્રિટેંડરોની સવારીઓ નિષ્ફળ ગઈ, પાર્લમેન્ટનો અંકુશ દૃઢ થયો અને પાર્લમેન્ટે કામકાજના નિયમો નક્કી કર્યા. રાજ્યતંત્ર બહુમતીવાળા પક્ષ મારફત ચાલવું જોઈએ એ ઉપયોગી સૂત્ર સ્વીકારાયું, અને બીજા જેઇમ્સનો પક્ષ સમૂળગો નાશ પામ્યો. અલબત્ત, વ્હિગ કારભાર શેતરંજની બાજી જેવો થઈ ગયો એ ખરું છે. વ્હિગ અમીરો ઘણી વાર સ્વદેશનું હિત ભૂલી જતા. છેલ્લાં વરસોમાં તેમનો કારભાર સંકુચિત, સ્વાર્થી, ખટપટી અને લાંચીઓ થઈ ગયો. તેમનામાં વિરોધ, ખટપટ, તકરાર, મતભેદ વધી પડ્યાં. ટોરિઓએ આ નવી પરિસ્થિતિ સ્વીકારી લીધી. તેઓ હૅનોવર વંશના રાજાની ભક્તિ કરવા લાગ્યા. બૉલિંગબ્રોકે પોતાના '*The Idea of a Patriot King*' નામના પુસ્તકમાં આ વિચારને જાહેર કર્યો અને એ વિચારની આગેવાની નવા રાજાએ લીધી.

**ત્રીજા જ્યૉર્જનું નવું રાજ્યતંત્ર. રાજાના માણસો ( The King's Friends ). ટોરિ પક્ષનો નવો અવતાર:**—બૉલિંગબ્રોકે એવું જાહેર કર્યું હતું કે વ્હિગ કુટુંબોએ ઇંગ્લંડના રાજાઓને ગુલામ બનાવી દીધા છે તેનો હવે અંત આવવો જોઈએ. તેણે વ્હિગ અમીરાતના પચાસ વર્ષના અમલની ભ્રષ્ટતા બતાવી આપી અને ટોરિઓને રાજાઓની વ્હારે ચડવાનો ઉપદેશ આપ્યો. હૅનોવર વંશના પહેલા બે રાજાઓના પાટવી કુમારો પોતાના બાપ અને તેના વ્હિગ કારભારીઓ વિરુદ્ધ રહેતા. તેનો લાભ લઈ આ પ્રતિભાશાળી લેખકે ટોરિઓને તેમની આસપાસ ગોઠવ્યા અને તે પક્ષને ડિસેંટરોનો માનીતો, નવા વંશની પ્રીતિનું પાત્ર, અને ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિનો પક્ષપાતી બનાવ્યો. રાજાએ બધી પક્ષાપક્ષી બંધ કરી દેશનું ખરું હિત જ લક્ષમાં લેવું. કારભારમાંથી ભ્રષ્ટતા અને પક્ષપાત દૂર કરવાં અને બાહોશ મુસદ્દીઓને જ પ્રધાનપદ આપવું, પ્રધાનો રાજાને જ જવાબદાર રહે, પાર્લમેન્ટને નહી, એ પ્રકારે પ્રજાને એક જ વર્ગના

**સંકુચિત અમલથી છૂટી કરવી, રાજાએ ગાદી સંભાળવી એટલું જ નહી પણ રાજ્ય અને અમલ બંને કરવાં,** ( To reign and to govern ) એવો બોધ તેણે પોતાના પુસ્તકમાં આપ્યો. ઘણા વિદ્વાનોએ આ મતને પુષ્ટિ આપી. મધ્યમ વર્ગના માણસો, ઍંગ્લિકનો અને જમીનદારો, એ મતમાં ભળ્યા. ઇંગ્લંડના રાજાઓ પાસે અખૂટ સત્તા હતી. અત્યાર સુધી આ સત્તાના ભંડારની ચાવી વ્હિગ પ્રધાનોએ પોતાના હાથમાં રાખી હતી. તે ચાવી હવે ટોરિ આગેવાનોને સોંપવામાં આવી. રાજા દરેક બાબતને ઝીણવટથી જાતે તપાસવા લાગ્યો. પરદેશ ખાતું, લશ્કર, નૌકાસૈન્ય, રાજાને મળતી હાથ-ખરચી, સ્કૉટ્લંડ અને આયર્લંડનું તમામ રાજ્યતંત્ર, હાઉસ ઑફ લૉર્ડ્ઝ, જુદાં જુદાં ખાતાંઓ, એ બધી સંસ્થાઓ રાજાએ પોતાના કબજામાં લીધી અને તેનો લાભ ટોરિઓને આપ્યો. આ નવા માણસો **"રાજાના મિત્રો"** **(King's Friends)** કહેવાયા. રાજાએ નવા ધોરણનો સ્વીકાર કર્યો એટલે ટોરિ પક્ષ ફરીથી રાજ્યતંત્રમાં દાખલ થયો. યુવાન્ રાજા પોતે ટોરિઓનો આગેવાન બન્યો. વ્હિગ અમીરાતનું બળ ભાંગી ગયું અને વ્હિગ પક્ષે પણ થોડી મુદત પછી નવો અવતાર લીધો. પાર્લમેન્ટમાં બહુમતી, તાજની સત્તાનો પ્રધાનોને હાથે અમલ, બધા પ્રધાનો એક જ પક્ષના, એકંદર પ્રજા તરફ રાજયતંત્રની જવાબદારી, એ નવી ફિલસુફીનાં મુખ્ય સૂત્રો થયાં. તે સૂત્રો કાળક્રમે ટોરિઓએ સ્વીકાર્યાં. ત્રીજા જ્યૉર્જનું ધોરણ ઘણે સ્થળે બતાવવામાં આવે છે તેવું મેલું નહોતું. તેને માટે સબળ ઐતિહાસિક કારણો હતાં *

---

*It was a pleasing novelty to have a king, who declared- "He gloried in the name of Britain"; The trouble only began when it was found that he expected our Britons equally to glory in him...Let us not, however, be mistaken. It was no Stuart despotism, with which England was now threatened. George III was not fool enough or bold enough for that. **His idea was rather to work *through* the constitution than against it, not to make Parliament his enemy, but to nurse it,**

**જ્યૉર્જના ધોરણનો અમલ. જુદાં જુદાં વ્હિગ પ્રધાનમંડળો. ઇ. સ. ૧૭૬૨–૧૭૭૦. રાજાની ફત્તેહ:**—નવી નીતિનો અમલ કરવા માટે પ્રથમ બે બાબતોની જરુર હતીઃ (૧) ફ્રાંસ સાથે સુલેહ કરવી અને (૨) પિટ્ટને પ્રધાનમંડળમાંથી રજા આપવી. તેથી નવા રાજા જ્યૉર્જે પોતાની માના માનીતા અને પોતાના એક વારના શિક્ષક અર્લ ઑફ્ બ્યૂટ (Earl of Bute)ને મુખ્ય પ્રધાન બનાવ્યો. બ્યૂટે ફ્રાંસ સાથે પૅરિસ મુકામે ફ્રેડરિકથી છાની સુલેહ કરી, ઇ. સ. ૧૭૬૩. તેથી પિટ્ટે રાજીનામું આપ્યું. રાજાની મા રાણી ઑગસ્ટાને આ બાબતોની ખબર પડી ત્યારે તે બોલી ઉઠી કે "Now, my son is King of England."

સુલેહ થઈ અને પિટ્ટનું જોર ગયું એટલે બ્યૂટે રાજીનામું આપ્યું. તેથી રાજાએ **ગ્રેનવિલ** નામના વ્હિગ અમીરને દેશનો **કારભાર** સોંપ્યો. **બેડ્ફૉર્ડ** (Bedford) નામનો બીજો વ્હિગ અમીર **ગ્રેનવિલને** કારભારમાં મદદ કરતો હતો. આ અમીરો ઇ. સ. ૧૭૬૫ સુધી કારભાર ઉપર રહ્યા. તેમણે વિલ્કસ ઉપર કામ ચલાવ્યું અને અમેરિકાનાં સંસ્થાનો ઉપર દસ્તાવેજો માટે નવો લાગો (Stamp Fees) નાંખ્યો. પણ રાજા માંદો પડયો ત્યારે તેમણે રાણી ઑગસ્ટાના હાથમાં કારભાર ન જાય તેવી ખટપટ કરી. તેથી તેઓ અળખામણા થઈ ગયા અને ઇ. સ. ૧૭૬૫માં તેમણે રાજીનામું આપ્યું.

જ્યૉર્જે હવે માર્કિવસ ઑફ્ રૉકિંગહામ નામના પ્રામાણિક, ઉદાર, પણ બિનઅનુભવી અને જુવાન વ્હિગ અમીરને મુખ્ય પ્રધાનનો હોદ્દો આપ્યો. વિખ્યાત વક્તા અને લેખક એડ્મન્ડ બર્ક (Edmand Burke)

---

wheedle it, master it, and so use it as his tool. In other words, George attempted what no other monarch has attempted since, to engage in party politics, to form in Parliament a chorus of his followers, and manage the country's business as his own

*History of England*, P. 120, Vol III, by Robertson.
(Methuen)

આ મંત્રીમંડળમાં સભાસદ હોવાથી તેને સારી ખ્યાતિ મળી છે, જો
વસ્તુતઃ રૉકિંગહામના મંત્રીમંડળ વિષે ઈંગ્લંડમાં બીલકુલ સારો અભિપ્રા
નહોતો. મુસદ્દીઓ રૉકિંગહામની આગેવાની વિરુદ્ધ હતા. તેથી ઇ. ર
૧૭૬૬માં રાજાએ તેને રજા આપી પિટ્ટને મુખ્ય પ્રધાન બનાવ્યો.

પણ પિટ્ટ મુખ્ય પ્રધાનનું પદ માત્ર બે વરસ માટે ભોગવી શક્યે
તેણે પોતાના કારભારી મંડળમાં બધા પક્ષોના માણસોને દાખલ કય
તેમણે અમેરિકાનાં સંસ્થાનોના ગભરાટને ઓછો કરવા તથા વિલ્કસ
પ્રકરણનો સંતોષકારક નિકાલ લાવવા પ્રયત્નો કર્યા. પણ તેમનામાં સં
નહોતો અને તેઓ નાની બાબતોમાં પણ અંદર અંદર લડતા હતા. વ
પિટ્ટ પોતે એ વખતે અર્લ ઑફ ચેથમ તરીકે હાઉસ ઑફ લૉર્ડઝ
બેસતો હતો. હાઉસ ઑફ કૉમન્સમાં ખાસ આગેવાનનું કામ કરે એ
કોઇ મુસદ્દી તેના મંત્રીમંડળમાં નહોતો. પિટ્ટ પોતે માંદો રહેતો અને મંત્રીમંડળ
સભાઓમાં ભાગ્યે જ હાજરી આપી શકતો. કારભારની મુખ્ય જવાબદા
ગ્રૅફ્ટન નામના વ્હિગ અમીર ઉપર આવી પડી. પણ તે પિટ્ટ જે
લોકપ્રિય કે બાહોશ નહોતો અને રાજાના મિત્રો તેની સામે હતા. તે
કંટાળી જઇ તેણે ઇ. સ. ૧૭૭૦માં રાજીનામું આપ્યું એટલે પિટ્ટના કારભાર
અંત આવ્યો. આ તેનો છેલ્લો કારભાર હતો. રાજાએ હવે પોતા
માનીતા લૉર્ડ નૉર્થને મુખ્ય પ્રધાન બનાવ્યો. ઇ. સ. ૧૭૭૮
મે માસમાં પિટ્ટ હાઉસ ઑફ કૉમન્સમાં અમેરિકાનાં સંસ્થાનોને સ્વતંત્ર
આપવાની દરખાસ્ત સામે ભાષણ કરતો હતો ત્યારે તેને મૂર્છા આ
અને તે ભોંય ઉપર પડી ગયો. ચાર દિવસ પછી તે મરી ગયો. પિટ્ટ
જીવનની કાયમ અસરોનું દિગ્દર્શન આપણે ઉપર કરી ગયા છીએ.

**રાજાની ફત્તેહ: જૂની વ્હિગ અમીરાતની સત્તા નાશ: ટોરિ અને વ્હિગ પક્ષોનો ઉદ્ધાર:**—લૉર્ડ નૉર્થ સત્તા ઉ
આવ્યો એટલે રાજા જ્યૉર્જનો મુખ્ય મનોરથ પાર પડ્યો. તે
સત્તાધીશ થયો અને રાજવંશના શત્રુઓ–વ્હિગ અમીરો–ની સત્તાનો અ
વગનો નાશ થયો. બુદ્ધિશાળી, પ્રજાપ્રિય, અને વગવસીલાવાળા તમ
વ્હિગ અમીરો, એક પછી એક, રાજા સાથેની હરીફાઈમાં પાછા પડ

રાજાના શિક્ષક બૉલિંગબ્રોકે ટોરિ પક્ષ માટે જે વિચારો કર્યા હતા તે હવે સિદ્ધ થયા. ટોરિ પક્ષ રાજાની આસપાસ ગોઠવાઈ ગયો અને ટોરિઓએ દેશનો તમામ કારભાર પોતાને હસ્તક કર્યો. પણ લૉર્ડ નૉર્થ જ્યાં સુધી મુખ્ય પ્રધાન રહ્યો ત્યાં સુધી દેશનું તંત્ર રાજાના કહેવા મુજબ ચાલતું. તે તંત્રમાં પ્રજાનું હિત સમાએલું નહોતું. નૉર્થના કારભાર દરમ્યાન ઇંગ્લંડે અમેરિકાનું રાજ્ય ખોયું અને યૂરોપમાં ઇંગ્લંડની આબરૂ ઓછી થઈ. પ્રજાને નૉર્થના કારભારથી નુકસાન થયું. આ બાબત ખાસ યાદ રાખવી જોઈએ; કારણ કે બૉલિંગબ્રોકે પોતાના 'Patriot King' નામના પુસ્તકમાં જે બોધ ટોરિઓને આપ્યો હતો ત સિદ્ધાંત તદ્દન જુદો હતો. તેનું કહેવું એવું હતું કે ટોરિઓએ રાજાની આસપાસ ગોઠવાઈ જવું અને તેમણે પ્રજાની વતી અને પ્રજાહિત તરફ દૃષ્ટિ રાખી દેશનો કારભાર કરવો. પણ લૉર્ડ નૉર્થના અમલ દરમ્યાન રાજાના મિત્રોએ અને ટોરિઓએ એ સિદ્ધાંત પ્રમાણે કારભાર ચલાવ્યો નહી.* અલબત્ત, એક દૃષ્ટિથી રાજાની આગેવાની તળે ટોરિ પક્ષનો નવો અવતાર થયો અને જ્યારે ઈ. સ. ૧૭૮૪માં નાનો પિટ્ મુખ્ય પ્રધાન થયો ત્યારે આ નવેસર રચાએલા ટોરિ પક્ષના આગેવાનોએ પ્રજાના હિતને પોતાના કારભારના મુખ્ય લક્ષ્ય તરીકે રાખ્યું.

આ ફેરફારોથી જેમ ટોરિ પક્ષનો નવો અવતાર થયો તેમ વ્હિગ પક્ષનો પણ નવો અવત થયો. જૂની વ્હિગ અમીરાતે ઈંગ્લંડના કારભારને ઘણો બગાડી દીધો હતો. પણ નવા રાજાએ તેમનાં જ શસ્ત્રો તેમની જ સામે વાપર્યાં એટલે વ્હિગ આગેવાનો પાછા અસલ સ્થિતિએ આવી ગયા. તેઓ હવે રાજાની આપખુદ તથા સડેલી અને પ્રજાના માનસને ભ્રષ્ટ કરતી પ્રથાની સામા પડ્યા. તેમણે કહેવા માંડ્યું કે પાર્લમેન્ટમાં લાંચ-રૂશવતનો દોર બંધ થવો જોઈએ, પાર્લમેન્ટના સભાસદો પ્રજાના ખરા પ્રતિનિધિઓ હોવા જોઈએ, સંસ્થાનો ઉપર ઇંગ્લંડે જુલમ કરવો જોઈએ નહી, બ્રિટિશ હિંદનો કારભાર સુધરવો જોઈએ, પાર્લમેન્ટના બંધારણમાં

*બર્કે કહ્યું તેમ "They the Tories changed their idol but they preserved their idolatry."

તથા નિયમોમાં ફેરફારો થવા જોઈએ, તેના કામકાજને દેશભરમાં પ્રસિદ્ધિ મળવી જોઈએ, પ્રધાનો પાર્લમેન્ટને જવાબદાર હોવા જોઈએ, અને પ્રજામત તથા રાજ્યતંત્ર એ બે વચ્ચે એકતાર હોવો જોઈએ. આ નવા અવતારના મુખ્ય પ્રશંસકો બે જણા હતાઃ બર્ક અને ફૉક્સ. અલબત્ત, બર્ક જૂના પક્ષનો મળતીઓ હતો, જ્યારે ફૉક્સ નવા જમાનાનો મળતીઓ હતો. બર્કનો અભિપ્રાય એવો હતો કે જો પાર્લમેન્ટના જૂના સડાઓ દૂર કરવામાં આવે તો દેશનું તંત્ર તુરત સુધરી જાય. પણ ફૉક્સ એમ માનતો હતો કે માત્ર પાર્લમેન્ટના આંતર સડાઓને કાઢી નાંખવાથી દેશનો કારભાર પ્રજાને અનુમત થઈ શકશે નહી; પણ તે માટે પાર્લમેન્ટના ખુદ બંધારણમાં અગત્યના ફેરફારો કરવાની જરુર છે. ખરું કહીએ તો બંને મુસદ્દીઓના અભિપ્રાયો સાચા હતા.

ટૂંકામાં વ્હિગ અને ટોરિ, બંને પક્ષોનો હવે નવો અવતાર થયો.

આ નવા અવતારના મુખ્ય મુદ્દાઓ વિલ્કસના પ્રકરણથી ખાસ પ્રકાશમાં આવ્યા.

**વિલ્કસનો મુકર્દમો. "નૉર્થ બ્રિટન" અખબારનો ૪૫મો અંકઃ**—આપણે ઉપર જણાવ્યા તે વ્હિગ અમીરોના કારભારની એકાદ બે જાણવાજોગ હકીકતોને હવે અહીં તપાસીએ. ગ્રેનવિલ (Grenville) મુખ્ય મંત્રી હતો ત્યારે "નૉર્થ બ્રિટન" (North Britain) નામના વર્તમાનપત્રના તંત્રી વિલ્કસ (Wilkes) નામના માણસે પૅરિસના કરાર સામે તથા રાજાના નવા ધોરણ સામે સખ્ત ટીકાઓ કરી. તેથી વ્હિગ પ્રધાનોએ નનામું વૉરન્ટ (Warrant) કાઢી તેને પકડાવ્યો અને અદાલતમાં તેના ઉપર કામ ચલાવ્યું. પણ ન્યાયાધીશોએ એવો ફેંસલો આપ્યો કે નનામું વૉરન્ટ ગેરકાયદેસર હોવાથી તથા વિલ્કસ પોતે હાઉસ ઑફ્ કૉમન્સનો સભાસદ હોવાથી તેને પકડી શકાય નહી. આજ વખતે વિલ્કસે હાઉસ ઑફ્ લૉર્ડ્ઝના એક સભાસદ સામે પોતાના કોઈ અપ્રસિદ્ધ નિબંધોમાં સખ્ત લખાણ કર્યું હશે તે ઉપર તે સભાના કેટલાએક સભાસદોએ તેને બદનક્ષીના આરોપ ઉપર પોલિસ મારફત પકડાવવાની યુક્તિ

કરી. પણ વિલ્કસ ઘણો બાહોશ માણસ હતો. રાજાએ તેની લશ્કરની નોકરી લઈ લીધી હતી. તેથી તે મરણીઓ થઈ ગયો હતો. તેને એમ લાગ્યું કે દુશ્મનો પોતાનો નાશ કરવા તૈયાર થયા છે. એટલે તે એ નીચ બાજીમાંથી છટકી જવા ફ્રાંસ નાસી ગયો પાર્લમેન્ટે હવે વિલ્કસનું નામ સભાસદોનાં નામની ટીપમાંથી કાઢી નાંખ્યું અને તેના અખબાર **નૉર્થ બ્રિટન**ના ૪૫મા અંકને બાળી નાંખવાનો **હુકમ છોડયો.** લોકો આવા કૃત્યથી ઘણા ચીડાઈ ગયા. તેઓ વિલ્કસના નામ પાછળ ઘેલા થઈ ગયા અને ઠેકઠેકાણે બ્યૂટનાં તથા રાણી ઑગસ્ટનાં પૂતળાં બનાવી તેમને તેમણે સળગાવી મૂક્યાં આખરે પિટ્ટ તથા તેના મિત્રો પાર્લમેન્ટના સભાસદોના અધિકારોનું રક્ષણ થવું જોઈએ એ મુદ્દા માટે પાર્લમેન્ટમાં સારી પેઠે લડયા હતા. પાર્લમેન્ટ અને પ્રજા એ બે વચ્ચે ચાલેલી આ તકરાર રૉકિંગહામના કારભાર સુધી ચાલી. તે યુવાન્ વ્હિગ અમીરના કારભાર દરમ્યાન વિલ્કસના પ્રકરણની જે જે બાબતો ગેર-કાયદેસર હતી તેમનો સંતોષકારક નિકાલ કરવામાં આવ્યો.

**મિડલસેક્સની ચુંટણી. રાજા-પ્રજા વચ્ચે વિરોધ. બર્ક:—** વિલ્કસ ફ્રાંસ નાસી ગયો હતો તે આપણે ઉપર જોઈ ગયા. વિલ્કસ રાજા કે પાર્લમેન્ટથી ડરે એવો બીકણ માણસ નહોતો. ઇ. સ. ૧૭૬૮માં તે સ્વદેશ પાછો આવ્યો અને મિડલસેક્સ (Middlesex)ના પરગણા તરફથી હાઉસ ઑફ કૉમન્સ માટે ચુંટણી થવાની હતી તેમાં ઉમેદવાર તરીકે બહાર પડયો. લોકોને તો તેટલું જ જોઈતું હતું. ચુંટણીની હરીફાઈમાં વિલ્કસને ફત્તેહ મળી અને તે ફરી હાઉસ ઑફ કૉમન્સનો સભાસદ થયો. પણ રાજાને અને તેના મિત્રોને વિલ્કસ જરાય ગમતો નહોતો. તેથી મંત્રીમંડળે તેના ઉપર દેશનિકાલના કાયદાનો ભંગ કરવાનો આરોપ મૂકી કામ ચલાવ્યું. અદાલતમાં વિલ્કસ ગુન્હેગાર ઠર્યો અને તેને કેદની સજા થઈ. રાજાએ હવે વિલ્કસને હાઉસ ઑફ કૉમન્સમાંથી બાતલ કર્યો. પણ તેથી લોકો ઘણા ચીડાઈ ગયા. તેમણે મોટી સભાઓ કરી અને રાજાના તથા તેના મિત્રોના કામને સખ્ત ભાષણોમાં વખોડી

કાઢવામાં આવ્યું. પોલિસે ઉશ્કેરાએલા લોકો ઉપર ગોળીબાર કર્યો. લોકો તો તેથી ઉલટા વધારે ઉશ્કેરાયા. વિલ્કસ "દેવ" જેવો ગણાવા લાગ્યો અને મિડલસેકસની ચુંટણી થઈ ત્યારે તે ફરી ચુંટાયો. પાર્લમેન્ટે એ ચુંટણીને રદ્દ કરી અને બીજી વાર ચુંટણી કરવાનો હુકમ કર્યો. વળી વિલ્કસ ચુંટાયો. વળી તેની ચુંટણીને રદ્દ કરવામાં આવી. વળી ચુંટણી નવેસર થઈ. આ ત્રીજી ચુંટણી વખતે રાજાએ કર્નલ લટ્રેલ નામના માણસને વિલ્કસ સામે ઊભો કર્યો હતો. પણ ત્રીજી ચુંટણીમાં પણ વિલ્કસને ફત્તેહ મળી. લોકો તો હવે ઉલટ ઉપર આવી ગયા. વિલ્કસ ઉપર માનપત્રો અને નાણાંની કોથળીઓનો વરસાદ વરસવા લાગ્યો. લંડનની કૉર્પોરેશને તેને પ્રમુખપદ આપ્યું. આવી રીતે એક તરફ રાજા અને ગુલામી મનોદશા ભોગવતી પાર્લમેન્ટ, અને બીજી તરફ પ્રજા, એવો મામલો દેશમાં ઊભો થયો. વર્તમાનપત્રોમાં રાજા અને મંત્રીમંડળ સામે અતિ કડક ટીકાઓ ઊભરાવા લાગી. તેમાં સૌથી છટાદાર અને કડક લેખો "જુનિઅસ" (Junius)ની સહીથી પ્રકટ થતા. આ જ વખતે બર્ક (Burke) નામના ઉગતા વિચારકે "Thoughts on the Present Discontents" નામે પુસ્તક બહાર પાડ્યું. તે પુસ્તકમાં લેખકે રાજ્યશાસ્ત્રનાં સુંદર અને અમર સૂત્રો મૂકી ઇંગ્લંડના તે વખતના રાજકારણની ચર્ચા કરી છે.

વ્હિગ અમીરોના કારભારનો બીજો મુખ્ય બનાવ તે અમેરિકાનાં સંસ્થાનોનો અસંતોષ હતો. આ બાબતને હવે પછીના પ્રકરણમાં લેવામાં આવી છે.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## રાજા ત્રીજો જ્યૉર્જ (ચાલુ)

## રાજાની કુલમુખત્યારી

**ઇંગ્લંડ અને અમેરિકાનાં સંસ્થાનો:**—ઇંગ્લંડના અમેરિકન સામ્રાજ્ય વિષે આપણે ઉપર વાંચી ગયા છીએ. ઉત્તર અમેરિકામાં ઇંગ્લંડનાં કુલ તેર સંસ્થાનો હતાં. તે સિવાય ફ્રાંસ સામેના સાત વરસોના વિગ્રહમાં ઇંગ્લંડને ફત્તેહ મળેલી હતી. તેથી ફ્રાંસે કૅનેડાનો પ્રદેશ ઇંગ્લંડને સોંપી દીધો હતો. અમેરિકાનાં તેર સંસ્થાનો કૅનેડાના પ્રદેશની દક્ષિણે આવી રહ્યાં હતાં. તેમનો આંતર કારભાર ગવર્નરો તથા લોકસભાઓ મારફત ચાલતો. ગવર્નરોની નીમણુક બ્રિટિશ સરકાર કરતી. સાત વરસોના વિગ્રહથી ખરો લાભ તો અમેરિકાનાં સંસ્થાનોને થયો હતો, જ્યારે ઇંગ્લંડનો કરજનો બોજો ઘણો વધી ગયો હતો. ઉપરાંત, સંસ્થાનોના વેપારીઓ જગાત આપ્યા વગર છાનો વેપાર ખેલતા હતા. તેથી સરકારી ત્રિજુરીને ઘણું નુકસાન જતું હતું. ઇંગ્લંડને સંસ્થાનોના રક્ષણ માટે નૌકાબળ રાખવું પડતું હતું અને ખુદ અમેરિકામાં ત્યાંના અસલ વતનીઓ રેડ ઇન્ડિઅનો (Red Indians) સામે સંસ્થાનિકોનો બચાવ કરવા માટે ઇંગ્લંડની સરકારને ખાસ લશ્કર રોકવું પડતું હતું. ઇંગ્લંડ સામે અમેરિકાનાં સંસ્થાનો થયાં તેને બરોબર સમજવા માટે આટલી હકીકતોને યાદ રાખવાની ખાસ જરુર છે.

ઇ. સ. ૧૭૬૫માં ઇંગ્લંડમાં વ્હિગ અમીર લૉર્ડ ગ્રૅનવિલ મુખ્ય પ્રધાન હતો. આ વ્હિગ અમીર મોટો કાયદાશાસ્ત્રી હતો. પણ તેને અમેરિકાના સંસ્થાનિકોના ખરા માનસની તલભાર ખબર નહોતી. તેને ઇંગ્લંડના દેવાના બોજાને કમી કરવો હતો તથા અમેરિકાના વેપારીઓ છાનો વેપાર કરી જગાતથી છટકી જતા હતા તે પ્રથાને નાબુદ કરવી હતી.

ગ્રેનવિલ એવો મત ધરાવતો હતો કે ઇંગ્લંડ સંસ્થાનિકોના રક્ષણ માટે ખરચનો જે બોજો ઊઠાવે છે તેમાં સંસ્થાનિકોએ ચોક્કસ ભાગ

આપવો જોઈએ. આવો મત ગ્રૅનવિલનો જ નહોતો. તેના સિવાય બીજા વ્હિગ તથા ટોરિ અમીરો પણ એવો જ મત ધરાવતા હતા. મુશ્કેલી માત્ર એ હતી કે અમેરિકાના સંસ્થાનિકો આ મતને કબૂલ કરશે કે કેમ?

ખરી વસ્તુસ્થિતિ એ હતી કે અમેરિકાના ઇંગ્રેજ સંસ્થાનિકો પૅરિસના તહનામા પછી ફ્રાંસના ભયથી મુક્ત થયા હતા. તેઓ સ્વતંત્રતાવાદી હતા અને તેમને ઇંગ્લંડના શાસનનું આપખુદપણું જરાય ગમતું નહોતું. તેથી તેમણે બ્રિટિશ પ્રધાનમંડળના નવા ધોરણ સામે પ્રચંડ વિરોધ કર્યો અને તે વિરોધને તેઓ બંડ સુધી લઈ ગયા. એની હકીકતો નીચે આપવામાં આવી છે.

**અમેરિકાનાં સંસ્થાનો પ્રત્યે નવું ધોરણ:**—ઇંગ્લંડના દેવાનો બોજો ઓછો કરવા, સંસ્થાનિકોના વેપારને પદ્ધતિસર તથા પ્રામાણિક બનાવવા અને ઉત્પન્ન વધારવા, બ્રિટિશ પ્રધાન અર્લ ગ્રૅનવિલે બે ઉપાયોને અજમાવ્યા: પ્રથમ તો, તેણે અમેરિકાનાં સંસ્થાનોમાં ખપતા દારુ ઉપરની જગાતને વધારી અને બીજું, તેણે અમેરિકામાં થતા દસ્તાવેજો ઉપરનો ફીનો લાગો વધારવાનો કાયદો (Stamp Act) પાર્લમેન્ટમાં પ્રસાર કર્યો. આ બે બાબતોને પાર્લમેન્ટે સંમતિ આપી તે વખતે તેના મહત્ત્વ ઉપર કોઈનું ધ્યાન ગયું નહી. પણ અમેરિકામાં જ્યારે તેના ખબર પડ્યા ત્યારે સમસ્ત પ્રજાએ તે સામે મોટો પોકાર ઊઠાવ્યો. સંસ્થાનોના આગેવાનોએ એવો અભિપ્રાય રજુ કર્યો કે ઇંગ્લંડ વેપાર માટે જગાત વિગેરે નાંખી શકે; પણ ઉત્પન્ન વધારવાના આશયથી બ્રિટિશ સરકાર સંસ્થાનોના આંતરકારભારમાં દરમ્યાનગીરી કરી શકે નહી. તેમણે એક બીજો તાત્વિક અભિપ્રાય રજુ કર્યો કે પ્રજા ઉપર કર નાંખવા અગાઉ દેશની સરકારે પ્રજાના પ્રતિનિધિઓને પૂછવું જોઈએ અને રાજ્યની કર નાંખવાની સત્તા પ્રતિનિધિઓને લોકસભામાં મોકલવાની પ્રજાની સત્તા સાથે નિકટ રીતે સંકળાએલી છે. આ આગેવાનોએ કહ્યું કે સંસ્થાનો લંડનની પાર્લમેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલતાં નથી. તેથી લંડનની પાર્લમેન્ટને સંસ્થાનો ઉપર કરનો બોજો વધારવાની કોઈ સત્તા નથી.

આ સૂત્રોને બધાં સંસ્થાનોની લોકસભાઓએ રાજ્યશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો તરીકે જાહેર કર્યાં. ઇંગ્લંડની સરકાર તો આ વિરોધથી અકળાઈ ગઈ. પણ તેને વિરોધની ગંભીરતાનું કશું ભાન નહોતું. તેથી તેણે એ તરફ લેશમાત્ર લક્ષ આપ્યું નહી. પણ તેથી તો પરિસ્થિતિ ઉલટી બગડી ગઈ. સંસ્થાનોના મુસદ્દીઓ ઇંગ્લંડની બેદરકારીથી ચીડાઈ ગયા. તેમણે સ્ટૅમ્પ ઍક્ટનો અમલ થવા દીધો નહી અને સંસ્થાનોની પ્રજાએ બ્રિટિશ માલનો બહિષ્કાર જાહેર કર્યો.

બ્રિટિશ પ્રધાનમંડળમાં આ વખતે અગત્યના ફેરફારો થયા. રાજાને ગ્રૅનવિલ તરફ ઘણો અણગમો હતો અને તે તથા તેના બીજા મિત્રો વિલ્કસના પ્રકરણથી તથા અમેરિકાના પ્રકરણથી લોકોમાં ઘણા અળખામણા થઈ ગયા હતા. તેથી રાજાએ પ્રજાની મનોદશાનો લાભ લઈ તેમને રજા આપી અને માર્ક્વેસ રૉકિંગહામને મુખ્ય મંત્રી બનાવ્યો. આ નવા મંત્રીમંડળમાં એડમન્ડ બર્ક નામનો પ્રસિદ્ધ વક્તા તથ રાજ્યશાસ્ત્રી હતો. તેની સલાહથી રૉકિંગહામે અમેરિકાનાં સંસ્થાનોને રીઝવવા માટે પ્રયત્નો કર્યા. તેણે ગ્રેનવિલે પસાર કરેલા સ્ટૅમ્પ ઍક્ટને રદ કર્યો. પણ તે જ સાથે તેણે પાર્લમેન્ટ મારફત એવો મત જાહેર કર્યો કે ઇંગ્લંડ અમેરિકાનાં સંસ્થાનોમાં સાર્વભૌમ હોવાથી, બ્રિટિશ પાર્લમેન્ટ સંસ્થાનો માટે ગમે તે કાયદો કરી શકે; તેમાં સંસ્થાનોએ વિરોધ કરવો ઘટે નહી.

રૉકિંગહામ અને તેના મિત્રો એમ માનતા હતા કે સ્ટૅમ્પ ઍક્ટ રદ થવાથી સંસ્થાનિક મુસદ્દીઓને સંતોષ થશે, અને તેમનો વિરોધ શાંત થશે; તથા ઇંગ્લંડનું સાર્વભૌમત્વ જાહેર કરવાથી બ્રિટિશ પ્રજાનો ખળભળાટ દૂર થશે. પણ તેવું કાંઈ થયું નહી. અમેરિકાનો વિરોધ શમ્યો નહી; ઉલટું, ઇંગ્લંડના સાર્વભૌમત્વની જાહેરાતથી તેની પ્રજાનો વિરોધ વધ્યો, અલબત્ત, એ વિરોધ યોગ્ય નહોતો. પણ સંસ્થાનોની પ્રજા અને ખાસ કરીને તેના આગેવાનો હવે જુદી જ વાતો કરતા હતા; તેમને ઇંગ્લંડની તાબેદારી જોઈતી નહોતી. તેમને સ્વતંત્ર થવું હતું. બળતામાં ઘી હોમાવાની જરૂર હતી અને તે હોમ ઇંગ્લંડે પૂરો પાડયો.

ઇ. સ. ૧૭૬૬માં રાજાએ રૉકિંગહામના મંત્રીમંડળને રજા આપી અને પિટ્ટને પ્રધાનપદ આપ્યું. પિટ્ટને અમીરાત આપવામાં આવી એટલે તે હાઉસ ઑફ લૉર્ડઝમાં ગયો. હાઉસ ઑફ કૉમન્સમાં તેના જેવી આગેવાની બીજા કોઈ સભાસદથી બજાવી શકાય એમ નહોતું. પિટ્ટે તે આગેવાની ખજાનચી ટાઉનશેન્ડ (Townshend)ને સોંપી.

પણ ટાઉનશેન્ડ ખજાનચી હતો. તેનામાં મુસદ્દીગીરી નહોતી. ઇંગ્લંડને નાણાંની ભૂખ તો હતી. તે ભૂખને મટાડવા માટે નવા ખજાનચીએ અમેરિકામાં જગાતના કાયદાઓનો સખ્ત અમલ કરાવવો શરુ કર્યો. ઉપરાંત તેણે સંસ્થાનોમાં આયાત થતાં કાચ, કાગળ, રંગ, ચાહ વિગેરે માલ ઉપરની જગાતમાં વધારો કર્યો; જો કે ઇંગ્લંડથી આયાત થતા માલ ઉપરની જગાતમાં તેણે ઘટાડો કર્યો.

ટાઉનશેન્ડના નવા ધારાથી અમેરિકાનાં સંસ્થાનોનો ગભરાટ વધારે તીવ્ર બન્યો અને તેમના વિરોધમાં નવી તીખાશ આવી. તેમણે ઇંગ્લંડના સાર્વભૌમત્વનો ઇનકાર કર્યો. સંસ્થાનોમાં સુલેહનો ભંગ થયો. આ ચળવળને દાબી દેવા ઇંગ્લંડના પ્રધાનોએ સખ્ત ઉપાયો લીધા. પણ તેથી તો સંસ્થાનિક ઊકળાટ ઉલટો તીવ્ર થયો.

ઇ. સ. ૧૭૭૦માં પિટ્ટ મંત્રીપદ ઉપરથી ખસી ગયો એટલે રાજાએ તે હોદ્દો પોતાના માનીતા અમીર લૉર્ડ નૉર્થને આપ્યો. લૉર્ડ નૉર્થે ટાઉનશેન્ડના બધા કાયદાઓને રદ કર્યા; માત્ર ચાહ ઉપરની જગાત તેણે રદ કરી નહી. અમેરિકાનો અસંતોષ રોજ વધતો જતો હતો અને સંસ્થાનિક પ્રજાને પોતાના કારભારમાં ઇંગ્લંડ તરફથી કોઈ જાતનો વિક્ષેપ જોઇતો નહોતો. તેથી તેમણે લૉર્ડ નૉર્થે રદ કરેલી જગાતો તરફ કશું લક્ષ કર્યું નહી અને ચાહની આયાત ઉપર જે જગાત ચાલુ રાખવામાં આવી હતી તે સામે પણ અગાઉથી વધારે પ્રકોપ પ્રકટ કર્યો. એ ચાહ ઇસ્ટ ઇન્ડિઆ કંપની તરફથી આયાત થતી હતી. સંસ્થાનિકોએ તેનો બહિષ્કાર જાહેર કર્યો અને કેટલાક તોફાની લોકોએ ચાહને દરિયામાં ધકેલી દીધી. ઇંગ્લંડની સરકારે તે સામે સહજ વિરોધ કર્યો અને બૉસ્ટન બંદરનો તમામ વેપાર તેણે બંધ કરાવ્યો. તે સિવાય લૉર્ડ નૉર્થે બીજા

કડક ઉપાયો લીધા. પણ તેથી સંસ્થાનિકો ઘણા ઉશ્કેરાઈ ગયા. ઇ. સ. ૧૭૭૪ના સપ્ટેમ્બરની બારમી તારીખે જ્યૉર્જિઆ સિવાયનાં બાર સંસ્થાનોના પ્રતિનિધિઓ ફિલાડેલ્ફિઆ નગરમાં ભેગા થયા અને ઇંગ્લંડના જોહુકમી અમલ સામે તેમણે જાહેર વાંધો ઊઠાવ્યો. પણ અમેરિકાની પહેલી મહાસભાના આ ઠરાવની અસર ઇંગ્લંડની પ્રજા ઉપર જરાય ન થઈ અને ઇંગ્લંડની સરકારે તેવે વખતે પણ સખ્તાઈથી કામ લેવાનું ચાલુ રાખ્યું. મૅસેચ્યુસેટ્સના સંસ્થાનના ગવર્નર ગેઇગે (Gage) એક નાની સંસ્થાનિક ટૂકડીને લેકિંસગ્ટન (Lexington) પાસે હરાવી. લગભગ તે જ વખતે ફિલાડેલ્ફિઆ મુકામે સંસ્થાનોના પ્રતિનિધિઓની બીજી મહાસભા મળી. એ મહાસભામાં બધાં સંસ્થાનોએ પોતપોતાના પ્રતિનિધિઓને મોકલ્યા હતા. આ બીજી મહાસભાએ જ્યૉર્જ વૉશ્ગિગ્ટન નામના એક શૂરા, નિ:સ્વાર્થી, પ્રામાણિક, અડગ, બુદ્ધિશાળી અને ખંતીલા અમેરિકનને લશ્કરની સરદારી આપી, મે, ઇ. સ. ૧૭૭૫. અમેરિકાનાં સંસ્થાનોએ ત્રીજી મહાસભા ભરી ઇંગ્લંડ સામે યુદ્ધ કરવાનું શરુ કર્યું અને ઇ. સ. ૧૭૭૬માં તેમણે સ્વતંત્રતા જાહેર કરી અમેરિકાની સ્વતંત્રતાનો નવો યુગ બેઠો.

ઇંગ્લંડ અને અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે શરુ થએલા વિગ્રહને તથા સંસ્થાનોએ જાહેર કરેલી સ્વતંત્રતાને આપણે તપાસીએ તે પહેલાં સંસ્થાનિક કલહના ખરા હાર્દને તપાસવાની અહીં જરુર છે. સંસ્થાનોના આગેવાનો પ્રથમ સ્વતંત્રતા જાહેર કરવા ઇચ્છતા નહોતા. તેમને સ્વતંત્ર થવું નહોતું. તેમની પ્રથમ ઇચ્છા માત્ર એ હતી, કે પોતાના આંતર વહિવટમાં ઈંગ્લંડ દરમ્યાન થાય નહી. ખુદ સંસ્થાનોમાં મતભેદ હતો. દક્ષિણનાં સંસ્થાનો ઇંગ્લંડ પ્રત્યે વફાદાર હતાં અને તેમને ઉત્તરનાં સંસ્થાનો સાથે તીવ્ર અણબનાવ હતો.

સ્વતંત્ર રાજ્યતંત્ર સ્થાપવા આડે આવનારી અનેક વિટંબનાઓનો સંસ્થાનોના આગેવાનોને તથા લોકોને પૂરતો ખ્યાલ હતો. સંસ્થાનોને ઈંગ્લંડ સામે લડાઈ કરવી નહોતી; કારણ કે તેમની પાસે પૂરતું લડાયક બળ નહોતું. સંસ્થાનો પાસે કોઈ પ્રકારનું નૌકાબળ નહોતું; તેમની પાસે

ખુશકી લશ્કરો પણ પૂરતાં નહોતાં. ઈંગ્લંડ સાથેનો તેમનો ઝઘડો શરુ થયો ત્યારે તેમને કોઈ રાજ્યની સહાનુભૂતિ નહોતી. તેમની નાણાંસ્થિતિ ઘણી દયાજનક હતી. જો ઈંગ્લંડનું મંત્રીમંડળ કુનેહથી વર્ત્યું હોત તો સંસ્થાનો ઈંગ્લંડને તાબે રહી શક્યાં હોત અને ઝઘડાનો પરસ્પર સંતોષકારક નીવેડો આવી શકયો હોત. પણ ઈંગ્લંડના કારભારીઓ કડક હતા. ઈંગ્લંડનો રાજા ત્રીજો જ્યૉર્જ ઘણો દુરાગ્રહી હતો. ઈંગ્લંડની પ્રજા સંસ્થાનોના માનસને બરોબર પારખી શકતી નહોતી. આ બાબતમાં ખુદ ઈંગ્લંડમાં કુલ ત્રણ પક્ષો હતાઃ પહેલો પક્ષ એમ માનતો હતો કે સંસ્થાનો ઈંગ્લંડથી સ્વતંત્ર થાય તેમાં બંનેને, ઈંગ્લંડને અને સંસ્થાનોને, લાભ છે. પણ આ મત ધરાવનારાઓની સંખ્યા છેક ઓછી હતી. બીજા પક્ષના લોકોનું એવું કહેવું હતું કે સંસ્થાનોને ગમે તે પ્રકારે મનાવી લેવાં જોઈએ અને ઇંગ્લંડે તેમની સામે લડાઈ તો કદિ કરવી જોઈએ નહી. આ પક્ષના મુખ્ય આગેવાનો બર્ક ચૅથમ વિગેરે હતા. એ લોકો રાજાના અને તેના પ્રધાનોના કડક ઉપાયો સામે હમેશાં વિરોધ કરતા. જ્યારે જ્યારે ઈંગ્રેજ લશ્કર અમેરિકાનાં લશ્કરો સામે લડતાં હારી જતું ત્યારે હર વખત આ લોકો તે હારને શુભ સમાચાર માની વધાવી લેતા અને સંસ્થાનિકોની જીતને સ્વદેશની જીત જેવી ગણતા. ત્રીજો પક્ષ રાજાનો પક્ષ હતો. આ પક્ષ સંસ્થાનોને દબાવી દેવાના ધોરણમાં માનતો હતો. પણ તે પક્ષ નબળો હતો. તેનામાં કુનેહ નહોતી અને તેમાં લોકોને ભરોસો નહોતો. એ લોકો સંસ્થાનો સાથેના વિગ્રહમાં યૂરોપનાં રાજ્યોને તટસ્થ રાખી શકયા નહી. તેઓ દરિયાઈ કે ખુશકી લશ્કરો તૈયાર કરી શકયા નહી. તેમણે ઈંગ્લંડમાં પોતાના વિરોધીઓને દબાવવા પ્રયત્નો કર્યા. તેથી તેઓ કોઇ પણ બાબતે ફાવ્યા નહી. તેઓ સંસ્થાનિકોને હરાવી શકયા નહી અને યૂરોપમાં તથા ઈંગ્લંડમાં પોતાના દુશ્મનોને દાબી શકયા નહી. તેમને ન છૂટકે સંસ્થાનોને સ્વતંત્રતા આપવી પડી અને યૂરોપમાં રાજ્યોને નમતું મૂકવું પડયું. જો પ્રથમથી જ તેમણે બંડખોરોને સજા કરી હોત અને બીજાઓને જવા દીધા હોત, તથા બધા પક્ષોને પોતાને પડખે રાખી કામ લીધું હોત તો અમેરિકાનો સવાલ ઘણો સરળ થઈ ગયો હોત અને યૂરોપમાં ઈંગ્લંડની ઇજ્જત ટકી રહી હોત.

**અમેરિકા અને ઇંગ્લંડ વચ્ચે વિગ્રહ: ઇ. સ. ૧૭૭૫–૧૭૮૫:—** ...વે આપણે બંને દેશો વચ્ચેનો વિગ્રહ લઈએ. **પહેલી લડાઈ લેકિંસગ્ટન** ...ાસે થઈ હતી તે આપણે ઉપર જોઈ ગયા છીએ. બીજી લડાઈ બંકર ...હેલ (Bunker Hill) પાસે થઈ, જેમાં ઈંગ્રેજોએ સંસ્થાનિકોને ...રાવ્યા. પછી સંસ્થાનિકોએ કૅનેડા ઉપર સવારીઓ કરી. પણ તેમાં તેઓ ...રાય ફાવ્યા નહી. ઈંગ્રેજોએ ન્યુ યૉર્કનો કબજો કર્યો, તેમણે બ્રૂકલિન (Brooklyn) પાસે વૉશિંગ્ટનને હરાવ્યો, અને ફિલાડેલ્ફિઆ સર કર્યું. ...ણ ઇ. સ. ૧૭૭૮માં સારાટોગા (Saratoga) પાસે લૉર્ડ કૉર્નવૉલિસ ...મેરિકન સરદાર ગેઈટ (Gate)ને શરણ થયો. તેથી સંસ્થાનોને ...ડાઈમાં અનુપમ ફત્તેહ મળી. ત્યારપછી સંસ્થાનોને ફ્રાંસની મદદ મળી. ...થી ઈંગ્રેજોની સ્થિતિ ઘણી નબળી થઈ ગઈ અને ઇ. સ. ૧૭૮૧માં ...ૉર્કટાઉન પાસે કૉર્નવૉલિસ વાશિંગ્ટનને શરણ થયો, એટલે વિગ્રહનો ...ંત આવ્યો અને સંસ્થાનો ઇંગ્લંડથી સ્વતંત્ર થયાં.

**ઇંગ્લંડ અને યૂરોપ: ઇ. સ. ૧૭૭૮–૮૩:**—ઇંગ્લંડ અને ...નાં સંસ્થાનો વચ્ચે તકરાર જાગી હતી. તેથી ઈંગ્લંડના જૂના દુશ્મનો ...મતિ રાજી થઈ ગયા હતા. પ્રથમ તો તેમણે તટસ્થ રહેવાનું ...સંદ કર્યું. પણ જ્યારે સંસ્થાનિકોને ઈંગ્રેજ લશ્કર ઉપર વિજય મળ્યો ...ારે ફ્રાંસે પોતાનું જૂનું વેર વાળવાની ઉત્તમ તક જોઈ તેનો પૂરેપૂરો ...ાભ લેવા નક્કી કર્યું. અમેરિકાનો મુસદ્દી ફ્રાંકિલન પૅરિસ ગયો અને ફ્રેંચ ...રકારે સંસ્થાનોને મદદ કરવાનું જાહેર કર્યું, ઇ. સ. ૧૭૭૮. આ યુદ્ધમાં ...પેઈને પણ સાથ કર્યો. આ વિગ્રહ પરસ્પર નૌકાબળની અજમાએશનો ...િગ્રહ હતો વિગ્રહ દરમ્યાન ઈંગ્રેજ સરકાર તરફથી બીજાં રાજ્યોનાં ...હાણોમાં જતાઆવતા માલની તપાસ કરવામાં આવતી, જે હોલંડ, રશિઆ, ...વીડન અને નૉર્વેનાં દરિયાઈ રાજ્યોને બહુ ભારે પડતું. તેથી તેમણે ...ઇંગ્લંડને ધમકી આપી અને હોલંડે તો ઇંગ્લંડ સામે લડાઈ પણ જાહેર કરી.

આ વિગ્રહમાં ઇંગ્લંડે એશિઆ, આફ્રિકા અને અમેરિકામાં આવેલા ...તમામ મુલકોનું રક્ષણ કરવું પડયું. હિંદુસ્તાનમાં ફ્રેંચોએ હૈદરને મદદ ...કરી અને ઈંગ્રેજોને સતાવવા પ્રયત્નો કર્યા. તેથી ગવર્નર જનરલ વૉરન

હેસ્ટિંગ્સે તમામ ફ્રેંચ તથા ડચ થાણાં કબજે કર્યાં. યૂરોપમાં સ્પેઈને ત્રણ વરસ સુધી જિબ્રાલ્ટરનો ઘેરો ચલાવ્યો. અમેરિકામાં ફ્રાંસે તથા સ્પેઈને કેટલાક ટાપુઓ કબજે કર્યા. આફ્રિકામાં પણ લડાઈના છાંટા ઊડ્યા. હિંદી મહાસાગરમાં ઈંગ્રેજોએ સુમાત્રાનો ડચ મુલક હાથ કર્યો. ઇ. સ. ૧૭૮૦માં



ઉત્તર અમેરિકા (અમેરિકન વિગ્રહનું [illegible])

ઈંગ્રેજ નૌકાસેનાધિપતિ રૉડની (Rodney)એ શત્રુઓને સેઈન્ટ વિન્સેન્ટ પાસે હરાવ્યા. છતાં દુશ્મનો સંસ્થાનોને સારી મદદ પહોંચાડી શક્યા. તેથી ઈ. સ. ૧૭૮૧માં ઈંગ્રેજ સેનાપતિ કૉર્નવૉલિસ અમેરિકામાં હારી ગયો, એટલે તમામ વિગ્રહનો અંત આવ્યો.




અમેરિકા ને ઇંગ્લંડ વચ્ચે સંગ્રામ

**સ્વતંત્ર અમેરિકા. ઇતિહાસનો મહાન્ બનાવઃ**—અમેરિકાનાં સંસ્થાનો ઇંગ્લંડથી સ્વતંત્ર થયાં તે ઇતિહાસમાં અતિ મહત્ત્વનો બનાવ ગણાય છે. ઇંગ્લંડને તેથી નવો અનુભવ મળ્યો. અત્યાર સુધી બ્રિટિશ સરકાર સંસ્થાનોના આંતર કારભારમાં દરમ્યાન થતી. પણ અમેરિકા

સ્વતંત્ર થયું ત્યાર પછી તે ધોરણને છોડી દેવામાં આવ્યું અને સંસ્થાનોનો કારભાર જેમ બને તેમ સ્વતંત્ર રહેવો જોઈએ એ નવો સિદ્ધાંત ઇંગ્લંડના રાજકારણમાં પેઠો. સ્વતંત્ર થએલાં સંસ્થાનો ઇ. સ. ૧૭૮૩માં ગરીબ

ઉત્તર અમેરિકા (અમેરિકન વિગ્રહ પછી.)

અને પછાત હતાં અને તેઓ સંખ્યાએ માત્ર ૧૩ હતાં. પણ હવે એ સંસ્થાનોએ ઘણી પ્રગતિ કરી છે. અસલ તેર સંસ્થાનોનાં હવે કુલ ૪૫ નાનાં રાજ્યો થયાં છે અને વેપારરોજગારે, ખેતીએ, તથા હુન્નરઉદ્યોગે અમેરિકાની પ્રજા અત્યારે પ્રથમ પંક્તિ ધરાવે છે. એ સ્વતંત્ર રાજ્ય અત્યારે ફ્રાંસ, જાપાન, ઇંગ્લંડ, રશિઆ જેવાં જોરાવર રાજ્યો સાથે હરીફાઈ કરે છે. આખા અમેરિકા ખંડની આગેવાની તેણે હાથ કરી છે. તેથી યૂરોપ, એશિઆનું કોઈ રાજ્ય ઉત્તર, મધ્ય કે દક્ષિણ અમેરિકામાં દરમ્યાન થઈ શકતું નથી.

રાજ્યતંત્રની દૃષ્ટિએ પણ આ બનાવ મહત્ત્વનો હતો. એક વાર અમેરિકાનાં પરસ્પર સ્વતંત્ર સંસ્થાનોએ એક થઈ તદ્દન અનોખી રાજ્યવ્યવસ્થાની સ્થાપના કરી, તે રાજ્યવ્યવસ્થા અત્યારે રાજ્યશાસ્ત્રમાં "ફેડરેશન" (Federation) અથવા સમૂહતંત્રની રાજ્યવ્યવસ્થા કહેવાય છે. ઉપરાંત, એ રાજ્યવ્યવસ્થા પ્રજાકીય હતી અને તેમાં સ્વતંત્રતા, સમાનતા વિગેરે લોકશાસનનાં સૂત્રોનો ખાસ સ્વીકાર કરવામાં આવ્યો હતો. ફ્રાંસની પ્રજાએ તે સૂત્રોનો ઇ. સ. ૧૭૮૯માં સ્વીકાર કર્યો અને તેમણે રાજાની આપખુદ સત્તાને ઊડાડી દીધી. તે જ સૂત્રો ઇંગ્લંડ, સ્પેઇન, રશિઆ, જર્મની, ઇટાલિ, દક્ષિણ અમેરિકા વિગેરે દેશોમાં પ્રસાર પામ્યાં અને અત્યારે તે સૂત્રોનો સ્વીકાર જાપાન, હિંદ, ઇરાન વિગેરે એશિઆના દેશોમાં થઈ રહ્યો છે. આવી રીતે અમેરિકામાં એક નવીન પ્રજાકીય સ્વતંત્ર રાષ્ટ્રની સ્થાપનાથી માનવ ઇતિહાસમાં નવો યુગ બેઠો એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

**નવી સંસ્થાનિક પદ્ધતિ:**—ઉપર કહ્યું તેમ અમેરિકાનાં સંસ્થાનોના બંડની ફત્તેહથી ઇંગ્લંડને સંસ્થાનિક કારભારમાં નવો બોધ મળ્યો. અત્યાર સુધી ઇંગ્લંડ અને યૂરોપનાં રાજ્યો અમેરિકાનાં સંસ્થાનોનો કારભાર પોતાના સ્વાર્થ ખાતર કરતાં. એ સંસ્થાનિક પદ્ધતિનાં મુખ્ય સૂત્રો નીચે પ્રમાણે વર્ણવી શકાય:

(૧) સંસ્થાનોનો કારભાર કરવા ઇંગ્લંડથી ગવર્નરો નીમાય.

(૨) એ ગવર્નરો સંસ્થાનિક લોકસભાની સલાહ પૂછે. પણ સલાહ પ્રમાણે કારભાર કરવા તેઓ બંધાએલા નહોતા.

(૩) સંસ્થાનોની આયાત-નિકાસ બ્રિટિશ કે સંસ્થાનિક વહાણોમાં જ જઈ શકે, પરદેશી વહાણોમાં નહી.

(૪) સંસ્થાનિક પેદાશ માત્ર ઈંગ્લંડ ચડી શકે; બીજે ક્યાંય નહી.

(૫) સંસ્થાનોએ યથાશક્તિ ઈંગ્લંડનો જ માલ ખાવો.

(૬) જે માલ સંસ્થાનો ઈંગ્લંડમાં ખરીદે તે માલ માટે સંસ્થાનોને જગાતની માફી મળતી.

(૭) સંસ્થાનોના માલ માટે ઈંગ્લંડમાં વધારે જગાત આપવામાં આવતી, જેથી સંસ્થાનોને લાભ મળી શકતો.

(૮) ઈંગ્લંડની સરકાર સંસ્થાનોનું રક્ષણ કરતી.

આ પદ્ધતિમાં હવે મોટી ક્રાંતિ થઈ ગઈ. ઈંગ્લંડે હવેથી સંસ્થાનોના આંતર કારભારમાં હસ્તક્ષેપ કરવાનું છોડી દીધું. તેથી ઈંગ્લંડનાં અત્યારનાં સંસ્થાનો લગભગ સ્વતંત્ર રાજ્યો જેવાં ગણાય છે.

**સુલેહ. ઈ. સ. ૧૭૮૩:**—કૉર્નવૉલિસની અમેરિકામાં હાર થઈ, એટલે રાજાનો પક્ષ નબળો થઈ ગયો અને નૉર્થે રાજીનામું આપ્યું. તેના પછી જે મંત્રીઓ થયા તેમણે અમેરિકા સાથે તથા ફ્રાંસ અને સ્પેઈન સાથે સુલેહ કરી. આ સુલેહ વર્સાઈલના તહનામા તરીકે ઓળખાય છે. તેથી અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં, ફ્રાંસને ટૉબેગો, સેનિગાલ અને ગોરી મળ્યાં, સ્પેઈનને માઈનૉર્કા તથા પૂર્વ ફ્લોરિડા મળ્યાં, ઈંગ્લંડને હિંદમાં આવેલું નેગાપટ્ટનનું ડચ થાણું મળ્યું, અને ફ્રાંસને પોતાનાં અસલ પાંચ થાણાં પાછાં મળ્યાં.

**પ્રધાનમંડળો: નાનો પિટ્ મુખ્ય પ્રધાન તરીકે:**—લૉર્ડ નૉર્થનો કારભાર ઇ. સ. ૧૭૮૨ સુધી ચાલ્યો. એ કારભાર વસ્તુતઃ રાજાનો કારભાર હતો. પાર્લમેન્ટમાં રાજાના મિત્રોનું જોર હતું અને વિરુદ્ધ પક્ષના સભાસદો પાર્લમેન્ટમાં ભાગ્યે હાજરી આપતા, એટલી બધી તો તેમની નબળાઈ હતી. એ કારભાર દરમ્યાન આયર્લંડમાં તોફાનો થયાં અને ગ્રેટન (Grattan) તથા ફ્લડ (Flood) જેવા જબરા આગેવાનોએ સ્વતંત્રતાની ચળવળ શરુ કરી. આ કારભાર દરમ્યાન ઇંગ્લંડની પ્રજા

મંત્રીમંડળ સામે ઘણી ઉશ્કેરાઈ ગઈ હતી અને એક વાર ખુદ લંડન શહેરમાં લૉર્ડ જ્યૉર્જ ગૉર્ડન નામના ગાંડા રોમન કૅથૉલિક અમીરની આગેવાની નીચે પાંચ પાંચ દિવસ સુધી લોકોએ હુલ્લડ કર્યાં હતાં.

ઈ. સ. ૧૭૮૨માં નૉર્થે રાજીનામું આપ્યું, એટલે રૉકિંગહામ બીજી વાર મુખ્ય પ્રધાન થયો. તેણે રાજાની આમદાની (Civil List) કમી કરી, અમલદારોના પાર્લમેન્ટ વિષેના અધિકારો લઈ લીધા અને કૉન્ટ્રૅક્ટરોને પાર્લમેન્ટમાં બેસતા બંધ કર્યા. રૉકિંગહામના મરણથી તેનું મંત્રીમંડળ વીંખાઈ ગયું અને રાજાનો માનીતો અમીર શેલબર્ન મુખ્ય પ્રધાન થયો. લૉર્ડ નૉર્થ અને ફૉક્સ તેની સામા થયા. તેથી તેણે રાજીનામું આપ્યું અને ફૉક્સે તથા નૉર્થે સંયુક્ત મંત્રીમંડળ ઊભું કરી દેશની લગામ હાથમાં લીધી.

ફૉક્સ આશાવાદી અને રાષ્ટ્રીય મતનો હતો, જ્યારે નૉર્થ રાજાના પક્ષનો હતો. આ વખતે હિંદમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનો કારભાર ઘણો ખરાબ થઈ ગયો હતો. તેને સુધારવા માટે મંત્રીમંડળે **ઇન્ડિઆ બિલ** નામથી જાણીતો થએલો મુસદ્દો હાઉસ ઑફ કૉમન્સમાં પસાર કર્યો. પણ રાજા જ્યૉર્જને ફૉક્સના વિચારો બીલકુલ ગમતા નહોતા. તેથી હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં જ્યારે તે મુસદ્દો આવ્યો ત્યારે તેણે વિરુદ્ધ મત આપવા અમીરોને ખાનગી સૂચના મોકલી. તેથી ફૉક્સનો મુસદ્દો ઊડી ગયો અને મંત્રીમંડળે રાજીનામું આપ્યું. રાજાને તો એ જોઈતું હતું. ફૉક્સે રાજીનામું આપ્યું એટલે તેણે દેશનો કારભાર અર્લ ચૅથમના પુત્ર નાના પિટ્ટના હાથમાં મૂક્યો પિટ્ટ તે વખતે માત્ર ચોવીસ *વરસનો હતો. શત્રુઓએ તેને પજવવામાં કોઈ કચાશ રાખી નહી. પણ તેણે પાર્લમેન્ટનું કામ ઘણી કુનેહથી લીધું તેથી જ્યારે નવી ચુંટણી થઈ ત્યારે લોકોએ પિટ્ટના માણસોને બહુમતીથી હાઉસ ઑફ કૉમન્સમાં મોકલ્યા, ઈ. સ. ૧૭૮૪. પિટ્ટ મુખ્ય પ્રધાન થયો ત્યારે ઇંગ્લંડના રાજકારણમાં નવો રંગ આવ્યો. તે રંગ કેવો હતો તે હવે જણાશે.

---

* A sight to make surrounding nations stare,
A kingdom trusted to a schoolboy's care.

# પ્રકરણ ૭મું

## ત્રીજો જ્યૉર્જ (ચાલુ)

## ઇ. સ. ૧૭૮૩–૧૭૯૨

### નાનો પિટ્ અને નવા ટોરિઓનો કારભાર

**ટોરિઓની ફત્તેહ:**—ઇ. સ ૧૭૮૩માં ઉત્સાહી અને પુખ્ત ઉમરનો ફૉક્સ ચોવીસ વર્ષના યુવક પિટ્ સામે હારી ગયો ત્યારથી તે ઠેઠ ઇ. સ. ૧૮૩૦ સુધી વ્હિગ પક્ષના આગેવાનો કારભારથી લગભગ અળગા રહ્યા; અલબત્ત, વ્હિગ પક્ષનો વિનાશ તો ઇ. સ. ૧૭૭૦થી એટલે જ્યારથી નૉર્થ કારભારી થયો ત્યારથી જ શરૂ થઇ ગયો હતો. પણ નાના પિટ્ટે તે વિનાશને પૂરો કર્યો, અને ટોરિ પક્ષને સંજીવિત કર્યો. તેથી ઇ. સ. ૧૭૮૩થી પચાસ વર્ષના કારભારને ટોરિઓનો કારભાર કહેવામાં કશી અડચણ નથી. આપણે આ પ્રકરણમાં નાના પિટ્ના કારભારને ઇ. સ. ૧૭૯૧ સુધી તપાસીશું અને પછીના પ્રકરણમાં ઇંગ્લંડે ફ્રાંસ અને નેપોલિઅન સામે જે મહાયુદ્ધ કર્યું તે જોઇશું.

**વિલિઅમ પિટ્ : પૂર્વચરિત્ર:**—મોટા પિટ્ અથવા અર્લ ચૅધમને ત્યાં નાના પિટ્નો જન્મ ઇ. સ. ૧૭૫૯માં મેની ૨૮મીએ થયો હતો. પિટ્ નાનો હતો ત્યારે તેની તબીઅત ઘણી ખરાબ રહેતી. સંધિવાનું દરદ તેને નાનપણથી જ લાગુ પડયું હતું. લૅટિન અને ગ્રીક તે સારી પેઠે જાણતો. પ્રસિદ્ધ ઇંગ્રેજ અર્થશાસ્ત્રી ઍડમ સ્મિથના "*Wealth of Nations*" નામના પુસ્તકનો તેણે નાની અવસ્થામાં ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો. ચૅધમે પુત્રની કેળવણી ઉપર ખાસ લક્ષ આપ્યું હતું. તે હમેશાં ગ્રીક અને લૅટિન લેખકોના ફકરાઓનો ઇંગ્રેજી અનુવાદ પુત્ર પાસે કરાવતો. બાઇબલ તો હમેશાં બાપદીકરો સાથે જ વાંચતા. પહેલેથી જ નાનો પિટ્ મહત્ત્વાકાંક્ષી હતો. બાપના જેવી કીર્તિ મેળવવા તે ખાસ

ઇચ્છા ધરાવતો હતો.* ઇ. સ. ૧૭૮૧માં તે હાઉસ ઑફ કૉમન્સમાં દાખલ થયો. હાઉસ ઑફ કૉમન્સમાં તે બર્ક તથા ફૉક્સનો મિત્ર બન્યો. એ બંને જણા પિટ્ ઉપર ઘણા ખૂશ† રહેતા. જ્યારે નૉર્થે રાજીનામું આપ્યું અને રૉકિંગહામ બીજી વાર પ્રધાન થયો ત્યારે તેણે પિટ્‌ને આયર્લંડની નાયબ ત્રિજુરી અમલદારની જગ્યા આપવા માંડી, પણ યુવાન્ અને મહત્ત્વાકાંક્ષી પિટ્ટે તાબેદાર અમલદારી કરવા ના પાડી. ચૅથમનો પક્ષકાર લૉર્ડ શેલ્બર્ન જ્યારે પ્રધાન થયો ત્યારે પિટ્ ચૅન્સેલર ઑફ એકસચેકર થયો. પછી ફૉકસે પોતાનો બ્રિટિશ હિંદને લગતો મુસદ્દો પાર્લમેન્ટમાં રજુ કર્યો. પણ તે હાઉસ ઑફ લૉર્ડઝમાં ઊડી ગયો એટલે રાજાએ પિટ્‌ને મુખ્ય પ્રધાન બનાવ્યો. પછી રાજાએ પાર્લમેન્ટને રજા આપી. નવી ચુંટણીમાં ફૉકસનો પક્ષ હારી ગયો. તેથી પિટ્ મુખ્ય પ્રધાન બન્યો. એ વખતે તેની ઉંમર માત્ર ૨૪ વર્ષની હતી, ઇ. સ. ૧૭૮૪.*

**નાના પિટ્‌ના ગુણદોષ:**—પિટ્ લાંબો અને એકદમ પાતળો હતો. તેની આંખમાંથી તેજના અંબાર વરસતા. પિટ્‌ના લાંબા નાકને લોકો ખાસ યાદ કરતા. ઠેઠ મરણ સુધી તે કુંવારો રહ્યો હતો. પિટ્‌નું ચારિત્ર્ય ઊંચું હતું. તે કદિ જુગાર રમતો નહી. તે ઉદ્ધત અને થોડાબોલો હતો; રમતગમતમાં તે ઝાઝો રસ લેતો નહી; જો કે ઘરમાં તે છોકરાંની સાથે પણ રમતો તે ખૂબ દારુ પીતો. પણ પિટ્ શરીરે જેટલો નબળો હતો

---

*સાત વર્ષની ઉમરે તેણે પોતાના શિક્ષકને એક વાર કહ્યું. "હું બીજો પુત્ર છું તે મને ગમે છે; કારણ કે હું હાઉસ ઑફ કૉમન્સમાં જઇ પિતાની માફક મારા દેશની સેવા કરીશ."

†એક વાર બર્કે કહ્યું હતું કે: "He is not the chip of the old block (Chatham); he is the old block itself."

* To a jaded and humiliated generation, the son of Chatham came as a new hope and a possible revelation. The change was thus not merely an epoch in the life of Pitt but in English politics. It was hailed by the nation as a new departure.

P. 67, Rosebery's *Pitt*.

તેટલો જ મનોબળમાં મજબુત હતો. મુશ્કેલીઓથી તે કદિ મુંઝાતો નહી. ગ્રીક અને લૅટિન સાહિત્યના ઊંડા અભ્યાસથી તેના વિચારો અને તેની મહત્ત્વાકાંક્ષાઓ ઘણાં ઉદાત્ત બન્યાં હતાં. તેને પોતાની શક્તિમાં ઘણો વિશ્વાસ બેસી ગયો હતો. પિટ્ટના જન્મથી જ અર્લ ઑફ ચૅથમની કીર્તિ વધતી જતી હતી. તેની અસર પિટ્ટના જીવન ઉપર સારી રીતે થઈ હતી. તે મોટો વક્તા હતો; જો કે તેનાં ભાષણોમાં બર્કના જેવી ફિલસુફી કે ચૅથમના જેવી તીખાશ આવી શકતી નહી. તે ઘણો પ્રામાણિક હતો; કારભારી બન્યા પછી તેણે ૩,૦૦૦ પૌંડની વાર્ષિક આવકવાળી જગ્યા જતી કરી. તેણે લાંચરૂશવતથી પોતાના હાથ કાળા કર્યા નહોતા. પિટ્ટ ઘણો ઉદ્યમી હતો. તે ઘણી વાર ચીડાઈ જતો; જો કે એકંદર તેનો સ્વભાવ મીઠો હતો. નાણાંવિષયનું તેનું જ્ઞાન સારું હતું. પણ માણસોની પરીક્ષા તે સારી રીતે કરી શકતો નહી એ કારણથી તેને ઘણી વાર પાછું હઠવું પડતું. યૂરોપના અને ઈંગ્લંડના જીવનમાં થતા નવા ફેરફારોને તે બરાબર સમજી શકયો નહી. તેથી તેની ઘણી યોજનાઓ નિષ્ફળ ગઈ. પિટ્ટ સત્તાનો ઘણો લોભી હતો. મોટા મોટા અમીરોને પણ તે પોતાની બહુ નજીકમાં આવવા દેતો નહી, એવો તો તે પોતાની સત્તાથી મગરૂબ રહેતો. તે પૂરો સ્વદેશાભિમાની હતો. પાર્લમેન્ટને કેવી રીતે સાચવવી તે પિટ્ટ બરોબર સમજતો. અર્લ ચૅથમમાં એવી કુનેહ નહોતી. પિટ્ટ સામે થતો ત્યારે તે હમેશાં નિડર રહેતો. મરણ સુધી તે દેવાદાર રહ્યો, છતાં પોતાના હોદ્દાનો તેણે દુરુપયોગ કર્યો નહી.

**પિટ્ટનો કારભાર. ઇ. સ. ૧૭૮૪–૯૨:**—પિટ્ટના પહેલા મંત્રીમંડળમાં બહુ અસાધારણ શક્તિના માણસો નહોતા. એ કારણથી તે કુલ સત્તા અજમાવી શકયો અને રાજા ઉપર સારો પ્રભાવ પાડી શકયો. નીચે પિટ્ટના કારભારના મુખ્ય મુદ્દાઓ આપ્યા છે.

**૬૨. રાષ્ટ્રીય વું. વેપાર:**—આ વખતે કેટલાએક વેપારીઓ જગાત આપ્યા વગર માલ આયાત કરતા હતા. આ દાણચોરી અટકાવવા પિટ્ટે કેટલીક જગાતો માફ કરી દીધી અને તેમને બદલે ઘરવેરો વધાર્યો. દાણચોરીને તેણે સખ્ત ઉપાયોથી દાબી દીધી. એ વખતે ઉત્પન્ન કરતાં

ખર્ચ વધારે હતું. તેથી ખોટ પૂરી કરવા તેણે નાણું વ્યાજે લીધું. અત્યાર સુધી આવું નાણું લાગતાવળગતાઓ પાસેથી વ્યાજે લેવામાં આવતું. પિટ્ટે એ ચાલ બંધ કર્યો અને સમસ્ત પ્રજા પાસેથી ઓછા વ્યાજે નાણું ઉપાડયું. તેણે ચાલુ ઉત્પન્નમાંથી એક અનામત રકમ (Sinking Fund) મૂકીને રાષ્ટ્રીય દેવાને ધીમે ધીમે ઓછું કરવા માંડ્યું તેણે કેટલાએક નવા કરો નાંખ્યા; વેપાર વધે અને તે સાથે રાજ્યનું ઉત્પન્ન વધે, એ બાબતને તે ખાસ લક્ષમાં રાખતો. આ સુધારાઓ તેને ઍડમ સ્મિથના પુસ્તક "*Wealth of Nations*"માંથી મળી આવ્યા હતા. ઇંગ્લંડ અને આયર્લંડ વચ્ચે ચાલતો વેપાર તેને નિરંકુશ કરવો હતો. પણ વિરોધને લઈને તેમાં તે ફાવી શક્યો નહી. વેપારની વૃદ્ધિ માટે તેણે ફ્રાંસ સાથે મિત્રતા કરી. તેણે જગાતના અને દાણના છૂટા છૂટા નિયમોને એકત્રિત કરાવ્યા અને વેપારીઓના કામકાજમાં એકદમ સરળતા કરી આપી. ઇ. સ. ૧૭૮૪માં પિટ્ટે હિંદને લગતો કાયદો કર્યો. તે પાર્લમેન્ટને સુધારવા માટે એક દરખાસ્ત લાવ્યો; જો કે તેમાં તે ફાવ્યો નહી. પિટ્ટે રોમન કૅથૉલિક પંથને માનનારા લોકોને કેટલીક છૂટ આપી. તેને ગુલામીના વેપારને બંધ કરવો હતો. પણ રાજા અને બીજા લોકો વિરુદ્ધ પડ્યા. તેથી તે વિષે તે કાંઈ કરી શક્યો નહી. પિટ્ટે કૅનેડાના બે ભાગો પાડી નાંખ્યાઃ એક ફ્રેંચો માટે, બીજો ઈંગ્રેજો માટે. ઈ. સ. ૧૭૯૩માં ફ્રાંસ સામે લડાઈ જાહેર કરવામાં આવી. તે પછી આંતર કારભારને વધારે સુવ્યવસ્થિત કરવાની પિટ્ટની બધી હીલચાલો બંધ થઈ. તેની કારકીર્દિનો પહેલો ભાગ પણ તે જ સાથે સમાપ્ત થયો.

**પિટ્ટ અને યુરોપ. ઇ. સ. ૧૭૮૪-૯૩:**—પિટ્ટે ઈંગ્લંડ, પ્રશિઆ, અને હોલંડની વચ્ચે ત્રિપક્ષ કરાર કર્યો અને ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, રશિઆ, એ રાજ્યોની વધતી જતી સત્તા ઉપર અંકુશ મૂક્યો. અમેરિકામાં વાન્કુવર (Vancouver) ટાપુ પાસે નૂટ્કા સાઉન્ડ (Nootka Sound) પ્રદેશ ઉપર સ્પેઈને પોતાનો હક સ્થાપવા પ્રયત્ન કર્યો. પણ પિટ્ટે વાંધો લીધો અને લડાઈની તૈયારી બતાવી. એટલે સ્પેઈને દાવો પાછો ખેંચી લીધો. આ વખતે રશિઆને તુર્કી ઉપર વધારે સત્તા જોઈતી હતી. પણ

રશિઆ કાળા સમુદ્ર ( Black Sea ) ઉપર સત્તા ભોગવે તે ઈંગ્લંડના હિત વિરુદ્ધ હોવાથી પિટ્ટે તુર્કીનો પક્ષ લીધો અને રશિઆ સામે લડાઈ જાહેર કરવાનો ઠરાવ બહાર પાડયો. પણ ઇંગ્લંડના લોકો વિરુદ્ધ પડતાં તેને ઠરાવ પાછો ખેંચી લેવો પડયો.

આ બનાવ પછી ઇંગ્લંડે ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી. તેથી પિટ્ટના પરદેશ સાથેના સંબંધની નીતિમાં મોટો ફેરફાર થઈ ગયો. એ બાબત નીચેના પ્રકરણમાં ચર્ચવામાં આવી છે.

---

# પ્રકરણ ૮મું

## ત્રીજો જ્યૉર્જ ( ચાલુ )

## ઇ. સ. ૧૭૮૯–૧૮૦૧

## ફ્રાંસમાં મોટી રાજ્યક્રાંતિ ( The French Revolution )

### ફ્રાંસ સામે મહાયુદ્ધ. પિટ્ટનો કારભાર ( ચાલુ )

**ફ્રાંસમાં ઉથલપાથલ:**—ફ્રાંસમાં રાજ્યકીય, સામાજિક અને આર્થિક કારણોથી અને રૂસો (Rousseau) વૉલ્ટેર (Voltaire) વિગેરે ધુરંધર લેખકોનાં લખાણોને લીધે એક મોટી રાજ્યક્રાંતિ થઈ. ઇ. સ. ૧૭૮૯ના મેની પાંચમી તારીખે વર્સાઇલ્સ મુકામે ફ્રાંસના લોકોના પ્રતિનિધિઓ ઈ. સ. ૧૬૧૪ પછી પહેલી જ વાર ભેગા થયા. તેમણે પોતાના દેશને માટે ઈંગ્લંડના જેવું રાજ્યતંત્ર રાજા પાસે માગ્યું. પૅરિસમાં આ બનાવથી મોટો કોલાહલ થયો. મવાલીઓએ રાજાની સત્તાનો અનાદર કરી બેસ્ટિલ (Bastille)ના કિલ્લાને તોડી બધા કેદીઓને છોડી મૂક્યા. રાજારાણી ગભરાઈ પૅરિસ નાસી છૂટયાં. ફ્રાંસનો રાજા સોળમો લૂઈ ઘણો નબળો રાજા હતો. તેની રાણી મેરિ ઑસ્ટ્રિઆના શાહેનશાહ લિઓપોલ્ડની બેન થતી હતી. તેણે વીએનાના દરબાર સાથે ખટપટ કરી. પણ રાજારાણી નાસી જતાં પકડાઈ ગયાં. રાણીની ખટપટથી અને રાજ્યકુટુંબની નાસભાગથી બળવાના ઝનુની આગેવાનો બહુ કડક બન્યા. તેમણે રાજારાણીને કેદ કર્યાં, અનેક પ્રજાજનોને દેશપાર કર્યાં,

સેંકડોને ફાંસી આપી, સેંકડો લોકોની મીલકત જપ્ત કરી, તાજની સંસ્થાને ઊડાડી મૂકી અને મહાજનસત્તાક રાજ્ય (Republic) સ્થાપ્યું. આ કારણોથી ઑસ્ટ્રિઆના અને પ્રશિઆના રાજાઓએ ફ્રાંસ ઉપર ચડાઈ કરી. પણ તે ચડાઈથી તો ઝનુનીઓનું જોર વધી ગયું. તેમણે અતિ કડક કારભાર ચલાવવા માંડયો, જેને "*Reign of Terror*" કહેવામાં આવે છે. તે કારભારમાં રાજારાણીને ફાંસી દેવામાં આવી. આવા બનાવોથી ઈંગ્લંડના અને યૂરોપના લોકોના વિચારોમાં મોટું પરિવર્તન થઈ ગયું.

**ઈંગ્લંડ અને ફ્રાંસ. ઇ. સ. ૧૭૮૯–૯૩. મૈત્રી? તટસ્થતા? વિગ્રહ?**:—ફ્રાંસમાં જ્યારે મોટો વિપ્લવ થયો અને બેસ્ટિલના કિલ્લાને તોડવામાં આવ્યો ત્યારે ઈંગ્લંડમાં ફૉક્સ જેવા ઉદાર દીલના મુસદ્દીઓએ, વર્ડ્ઝવર્થ ને કૉલરિજ જેવા કવિઓએ અને લેખકોએ તે બનાવોને વધાવી લીધા.* પણ પ્રજાના મોટા ભાગને ફ્રેંચોના અત્યાચારોથી દહેશત લાગી: બર્ક જેવા અભ્યાસીઓએ તો એટલે સુધી ભવિષ્ય ભાખ્યું કે એ વિપ્લવથી ફ્રાંસમાં જવાબદાર રાજ્યતંત્ર નહી, પણ આપખુદ સત્તાની સ્થાપના થશે.†

---

* ફૉક્સ બોલી ઊઠયો: "How much the greatest event it is that has happened in the world; how much the best."

† બર્કના પુસ્તકમાંથી નીચેનો ઉતારો તેના વિચારો બરોબર બતાવે છે. ઈંગ્રેજી સાહિત્યમાં એ લખાણ ઉત્તમ પ્રતિનું લેખાય છે:

"It is now sixteen or seventeen years since I saw the Queen of France, then the Dauphiness, at Versailles; and surely never lighted on this orb which she hardly seemed to touch, a more delightful vision. I saw her just above the horizon, decorating and cheering the elevated sphere she just began to move in; glittering like the morning star, full of life and splendour and joy. Oh! What a revolution and what a heart must I have, to contemplate without emotion that elevation and that fall. Little did I dream when she added titles of veneration to those of enthusiastic, distant, respectful love, that she should ever be obliged to carry the sharp anti-

પોતાના વિચારોને જાહેરમાં મૂકવા બર્કે "*Reflection on the French Revolution*" નામનું પુસ્તક બહાર પાડયું. એની હજારો નકલો ટૂંક મુદ્દતમાં ખપી ગઈ. ઇંગ્રેજો ફ્રાંસની રાજ્યક્રાંતિ વિરુદ્ધ પડ્યા. તેમને એવો ડર લાગ્યો કે એવી જ ખુનામરકી પોતાના દેશમાં પણ કદાચિત્ પ્રસરે. ફૉક્સ અને એના પક્ષકારો એમ માનતા કે ફ્રાંસમાં ચાલી રહેલી ખુનામરકી થોડા વખતમાં શાંત થઈ જશે, રાજ્યક્રાંતિની સારી અસર ફ્રાંસના રાજ્યવહિવટમાં અને સમાજમાં કાયમ રહેશે અને ફ્રેંચ લોકો એકંદર સુખી થશે અને દેશમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થપાશે. તેઓ એમ માનતા હતા કે ઇંગ્રેજોએ પોતાના રાજ્યતંત્રને સુધારવું જોઈએ. એ સુધારાથી કાંઈ ફ્રાંસની ખુનરેજી દેશમાં દાખલ થશે નહી. ઉલટું, તેથી લોકો સુખી

---

dote against disgrace concealed in that bosom; little did I dream that I should have lived to see such disasters fallen upon her in a nation of gallant men, in a nation of men of honour and of cavaliers. I thought ten thousand swords must have leaped from their scabbards to avenge even a look that threatened her with insult.—But the age of chivalry is gone. That of sophisters, economists, and calculators, has succeeded, and the glory of Europe is extinguished for ever. Never, never more shall we behold that generous loyalty to rank and sex, that proud submission, that dignified obedience, that subordination of the heart, which kept alive, even in servitude itself, the spirit of an exalted freedom. The unbought grace of life, the cheap defence of nations, the nurse of manly sentiment and heroic enterprise, is gone! It is gone, that sensibility of principle, that chastity of honour, which felt a stain like a wound, which inspired courage while it mitigated ferocity, which ennobled whatever it touched, and under which vice itself lost half its evil, by losing all its grossness."

Burke's *Reflections on the French Revolution.*

થશે અને કારભાર લોકપ્રિય થશે. પણ બર્ક* અને બીજા વ્હિગ મુસદ્દીઓ આ માન્યતા ધરાવતા નહોતા. તેથી તેઓ પિટ્ટ સાથે ભળી ગયા એ જ નિયમ ઉપર ફૉક્સ અને બર્ક લડી પડ્યા અને તેમની મૈત્રી તૂટી ગઈ. પ્રથમ તો પિટ્ટ ફ્રેંચ બનાવો તરફ તટસ્થ રહ્યો હતો. ઇંગ્લંડના લોકો ફ્રાંસના આંતર કારભારમાં દરમ્યાન ન થાય તેમાં તેમને લાભ છે એમ તે માનતો હતો.

પણ વસ્તુસ્થિતિ એકદમ ફરી ગઈ. ફ્રેંચ રાજ્યક્રાંતિના નવા આગેવાનોએ પાડોશનાં રાજ્યોમાં ખટપટ કરવા માંડી. ઇ. સ. ૧૭૯૨માં ઑસ્ટ્રિઆના શાહેનશાહ ફ્રાંસિસે તથા પ્રશિઆના રાજા ફ્રેડરિક વિલિઅમે ફ્રાંસ ઉપર ચડાઈ કરી અને તેમનાં લશ્કરો ઠેઠ પૅરિસ સુધી પહોંચી ગયાં. પોતાના દેશમાં પરદેશીઓને દાખલ થએલા જોઈને ફ્રેંચ લોકોનું લડાયક ઝનુન ઊકળી ઊઠ્યું નવી તાલીમ પામેલાં તેમનાં લશ્કરોએ પરદેશીઓને હરાવી હાંકી કાઢ્યા અને સેવૉય, નાઈસ, તથા નેધર્લૅંડ્ઝના પ્રદેશોને કબજામાં લીધા. નેધર્લૅંડ્ઝને ફ્રાંસના કબજામાં જોઈ ઇંગ્લંડના મુસદ્દીઓ ગભરાયા. ઇંગ્લંડનો વેપાર તેથી નુકસાનીમાં આવશે એવો ભય તેમને લાગ્યો. ફ્રેંચ સરકારની નૌકાઓને ઍંટવર્પ સુધી દોડતી જોઈ તેમણે ફ્રાંસના નવા કારભારથી ચેતતા રહેવા નક્કી કર્યું. દરમ્યાન ઇ. સ. ૧૭૯૨માં ફ્રાંસનાં રાજારાણીને ફાંસી દેવામાં આવી. એ કમકમાટી ઉપજાવનારા ખબર ઇંગ્લંડ પહોંચ્યા ત્યારે આખી પ્રજા આવેશમાં આવી ગઈ. તેથી જ્યારે હોલંડની પ્રજાએ ફ્રાંસ સામે ઇંગ્લંડની મદદ માગી ત્યારે તુરત લડાઈ જાહેર કરવામાં આવી, ઈ. સ. ૧૭૯૩.

**પિટ્ટ અને વિગ્રહ:**—પિટ્ટ એમ માનતો હતો કે વિગ્રહ ઝાઝો વખત ચાલશે નહી. પણ તેમાં તેની ભૂલ હતી. ફ્રાંસ દેશની પ્રજા એવી

---

* બર્ક એમ ઠસાવતો હતો કે ફ્રાંસની રાજ્યક્રાંતિથી યૂરોપની બધી પ્રજાઓ બંડખોર, ઝનુની, નાસ્તિક અને અધમ થઈ જશે. તેથી તે દેશ સામે લડાઈ કરવી જોઈએ. ઈ. સ. ૧૭૯૭ના જુલાઈમાં તે મરી ગયો. મરણ સુધી તે યુદ્ધનો હિમાયતી રહ્યો. તેથી જ કૅનિંગે એક વાર કહ્યું હતું કે: "Here there is but one event, but that is an event for the world; Burke is dead!" એક સમર્થ ચિંતક અને લેખક કેટલે સુધી જગતનો ભાગ્યવિધાતા થઈ શકે છે!

નમળી નહોતી. પિટ્ટની આ પહેલી ભૂલ હતી. બીજું, તેણે ફ્રાંસના જૂના રાજ્યતંત્રના પક્ષપાતીઓ ઉપર વધારે પડતો ભરોસો રાખ્યો અને તેમને મદદ કરવા જુદે જુદે ઠેકાણે જુદી જુદી લશ્કરી ટૂકડીઓ રોકી. આ સાહસથી ઈંગ્રેજો ઝાઝું સાધી શક્યા નહી. ત્રીજું, લશ્કરના સેનાપતિઓને નીમવામાં પિટ્ટ જૂનાં જમાનાના ધોરણને વળગી રહ્યો. ચોથું, ઈંગ્લંડનાં મિત્રરાજ્યોનો વહિવટ એકદમ સડી ગયો હતો અને ફ્રાંસ સામે લડવા જતાં તેમનો જ ખુડદો વળી જાય એમ હતું, તે પિટ્ટ જોઈ શક્યો નહી. પાંચમું, પ્રશિઆ, ઑસ્ટ્રિઆ અને રશિઆ એમને તો સ્વાર્થ સાધવો હતો. આ બાબત પિટ્ટ પહેલેથી કળી શક્યો નહી. છેલ્લું, લડાઈખાતાની વ્યવસ્થા ઘણી ખરાબ હતી. યોજનાઓનો પાર નહોતો; જ્યારે તેમાંની એક પણ યોજના રીતસર પાર પડી શકી નહી ટૂંકામાં નાનો પિટ્ટ વિગ્રહ માટે સરજાએલો નહોતો.

**મિત્રરાજ્યો અને ફ્રેંચ સત્તા. ઇ. સ. ૧૭૯૩-૯૭:**—શરુઆતમાં મિત્રરાજ્યોની ફત્તેહ થઇ. જો તેઓ સંપીને લડ્યાં હોત તો લડાઈનો અંત તુરત આવત. ફ્રાંસની અંદર લોકોએ નવા તંત્ર વિરુદ્ધ બંડ ઊઠાવ્યું હતું. ખુદ રાજ્યતંત્રમાં અનેક ફેરફારો થયા કરતા હતા અને દેશમાં ખાધાખોરાકીની મુશ્કેલીઓ હતી. પણ મિત્રરાજ્યોમાં કુસંપ હતો, જેનો લાભ ફ્રાંસને મળ્યો. પરિણામે ફ્રેંચો શત્રુઓને હઠાવી શક્યા. માત્ર ફ્રાંસનો કેટલોક દરિયાપારનો મુલક અને વેપાર ઈંગ્લંડના હાથમાં જઈ શક્યો. હોલંડ ફ્રાંસને શરણ થયું. સ્પેઈન, પ્રશિઆ, વિગેરે વિગ્રહમાંથી ખસી ગયાં, ઇ. સ. ૧૭૯૫. નેપોલિઅને ઑસ્ટ્રિઆને ઇટાલિમાંથી કાઢી મૂક્યું અને તે વીએના સુધી ચાલ્યો ગયો. તેથી ઑસ્ટ્રિઆએ ફ્રેંચો સાથે સુલેહ કરી. આ વખતે જર્વિસે (Jervis) સેઈન્ટ વિન્સેન્ટ ભૂશિર આગળ સ્પેઈનના નૌકાસૈન્યને હાર આપી. નેલ્સન આ નૌકાયુદ્ધમાં હાજર હતો. પણ ઇંગ્લંડ એકલું પડી ગયું હતું. તેથી નેપોલિઅને ખુદ ઈંગ્લંડ ઉપર સવારી મોકલવાનો નિર્ણય કર્યો અને ડચ લોકોએ ઇંગ્લંડ ઉપર નૌકાસૈન્ય મોકલ્યું. પણ ઈંગ્રેજોએ તેમને હરાવ્યા. આ જીતથી ઇંગ્લંડ અને આયર્લંડ શત્રુઓની સવારીથી બચી ગયાં. નેપોલિઅન દરિયા ઉપર અથવા ખુદ ઇંગ્લંડ કે આયર્લંડ ઉપર સવારીઓ મોકલી ઈંગ્રેજોને હંફાવી શક્યો નહી, એટલે તેણે જુદો રસ્તો લીધો.

**નેપોલિઅન અને ઈંગ્રેજોનું એશિઆઈ સામ્રાજ્ય. ઇ. સ. ૧૭૯૮–૧૮૦૧:**—યુરોપમાં ઈંગ્લંડ હજુ શરણુ થયું નહોતું. પણ ઈંગ્લંડના દરિયાપારના વેપારને હાથ કરી, ઇજિપ્તને કબજે કરી, અને હિંદુસ્તાનમાં ઈંગ્રેજોના દુશ્મનોને મદદ મોકલી ઈંગ્રેજ સામ્રાજ્ય ડૂબાવવાના હેતુથી, તથા ફ્રાંસને તે દિશામાં સાર્વભૌમ બનાવવા નેપોલિઅને નિર્ણય કર્યો. ઇ. સ. ૧૭૯૮માં તેણે નાઈલ નદીના મુખ આગળનો તમામ ઇજિપ્ત દેશ સર કર્યો. તેની સામે નેલ્સન ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયો અને અબુકિર (Aboukir)ના અખાત પાસે ફ્રેંચ નૌકાઓને જોતાં તેણે તેમના ઉપર હલ્લો કર્યો. ફ્રેંચો હારી ગયા. નેપોલિઅને સિરિઆ જીત્યું. પણ સર સિડ્ની સ્મિથ નામના ઈંગ્રેજ નાવિક સરદારે એકર બંદરનો બહાદુરીથી બચાવ કર્યો. તેથી નેપોલિઅને તે બંદરનો ઘેરો ઊઠાવી લીધો, ઇ. સ. ૧૭૯૯. ત્યાર પછી સર રાલ્ફ એબરક્રોમ્બિએ ઍલેકઝાંડ્રિઆ પાસે ફ્રેંચોને હરાવ્યા, એટલે ફ્રેંચો ઇજિપ્ત પણ ખાલી કરી ગયા, ઇ. સ. ૧૮૦૧. આ વખત દરમ્યાન ઈંગ્રેજોએ હિંદમાં ફ્રેંચોના મિત્ર ટિપુને હરાવી માર્યો, એટલે મ્હૈસુર બ્રિટિશોનું રક્ષિત રાજ્ય બન્યું.


નેપોલિઅન

**મિત્ર રાજ્યો ફરી ફ્રાંસ સામે. ઇ. સ. ૧૭૯૯–૧૮૦૨:**—નેપોલિઅન જ્યાં ગયો ત્યાં બધે તેણે જૂનાં સડેલાં રાજ્યતંત્રોને ઊડાડી મૂક્યાં, તેમને બદલે નવાં રાજ્યતંત્રો અને નવાં રાજ્યો ઊભાં કર્યાં અને બધે પ્રજાસત્તા ગોઠવી. હોલંડમાં બટેવિઅન રિપબ્લિક, સ્વિટ્ઝર્લંડમાં

હેલ્વેટિક (Helvetic) રિપબ્લિક, જિનોઆમાં લિગુરિઅન (Ligurian) રિપબ્લિક અને રોમમાં રોમન રિપબ્લિક ઊભાં થયાં. પ્રશિઆ પાસેથી અને ઑસ્ટ્રિઆ પાસેથી તેણે મોટા મુલક પડાવ્યો અને સિસિલિમાં તથા નેપલ્સમાં પાર્થેનોપિઅન (Parthenopean) રિપબ્લિક ઊભું કર્યું. નેપોલિઅને માલ્ટાનો ટાપુ કબજે કર્યો. તેથી રશિઆનો ઝાર ક્રોધે ભરાયો. તુર્કીનો સુલતાન નેપોલિઅનની ઇજિપ્તની અને સિરિઆની હીલચાલોથી સામે થયો. તેથી ઇંગ્લંડે આ બધાં રાજ્યોને ઉશ્કેર્યાં. ફરીથી ઇંગ્લંડે ફ્રાંસ સામે પ્રપંચ રચ્યો અને રશિઆ, ઑસ્ટ્રિઆ અને નેપલ્સ વિગેરે ફ્રાંસ સામે લડાઈ કરવા તૈયાર થયાં, ઇ. સ. ૧૭૯૯.

શરુઆતમાં તો મિત્રરાજ્યોએ ફ્રેંચોને હરાવ્યા. પણ તેમનામાં બીલકુલ સંપ નહોતો. દરેક રાજ્ય સ્વાર્થ પ્રમાણે વર્તતું હતું. તેથી ટૂંક મુદતમાં જ ઝાર તટસ્થ થઈ ગયો. ઇ. સ. ૧૭૯૯ની આખરમાં નેપોલિઅન ફ્રાંસમાં કુલમુખત્યાર (Consul) બન્યો હતો. તેણે સ્વિટ્ઝર્લંડમાંથી અને ઉત્તર ઇટાલિમાંથી ઑસ્ટ્રિઆનાં લશ્કરોને કાઢી મૂક્યાં. પરિણામે ઑસ્ટ્રિઆએ, સ્પેઇને, પોર્ટુગલે, સિસિલિએ, રશિઆએ, તુર્કીએ અને પોપે નેપોલિઅન સાથે સુલેહ કરી. બીજાં રાજ્યો પણ વિગ્રહમાંથી ખસી ગયાં. આવી રીતે ફરીથી ઇંગ્લંડ એકલું પડી ગયું. આ જ અરસામાં ઝારની આગેવાની નીચે સ્વીડને, પ્રશિઆએ અને ડેન્માર્કે ઇંગ્લંડની દરિયાઈ જોહુકમી સામે વિરોધ ઊઠાવ્યો અને લડાઈની ધમકી આપી. પણ ઇ. સ. ૧૮૦૧માં નેલ્સને ડેન્માર્કને કોપનહેગન પાસેના નૌકાયુદ્ધમાં હરાવ્યું. તેથી ડેન્માર્ક, રશિઆ અને સ્વીડન ઇંગ્લંડના નૌકાબળને શરણ થયાં અને ઇંગ્રેજોના તમામ દરિયાઈ નિયમો તેમણે કબૂલ કર્યા.



નેલ્સન

**એમિએન્સ (Amiens)નું તહ. ઇ. સ. ૧૮૦૨:**—આવી રીતે નેપોલિઅન આખા યૂરોપને ધ્રૂજવતો હતો. યૂરોપના મોટા મોટા રાજવીઓ તેનાથી થરથરતા હતા. તેણે વિગ્રહમાં ઇંગ્લંડને એકલું પાડી દીધું હતું, જો કે સમુદ્ર ઉપર હજુ ઇંગ્લંડનું બળ હતું. ખરી રીતે, બંને પક્ષોને સુલેહ જોઈતી હતી. તેથી ઇ. સ. ૧૮૦૨માં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે એમિએન્સ મુકામે તહ થયું. એ તહથી ઇંગ્લંડને લંકા અને ત્રિનિદાદના ટાપુઓ મળ્યા. ઇજિપ્ત તુર્કીને પાછું સોંપવામાં આવ્યું. માલ્ટા ટાપુનો કબજો ત્યાંના Knights of St. John-નાઇટ્સ ઑફ સેન્ટ જોનને મળ્યો. પણ તેની બાંહેધરી માટે યૂરોપનાં મોટાં મોટાં રાજ્યો જવાબદાર થયાં. ઇંગ્લંડે ફ્રાંસને તેનો જીતેલો દરિયાઈ મુલક પાછો આપ્યો. આ તહ લાંબું ચાલ્યું નહી. તેની દરેક કલમમાં નેપોલિઅનનો અને ફ્રાંસની રાજ્યક્રાંતિનાં સૂત્રોનો વિજય જોવામાં આવે છે.*

**પિટ્ટનો આંતર કારભાર. ઈ. સ. ૧૭૮૩–૧૮૦૨. વિગ્રહનો "બાઉ":**—પિટ્ટના આંતર કારભારના બે વિભાગો પડી શકે છે: (૧) ઇ. સ. ૧૭૮૩થી ૧૭૯૩ સુધી; (૨) ઇ. સ. ૧૭૯૩થી ઇ. સ. ૧૮૦૨ સુધી. કારભારની પહેલી મુદતમાં તેણે સારા સુધારાઓ દાખલ કર્યા હતા. પણ કારભારની બીજી મુદતમાં તેણે પોતાનું ધોરણ એકદમ બદલાવી નાંખ્યું. પિટ્ટને અને તેના મિત્રોને ફ્રાંસની રાજ્યક્રાંતિનો 'બાઉ' લાગ્યો હતો એમ કહીએ તોપણ ચાલે. તેમણે એવું માની લીધું કે વિગ્રહ દરમ્યાન જો ઇંગ્લંડમાં સુધારાઓ દાખલ કરવામાં આવશે તો ઇંગ્લંડનું રાજ્યતંત્ર ક્રાંતિકારક થઈ જશે, લોકોમાં બંડખોરવૃત્તિ જાગશે, દેશમાં મોટી ઉથલપાથલ થશે અને ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિનાં પરિણામો ઉપર પાણી ફરી વળશે. પિટ્ટ અને તેના પક્ષકારો આવો વિચાર કરતાં એક બાબતને ભૂલી ગયા. એ બાબત એ હતી કે ઇંગ્લંડના લોકોને ફ્રાંસની રાજ્યક્રાંતિ જોઈતી નહોતી. ઇંગ્લંડના રાજ્યતંત્રમાં સુધારાઓની ખાસ જરુર હતી. તે દેશમાં પ્રજાસત્તાની વાતો કરનારાઓની સંખ્યા

* આ તહ ઉપર શેરિડનની ટીકા:—"Look at the map of Europe. You will see nothing but France."

મૂઠીભર માંડ હશે. છતાં પિટ્ટ અને તેના પક્ષપાતીઓ સુધારાના નામમાત્રથી હવે ભડકવા માંડ્યા. સુધારાની કોઈ પણ નજીવી વાતમાં પણ તેમને બંડખોર ચળવળ લાગી. મુખ્ય પ્રધાને આવી દરેક ચળવળને દાબી દેવા માટે સખ્ત ઉપાયો લીધા. તેણે કહેવાતાં રાજદ્રોહી લખાણો સામે ઠરાવો બહાર પાડ્યા. ઈંગ્લંડમાં વસતા પરદેશીઓ ઉપર સખ્ત પહેરો મૂકવામાં આવ્યો. રાજદ્રોહના કાયદાને કડક કરવામાં આવ્યો. જાહેર સભાઓ સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો. હેબિઅસ કૉર્પસને બંધ કરવામાં આવ્યો. વર્તમાનપત્રોનો ફેલાવો ન વધે તે માટે તેમાં પ્રકટ થતી જાહેરખબરો ઉપર કર નાંખવામાં આવ્યો. વર્તમાનપત્રોનું ખરચ વધે તે માટે તેમને લગાડવાના સ્ટૅમ્પનો લાગો વધારવામાં આવ્યો. રાજકારણની ચર્ચા કરતી સભાઓ ઉપર સખ્તાઈ કરવામાં આવી. છાપખાનાંને અને વાચનાલયોને સરકારી અંકુશ તળે મૂકવામાં આવ્યાં: મજૂરોમાં મહાજનો સામે કાયદાઓ કરવામાં આવ્યા. અનેક માણસો ઉપર છેક નજીવા કારણસર કામ ચલાવવાનો હુકમ આપવામાં આવ્યો. ઘણા માણસોને દેશપાર કરવામાં આવ્યા. બાતમીદારોનું અને જાસુસોનું જોર અતિ વધી ગયું. અદાલતોમાં ન્યાયાધીશો રાજકારણી ગુનાઓ માટે સખ્ત સજા ફરમાવતા. પંચો પણ ખોટો ન્યાય આપતા.

આવા કડક કારભાર માટે કશું કારણ નહોતું. તે વખતના ઇંગ્રેજો ચોક્કસ વફાદાર હતા. જવલ્લે, કોઈ ઇંગ્રેજે દેશદ્રોહી થઈ શત્રુ સાથે પત્રવ્યવહાર કર્યો હશે. કારભાર ઉપર કોઈ પણ જાતની ટીકા ન થઈ શકે એ માન્યતા જ ખોટી હતી.

છતાં આપણે એટલું યાદ રાખવું જોઈએ કે આવા કડક કારભારને રાજાની સંમતિ હતી અને તે સામે પ્રજામાંથી થોડા જ આગેવાનો કોપ પ્રદર્શિત કરતા. પાર્લમેન્ટમાં તો ફૉક્સ જેવા રડ્યાખડ્યા મૂઠીભર ઇંગ્રેજો વિરોધ કરતા. પણ તેમનો પોકાર બહાર કોઈના કાન સુધી પહોંચી શકતો નહી.* છતાં સ્વતંત્રતા માટેની તેમની લડત ભવિષ્યના જમાના માટે

* તે કહેતો કે "Liberty is order." "Liberty is strength."

ઓછી આશાજનક અને પ્રેરક નહોતી. આ વર્ષો દરમ્યાન દેશમાં લોકોનો અસંતોષ વધતો જતો હતો અને તે માટે અનેક કારણો હતાં. પ્રથમ તો ઇંગ્લંડને નેપોલિઅન જેવા સમર્થ દુશ્મન સામે લડવાનું હતું. તેથી રાષ્ટ્રનું દેવું વધારવું પડ્યું. વેપારરોજગારમાં મંદી આવી ગઈ. અનેક લક્ષાધિપતિઓએ નાદારી નોંધાવી. ઇંગ્લંડની બેન્કે રોકડ નાણું આપવાનું બંધ કર્યું. તે જ સાથે ખેતી નિષ્ફળ ગઈ. ઇંગ્લંડના લોકોને બહારથી અનાજ મળી શક્યું નહી. તેથી તેમને અનેક હાડમારી ભોગવવી પડી. આવે વખતે પિટ્ટે લોકો ઉપર નવા કરવેરાઓ નાંખ્યાઃ જેમકે આયપતવેરો, વારસા ઉપરનો વેરો, સ્ટૅમ્પવેરો વિગેરે.

આવા અસંતોષને પ્રકટ કરવા પ્રજા તરફથી જે જે પ્રવૃત્તિઓ થતી તે તમામ પ્રવૃત્તિઓને દાબી દેવા પ્રધાનમંડળે પ્રયત્નો કર્યા. એ પ્રયત્નો સામે લોકો વાંધો ઉઠાવતા ત્યારે મંત્રીમંડળ તે વાંધાને રાજદ્રોહ તરીકે ગણતું અને આગેવાનોને સખ્ત સજા કરાવતું.*

**આયર્લંડ અને ઇંગ્લંડ. ઈ. સ. ૧૭૯૩-૧૮૦૦:**—ફ્રેંચ રાજ્યક્રાંતિની અસર આયર્લંડમાં ન થાય એ કદિ બને જ નહી. પિટ્ટના કારભારની શરુઆતમાં આયર્લંડનાં ખેતી, હુન્નરઉદ્યોગ, અને વેપારને ઉત્તેજન મળ્યું

---

*ટોરિ પક્ષનો ઇ. સ. ૧૭૯૨-૧૮૩૦નો કારભાર નીચે પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે.

"Unblest by Virtue, Government a league
Becomes, a circling junto of the great
To rule by law; Religion mild, a yoke
To tame the stooping soul, a trick of state
To mask their rapine, and to share their prey."

Thomson's *Liberty*.

ખોરાકની હાડમારી વિષે આ વાક્ય વાંચવું:—

"The question of peace or war is not in itself so formidable as that of the scarcity with which it is combined."

પિટ્ટના ભાષણમાંથી.

હતું. પણ ત્યાંના લોકોને શાસનપદ્ધતિમાં મોટા ફેરફારો* જોઈતા હતા. રોમન કૅથૉલિકોને રાજ્યતંત્રમાં દાખલ કરવા, પાર્લમેન્ટના બંધારણને પ્રજાની અનુમતિરૂપ બનાવવું, મહેસૂલની પદ્ધતિમાં એકદમ ફેરફાર કરી નાંખવો, ઈંગ્લંડના નીમેલા અમલદારોની સત્તાને તોડી પાડવી, અને દરેક બાબતનો આઈરિશ પાર્લમેન્ટના મત મુજબ નિકાલ કરવો, આટલાં વાનાં આયર્લંડમાં કેટલાક પ્રોટેસ્ટંટો અને તમામ રોમન કૅથૉલિકોને જોઈતાં હતાં. વૂલ્ફ ટોન (Wolfe Tone), એમેટ (Emmet) વિગેરે આગેવાનોએ દુશ્મનો સાથે ખાનગી મસલત ચલાવી. તેમણે આખા દેશમાં સ્વયંસેવકો (Volunteers) ની મંડળીઓ ઊભી કરી. તેમની સામે પ્રોટેસ્ટંટોએ પણ (Orangemen) ઑરેન્જમેન નામનાં મંડળો ઊભાં કર્યાં. આ બંને પક્ષો વચ્ચે મારામારી થઈ. ફ્રાંસને તો તક જોઈતી જ હતી. તે દેશે આયર્લંડના લોકોને મદદ કરવા કેટલુંક લશ્કર મોકલ્યું. પણ બ્રિટિશ મંત્રીમંડળે બળવાને સખ્તાઈથી દાબી દીધો. લૉર્ડ લેઇકે બંડખોરોને વિનિગર હિલ (Venegar Hill) પાસે અને વેકસફૉર્ડના કિલ્લા પાસે હરાવ્યા, ઇ. સ. ૧૭૯૮. તેથી આયર્લંડ શાંત થયું. પણ આઇરિશ બળવાથી એક બાબત પિટ્ના મગજમાં બરોબર ઠસી ગઈ. તેને હવે ખાતરી થઈ ગઈ કે આયર્લંડને કાયદાઓ કરવાની સ્વતંત્રતા ઇ સ. ૧૭૮૨માં આપવામાં આવી હતી તે યોગ્ય થયું નહોતું. તેણે બંને દેશોને એકત્રિત કરવાનું નક્કી કર્યું.

પણ આ નિર્ણય પાર પડે તે માટે બ્રિટિશ સરકારે આયર્લંડના કૅથૉલિકોને મનાવી લેવાની ખાસ જરુર હતી. તેથી પિટ્ટે તે લોકોને કહ્યું કે જો બંને દેશો એક થશે તો જ કૅથૉલિકોને ધાર્મિક અને બીજી છૂટ આપવામાં આવશે. કૅથૉલિકો આ જાળમાં સપડાયા. તેમણે પિટ્ના નિર્ણયને અનુમતિ આપવા હા પાડી. બીજો વિરોધ આયર્લંડની પાર્લમેન્ટના સભાસદોનો હતો. પિટ્ટે તે માટે બીજી યોજના કરી. તેણે એ સભાસદોને લાંચરૂશવત આપી પોતાના મતમાં જીતી લીધા. તેણે કેટલાકોને અમીરો

---

* ગ્રૅટનના કહેવા પ્રમાણે આયર્લંડનાં દરદ મુખ્યત્વે ચાર હતાં: (1) A foreign legislature (2) A foreign judicature (3) Army (4) Legislative Privy Council.

બનાવ્યા, કેટલાકોને સારાં વર્ષાસનો બાંધી આપ્યાં, કેટલાએકોને નોકરીઓ આપી, અને એવી રીતે તેમને પોતાના પક્ષમાં લઈ લીધા. આ કામ પાર પાડવા માટે પિટ્ટે પ્રામાણિક કૉર્નવૉલિસને રોકયો હતો અને તેણે તે કામ આબાદ પાર ઊતાર્યું, ઇ. સ. ૧૮૦૦.

પિટ્ટની નવી યોજનાથી ઈંગ્લંડના હાઉસ ઑફ કૉમન્સમાં આઇરિશ લોકોથી ચુંટેલા એકસો, અને હાઉસ ઑફ લૉર્ડઝમાં આઇરિશ અમીરોથી ચુંટેલા કુલ ૨૮ સભાસદો બેસતા થયા. પિટ્ટે આયર્લંડના પ્રોટેસ્ટન્ટ ચર્ચને ઇંગ્લંડના ચર્ચ સાથે જોડી દીધું. માત્ર તેણે એવી યોજના કરી કે ભવિષ્યમાં ઇંગ્લંડના હાઉસ ઑફ લૉર્ડઝમાં આયર્લંડના ચર્ચના ચાર બિશપો વારાફરતી બેસી શકે.

**આઇરિશ કૅથૉલિકો. પિટ્ટનું રાજીનામું. જ્યૉર્જની હઠીલાઈ. ઇ. સ. ૧૮૦૧:**—પિટ્ટે આયર્લંડને ઇંગ્લંડ સાથે જોડી દીધું તે વખતે આયર્લંડના રોમન કૅથૉલિકોને કેટલાક ધાર્મિક તથા રાજ્યકીય અધિકારો આપવાનું વચન આપ્યું હતું. બંને દેશો એક થયા ત્યાર પછી તેણે તે સવાલ પોતાના મંત્રીમંડળ સમક્ષ મૂકયો. પણ તેના સહમંત્રીઓ તેથી વિરુદ્ધ પડ્યા અને કેટલાએકોએ તો તે વાતને રાજાને પહોંચાડી. તેથી રાજાએ પિટ્ટને તેવા અધિકારો ન આપવાનો હુકમ કર્યો. પિટ્ટે તે હુકમ સામે વાંધો ઊઠાવ્યો અને પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

પિટ્ટ એમ સમજતો હતો કે આયર્લંડ અને ઈંગ્લંડ એક રાજ્ય થશે, એટલે આયર્લંડને ન્યાય મળશે અને આયર્લંડના ઝઘડાનો અંત આવશે. પણ એમાં તેની ભૂલ હતી. બંને દેશોનું રાજ્યતંત્ર એક થતાં આયર્લંડનો અસંતોષ ઉલટો વધ્યો અને ઓગણીસમી સદીમાં આયર્લંડનું પ્રકરણ ઇંગ્લંડના રાજકારણમાં ઘણું મહત્ત્વનું થયું.*

---

* કૉર્નવૉલિસે એ વખતે પણ ચોખ્ખું કહી દીધું હતું કે: "Ireland could not be saved without the union. But you must not take it for granted that it will be saved by it."

**પિટ્ટનું મરણ. તેની કારકીર્દિની સમાલોચના:—**ઇ. સ. ૧૮૦૧માં પિટ્ટે રાજીનામું આપ્યું ત્યાર પછી તે એક વાર એટલે ઇ. સ. ૧૮૦૪માં બીજી વાર મુખ્ય પ્રધાન થઈ શક્યો. પણ તે વખતે તેની તબીઅત અતિ નરમ રહેતી અને કારભારમાં તે ઝાઝો ભાગ લઈ શક્યો નહોતો. ઇ. સ. ૧૮૦૫માં નેપોલિઅને ઑસ્ટ્રિઆના લશ્કરને આઉસ્ટરૂલિટ્ઝ પાસે સખ્ત હાર ખવડાવી. ઇંગ્લંડના મહાન્ શત્રુની આવી અજોડ ફત્તેહના ખબર પડતાં પિટ્ટ ભગ્નાશ થઈ ગયો. તે બોલી ઊઠ્યો કે "Roll up that map of Europe. It will not be wanted for these ten years." થોડા દિવસો પછી તે મરી ગયો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૮૦૬. એમ કહેવાય છે કે મરતી વખતે તે "My country: how I leave my country" એ શબ્દો બોલ્યો હતો.

પિટ્ટની કારકીર્દિની સમાલોચના નીચે આપી છે.

મૅકૉલે જેવા કેટલાએક લેખકો એમ કહી ગયા છે કે ઇ. સ. ૧૭૮૪થી ઇ. સ. ૧૭૯૩ સુધી પિટ્ટ વ્હિગ સિદ્ધાંતો પ્રમાણે વર્ત્યો હતો, જ્યારે ઇ. સ. ૧૭૯૩થી ઇ. સ. ૧૮૦૫ સુધી તે ટોરિ પક્ષના સિદ્ધાંતો પ્રમાણે વર્ત્યો હતો. પણ આ માન્યતા ભૂલભરેલી છે. ખરું કહીએ તો, પિટ્ટ નવા જમાનાનો ટોરિ મુસદ્દી હતો અને તેણે પોતાના કારભારમાં બૉલિંગબ્રોકનાં સૂત્રોને પરોવ્યાં હતાં. તેણે તાજની સત્તાની પુનઃસ્થાપના કરી. પણ તે સત્તાને પ્રજામતને અનુમત બનાવી રાજાને લોકપ્રિય કર્યો. જ્યાં સુધી પ્રજા કોઈ પણ નવા કાર્યને માગે નહી ત્યાં સુધી તે કાર્ય કરી બતાવવું નહી અને જૂના વિચારોને અને જૂની સંસ્થાઓને નવા કાળને અનુમત કરવાં, જૂના ધોરણનો કેવળ નાશ ન કરવો, એમ તે માનતો હતો. તેણે બીજાના જ વિચારોને પોતાના કારભારો દરમ્યાન વ્યવહારમાં મૂક્યા. તેણે કોઈ નવા વિચારો પ્રજાને આપ્યા નથી. બ્રિટિશ હિંદુસ્તાનના રાજ્યતંત્રને તેણે સુધાર્યું તો તે ફૉક્સના ધોરણ ઉપર. પાર્લમેન્ટને સુધારવા તેણે પ્રયાસ કર્યો, તે પોતાના બાપના, વિલ્કસના અને ફૉક્સના ધોરણ ઉપર. તેણે આયર્લંડના રાજ્યતંત્રમાં મોટો ફેરફાર કર્યો. પણ તેમાં તેણે ગ્રૅટન વિગેરેના વિચારો જુદા રૂપમાં મૂક્યા. કરપદ્ધતિમાં તેણે ઍડમ સ્મિથના ગ્રંથને પ્રમાણભૂત માન્યો. વિગ્રહ

કરવામાં તે ડંડાસના મત મુજબ વર્તતો. પરરાજ્યો સાથેના વ્યવહારમાં તે ગ્રૅનવિલને અનુસરતો. અલબત્ત, તેના કારભારમાં જવાબદાર રાજ્યતંત્રની પ્રગતિ થઈ. તે ખરો મુખ્ય પ્રધાન હતો–માત્ર નામનો નહી. મંત્રીમંડળમાં બધા સભ્યો પિટ્ની આજ્ઞાને અનુસરતા. રાજા સાથેના સંબંધમાં તે હમેશાં મુખ્ય પ્રધાન તરીકે અને પાર્લમેન્ટના આગેવાન તરીકે વર્તતો, એક તાબેદાર વઝીર તરીકે નહી. કરપદ્ધતિમાં તેણે કરેલા ફેરફારોને લીધે દેશનાં આવક અને ખર્ચ ઉપર પાર્લમેન્ટની સત્તા વધી અને લોકો દેશનો હિસાબ બરોબર સમજતા થયા.

પિટ્ના ઇન્ડિઆ બિલથી ફૉક્સના મુસદ્દાની નબળાઈઓ જરા પણ દૂર થઈ નહી અને વર્ષો સુધી ડંડાસે પોતાના પક્ષના અને દેશના–સ્કૉટ્લંડના માણસોને બ્રિટિશ હિંદના કારભારમાં ભર્યા કર્યા. લશ્કરની અને નૌકાબળની બાબતોમાં પિટ્રે બેદરકારી બતાવી. તે સુધારાઓની ચર્ચા પણ સહન કરી શકતો નહી. તેણે કારભાર નકામો કડક કરી નાંખ્યો. પરદેશ સાથેના સંબંધમાં પિટ્ ખરો ટોરિ હતો–પહેલાં તેણે ફ્રેંચો સાથે સુલેહ કરી; રશિઆ સામે તે લડાઈ કરવા તૈયાર થઈ ગયો હતો. ભવિષ્યમાં એ જ પ્રમાણે ડિઝ્રાઈલિએ તુર્કીનો પક્ષ લીધો. પિટ્રે ઊભું કરેલું Sinking fund–અનામત રકમ પાછળથી દેશને ઉલટું ભારરૂપ થઈ પડ્યું.

પિટ્રે હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં ૧૪૦ જેટલા નવા માણસોની ભરતી કરી. સભાસદો હમેશાં તેની સાથે રહેતા. પણ ભવિષ્યમાં ઇંગ્લંડના અમીરો ટોરિ પક્ષના પક્ષપાતી થઈ ગયા. એટલી મોટી ભરતી કોઈ પણ પ્રધાને કરી નથી. જે લોકો દેશના આર્થિક જીવનમાં આગળ આવ્યા, જે લોકોએ પોતાના પક્ષને અનુમોદન આપ્યું, જેઓ વ્હિગોની કે ફૉક્સની સામે થયા, તેમાંના ઘણાખરાને પિટ્રે અમીરી આપી હતી.

ફ્રાંસની સાથે મસલત કરવામાં અથવા તો મિત્રરાજ્યો સાથે કોલકરારો કરવામાં પિટ્ ભવિષ્ય ઉપર અથવા ફ્રાંસની રાજ્યક્રાંતિનાં નવાં સૂત્રો ઉપર ખરી નજર કરી શકયો નહી. આ બાબતમાં ફૉક્સ પિટ્થી ચડી જતો. છતાં આપણે એટલું યાદ રાખવું જોઈએ કે ઇ. સ. ૧૮૦૬

સુધીમાં ફ્રાંસ દેશ સિવાય યૂરોપમાં પિટ્ટના જેવો મુસદ્દી આગળ આવ્યો નહોતો અને તેની કેટલીએક નિષ્ફળતાઓ તો યૂરોપનાં સડેલાં રાજ્યતંત્રોની નિષ્ફળતાઓ કહી શકાય. બૅંથમ, પીલ, ગ્લૅડ્સ્ટન વિગેરે સાથે તેની તુલના થઈ શકશે નહી. છતાં ઈંગ્લંડના મહાન પુરુષોમાં તે ચોક્કસ લેખાશે.*

**ફ્રેંચ રાજ્યક્રાંતિની અસરો:—** આ પ્રકરણ પૂરૂં થાય તે પહેલાં આપણે ફ્રેંચ રાજ્યક્રાંતિની અસરોને તપાસી લેવી જોઈએ. તે ક્રાંતિથી યૂરોપમાં પ્રજારાજ્યો થયાં. એ રાજ્યોનો કારભાર લોકસભા મારફત ચાલવા લાગ્યો. દરેક રાજ્યમાં નવા રાજ્યકીય પક્ષો થયા. મધ્યમ સ્થિતિના લોકો હવે આગળ આવ્યા. તેઓ રાજકારણને સમજતા થયા વ્યક્તિવાદના, સમાનતાના અને સ્વતંત્રતાના સિદ્ધાંતોનું જોર વધ્યું. ધીમે ધીમે એ અસરો આખા યૂરોપમાં ફેલાઈ. ત્યાર પછી તે વાદ એશિઆમાં અને અમેરિકામાં ગયો. નવી પ્રજાઓએ પરદેશી રાજ્યો સામે બંડ ઉઠાવ્યું અને પોતાના દેશોમાં સ્વતંત્ર રાજ્યો-રાષ્ટ્રો (Nation States) સ્થાપ્યાં. અમેરિકામાં સ્પેઈનનાં સંસ્થાનો અને પોર્ટુગલનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં. આવી રીતે ફ્રેંચ રાજ્યક્રાંતિ એના ઇતિહાસમાં મહત્ત્વનો બનાવ હતો. તેની અસર ઓગણીસમી સદીની આખર સુધી ચાલુ રહી.

---

## પ્રકરણ ૯મું

## ત્રીજો જ્યૉર્જ (ચાલુ)

### ઈ. સ. ૧૮૦૩–૧૮૧૫

### નેપોલિઅન અને ઈંગ્લંડ

**નેપોલિઅન અને ઈંગ્લંડ: ફ્રાંસ સાથે ફરી વિગ્રહ† :—** એમિએન્સના કરાર ઉપર હજુ સહીઓ તો થઈ નહોતી ત્યાં તો વળી ઈંગ્લંડ

---

* માર્મિઅનની પ્રસ્તાવનામાં સ્કૉટ પિટ્ટનાં કેવાં યશોગાન ગાય છે!

Now is the stately column broke;
The beacon-light is quenched in smoke,
The trumpet's silver sound is still,
The Warder silent on the hill.

અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. ઈંગ્રેજી પત્રોમાં નેપોલિયન ઉપર સખ્ત ટીકાઓ પ્રકટ થતી તે નેપોલિઅનને બહુ ભારે પડી. નેપોલિઅન ઈટાલિના પ્રજારાજ્ય (Republic)નો પહેલો પ્રમુખ (President) થયો. તેણે ઈટાલિના પીદ્મોંત (Peidmont)નું પરગણું ફ્રાંસ સાથે જોડી દીધું. સ્વિટ્ઝર્લંડમાં અને હોલંડમાં તેણે પોતાની વગ સ્થાપી.[૧] તેણે જર્મનીનાં નાનાં રાજ્યોની સ્થિતિ બદલાવી નાંખી. નેપોલિઅને અમેરિકામાં કેટલાએક ટાપુઓને સર કર્યા. આયર્લંડમાં, ઇજિપ્તમાં, સિરિઆમાં, તુર્કીમાં અને હિંદુસ્તાનમાં તેના માણસો સ્થાનિક વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવા નીકળી પડ્યા. ઈંગ્લંડે માલ્ટાના ટાપુનો અને હિંદમાં આવેલાં પાંચ ફ્રેંચ થાણાંઓનો કબજો છોડી દેવા ના પાડી. તેથી વિગ્રહ શરુ થયો. મે, ઇ. સ. ૧૮૦૩ *

**નવા વિગ્રહનું જુદું સ્વરૂપ:**—આ વિગ્રહ ફ્રાંસ સામેના પ્રથમ વિગ્રહથી તદ્દન જુદો હતો. †અગાઉના વિગ્રહમાં ફ્રાંસના લોકો પોતાના દેશમાં આપખુદ સત્તા સામે લડતા હતા અને તેમના ઉપર બહારનાં રાજ્યોના હુમલાઓ સામે બચાવ કરવાની ફરજ આવી પડી હતી. તે વખતે નેપોલિઅન સ્વતંત્ર ફ્રાંસના મોટા રક્ષક તરીકે બહાર પડયો હતો. પણ આ બીજા વિગ્રહમાં ફ્રાંસ અને નેપોલિઅનની રાજ્યનીતિ બદલાઈ ગઈ. ફ્રાંસે હવે બીજાં રાજ્યો ઉપર આક્રમણ કર્યું અને તેમને ખાલસા કરી આખા યૂરોપમાં પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપી. નેપોલિઅનની નીતિમાં તેનો સ્વાર્થ સ્પષ્ટ દેખાયો. તે યૂરોપનાં રાજ્યોમાં પોતાની વ્યક્તિગત સત્તા સ્થાપવા ઇચ્છતો હોય એમ દરેકને ચોક્કસ લાગ્યું.

---

[૧] શેરિડને એક વાર કહ્યું: "Look at the map of Europe. You will see nothing but France."

* લડાઈ જાહેર થયા અગાઉ ઈંગ્રેજ વકીલ અને બોનાપાર્ટ વચ્ચે જે મુલાકાતો થએલી તે વાંચવા જેવી છે: Browning, *England and Napoleon*, p. 114.

†આ વિગ્રહના ચાર ભાગો પાડી શકાય: (૧) ઈ. સ. ૧૮૦૩–૦૫, ત્રીજા "કોએલિશન" સુધી. (૨) ઈ. સ. ૧૮૦૫-૦૭, મિત્રરાજ્યોની હાર અને ટિલસિટના કરાર સુધી. (૩) ઈ સ. ૧૮૦૯-૧૨, મૉસ્કોની સવારી સુધી. (૪) ઈ. સ. ૧૮૧૨–૧૫, જ્યારે રાજાઓ નહી પણ પ્રજાઓ નેપોલિઅન સામે લડી અને નેપોલિઅન હારી ગયો.

જે દિવસે પિટ્ટ મુખ્ય પ્રધાન બન્યો તે જ દિવસે નેપોલિઅન ફ્રાંસમાં સમ્રાટ્ (Emperor) તરીકે જાહેર થયો. તેનો એક ભાઈ હોલંડનો રાજા થયો અને બીજો ભાઈ નેપલ્સનો રાજા થયો. ઉત્તર ઇટાલિમાં તે પોતે રાજા થયો. પશ્ચિમ જર્મનીનાં રાજ્યોને એકત્રિત કરી તેણે એક નવું રાજ્ય સ્થાપ્યું અને ત્યાં પોતાના ભાઈને રાજપદે બેસાડયો. તેનો એક ભાઈ સ્પેઇનનો રાજા થયો. તેણે સ્વીડનની ગાદી પોતાના એક સેનાપતિને આપી. તેણે પોલંડમાં નવું રાષ્ટ્ર ઊભું કર્યું.

આ કારણોથી યૂરોપની તમામ પ્રજાઓ નેપોલિઅન સામે ઊઠી. તેમણે નવા રાજકારભાર સામે બંડ ઊઠાવ્યાં યૂરોપની તમામ પ્રજાઓના ક્ષોભ સામે નેપોલિઅન ટકી શકયો નહી. તેને પહેલો ફટકો સ્પેઇનની પ્રજા તરફથી મળ્યો. જર્મનીના લોકો તેની સામે થયા. યૂરોપની પ્રજાઓના આ ક્ષોભનો લાભ ઇંગ્લંડે લીધો અને ઇંગ્લંડની સરકારે નેપોલિઅનની સત્તાને તોડી પાડી.

**નેપોલિઅન સામે વિગ્રહ. ટ્રફાલ્ગર:**—જ્યારે ઇંગ્લંડે નેપોલિઅન સામે યુદ્ધ જાહેર કર્યું ત્યારે યુરોપનું કોઈ રાજ્ય ઇંગ્લંડ સાથે ભળ્યું નહી અને ઇ. સ. ૧૮૦૫ સુધી ઇંગ્લંડને નેપોલિઅન સામે એકલા રહી યુદ્ધ કરવું પડયું. નેપોલિઅને ઇંગ્લંડ ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી. પણ ઈંગ્રેજ નૌકાસૈન્યના સરદાર નેલ્સને ઇ. સ. ૧૮૦૫ના ઑકટોબરની ૨૧મી તારીખે ટ્રફાલ્ગર (Trafalgar) પાસે ફ્રેંચ દરિયાઈ સૈન્યને એવો તો સખ્ત ફટકો માર્યો કે નેપોલિઅનનું તમામ દરિયાઈ બળ નાશ પામ્યું અને તેની ઇંગ્લંડ ઉપર ચડાઈ લઈ જવાની બાજી ઊંધી વળી ગઈ. આ નૌકાયુદ્ધમાં નેલ્સન માર્યો ગયો. તેણે પોતાના જહાજ (Victory) ઉપર "England expects that every man will do his duty"—"દરેક જણ આ વખતે પોતાનું કર્તવ્ય બજાવશે એવી આશા ઇંગ્લંડ ધરાવે છે" એવો મુદ્રાલેખ લખાવ્યો હતો. જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે દુશ્મનના જહાજના કોઈ નાવિકે નેલ્સનના અમલદારી પોશાકને જોઈ તેના શરીર ઉપર બરોબર ગોળી તાકી, જેને પરિણામે નેલ્સન મરી ગયો. પણ મરણ અગાઉ તે જાણી

શક્યો હતો કે ઇંગ્લંડે ફ્રાંસના દરિયાઈ સૈન્યનો નાશ કર્યો હતો. નેપોલિઅન*
કહેતો કે " Let us be masters of the sea for six hours and we are masters of the world."

**નેપોલિઅન સામે ત્રીજો રાજ્યસંઘ. ( Coalition ) ઇ. સ. ૧૮૦૫–૧૮૦૭:**—ઇંગ્લંડે નેપોલિઅન સામે લડાઈ જાહેર કરી ત્યાર પછી નેપોલિઅન ફ્રાંસનો સમ્રાટ્ થયો અને ઇટાલિનો રાજા થયો. તેથી યૂરોપનાં મોટાં રાજ્યો સામાં થયાં. ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને રશિઆ એ ત્રણ રાજ્યોએ ઇંગ્લંડ સાથે કરાર કર્યો. યૂરોપનાં રાજ્યોએ ત્રીજી વાર ફ્રાંસની વધતી જતી સત્તા સામે સામનો કરવા તૈયારી કરી. પણ નેપોલિઅને તેમને તુરત નોખાં કરી નાંખ્યાં.

**યૂરોપનાં રાજ્યોની નેપોલિઅન તરફથી હાર : ઇ. સ. ૧૮૦૫–૧૮૦૭. યૂરોપમાં નેપોલિઅનનું વર્ચસ્વ:**—પ્રથમ તે નેપોલિઅને ઑસ્ટ્રિઆના ૩૦,૦૦૦ માણસોના લશ્કરને ઉલ્મ (Ulm) પાસે શરણ થવાની ફરજ પાડી, ઇ. સ. ૧૮૦૫. ઇંગ્લંડના એક મિત્રરાજ્યની આ હાર થઈ તેને બીજે દિવસે નેલ્સને ફ્રેંચોને ટ્રફાલ્ગરના દરિયાઈ યુદ્ધમાં હરાવ્યા હતા. નેપોલિઅન ઑસ્ટ્રિઆના પાટનગર વીએના (Vienna)માં દાખલ થયો. ત્યાર પછી બે માસની મુદતમાં નેપોલિઅને રશિઆનાં અને ઑસ્ટ્રિઆનાં સંયુક્ત લશ્કરોને ઑસ્ટરલિટ્ઝ ( Austerlitz ) પાસે સખ્ત હાર ખવરાવી. ઇ. સ. ૧૮૦૬માં તેણે પ્રશિઆના લશ્કરને જેના (Jena) પાસે હરાવ્યું. ઇ. સ. ૧૮૦૭માં તેણે ફ્રીડલેંડ (Friedland) પાસે રશિઆના લશ્કરને હરાવ્યું.

આવી સખ્ત હાર ખાધા પછી કોઈ પણ રાજ્ય ટકી શકે તો નહી તેથી ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને રશિઆ ઇંગ્લંડના પક્ષમાંથી નીકળી ગયાં. તેમણે નેપોલિઅનને એટલે ફ્રાંસને મોટા મુલકો કાઢી આપ્યા. નેપોલિઅને ઑસ્ટ્રિઆના શાહેનશાહ ( Emperor ) ફ્રાંસિસને 'Holy Roman

*માડ્રિડના શહેરીઓને નેપોલિઅને કહ્યું: "The Bourbons cannot reign in Europe and no power under the influence of England can exist on the Continent."

Empire"–"હોલિ રોમન એમ્પાયર"ના પ્રમુખનું પદ છોડી દેવાની ફરજ પાડી. તેણે જર્મનીમાં North Geman Confederation–ઉત્તર જર્મનીનાં રાજ્યનું મંડળ ઊભું કર્યું. પશ્ચિમ જર્મનીમાં તેણે વેસ્ટફાલિઆ (Westphalia)નું નવું રાજ્ય સ્થાપ્યું. તેણે પોલંડને સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કર્યું. નેપોલિઅને સ્પેઈન અને પોર્ટુગલ કબજે કર્યાં. તેથી રશિઆએ ટિલ્સિટ (Tilsit) મુકામે તેની સાથે મૈત્રીનો કરાર કર્યો, ઇ. સ. ૧૮૦૭. આવી રીતે નેપોલિઅન આખા યૂરોપનો ધણી થયો. માત્ર ઇંગ્લંડ તેની સામે જોર બતાવતું હતું.

**પિટ્નું મરણ:**—નેપોલિઅને ઑસ્ટરૂલિટ્ઝ પાસે મિત્રરાજ્યોને પરાજય પમાડયાના ખબર પિટ્ને મળ્યા ત્યારે તે બોલી ઊઠયો કે "Roll up that map of Europe. It will not be wanted for these ten years." આ બનાવથી તે નિરાશ થઈ ગયો. ઈ. સ. ૧૮૦૬ના જાન્યુઆરિ માસમાં તે મરી ગયો.

**હિન્દુસ્તાનમાં ઇંગ્લંડનું સામ્રાજ્ય: ઈ. સ. ૧૭૯૯–૧૮૦૫:**— જ્યારે ઇંગ્લંડ અને મિત્રરાજ્યો યૂરોપમાં નેપોલિઅન સામે લડતાં હતાં ત્યારે ઇંગ્રેજોએ હિન્દમાં એક યા બીજે બહાને પોતાનું રાજ્ય વધાર્યું. એ વખતે બંગાળમાં વેલેસ્લી ગવર્નર જનરલ હતો. તેણે મ્હૈસુરના સુલતાન ટિપુ સામે લડાઈ જાહેર કરી. લડાઈમાં ટિપુ માર્યો ગયો. ઇંગ્રેજોએ મ્હૈસુરના રાજ્યના મલબાર વિગેરે પ્રદેશો ખાલસા કર્યા અને મ્હૈસુરની ગાદી ઉપર તેના પ્રથમના હિન્દુ રાજવંશના વારસને બેસાડયો. વેલેસ્લીએ હિન્દનાં ઘણાંખરાં રાજ્યોને સહાય્યક યોજના લાગુ કરી. તેથી અયોધ્યાનો નવાબ વઝીર, હૈદરાબાદનો નિઝામ અને પૂનાનો પેશવા ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના રક્ષિત બન્યા. અયોધ્યાના નવાબે કંપનીને રોહિલખંડ અને ગોરખપુર એ બે પ્રાંતો આપ્યા. નિઝામે ફ્રેંચ સરદારોને પોતાની નોકરીમાંથી રજા આપી અને ઇંગ્રેજોની સરદારી નીચે એક લશ્કર રાખવા કબૂલાત આપી. વેલેસ્લીએ સુરતના નવાબને વર્ષાસન આપી સુરત ખાલસા કર્યું. તેણે કર્ણાટકના નવાબને રાજ્યદ્રોહના કારણસર નવાબીથી ભ્રષ્ટ કરી કર્ણાટકને બ્રિટિશ મુલક બનાવ્યો. તેણે તંજાવરના મરાઠા રાજા (શાહજી

ભોંસલેના વંશજ) ને વર્ષાસન આપી તે સંસ્થાનને ખાલસા કર્યું. પૂનાનો બાજીરાવ પેશવા ઇ. સ. ૧૮૦૨ના વસઇના તહનામાથી કંપની સરકારનો આશ્રિત બન્યો હતો. તે બીજા મરાઠા રાજ્યકર્ત્તાઓને ન ગમતાં તેમણે એટલે નાગપુરના રાજા રઘુજી ભોંસલેએ અને ગ્વાલિઅરના રાજા દૌલતરાવ સિંધિઆએ કંપની સામે લડાઈ જાહેર કરી. પણ તેમાં તેઓ હારી ગયા. તેથી સિંધિઆએ કંપનીને ભરુચ જિલ્લો સોંપી દીધો અને ગંગા-જમના વચ્ચેના દુવાબ ઉપરની પોતાની સત્તા કંપનીને આપી દીધી. એ કરારથી કંપનીએ દિલ્હીના મોગલ પાદશાહ આંધળા શાહઆલમનો કબજો લીધો. ઈંગ્રેજો મોગલ સમ્રાટ્‌ની સ્થિતિએ આવી ગયા અને તેમને દિલ્હી, આગ્રા વિગેરે પ્રાંતો મળ્યા. રઘુજી ભોંસલેએ કટક અને બાલેશ્વરના પ્રાંતો અને નિઝામ સરકારની હદ ઉપરનો કેટલોક મુલક ઈંગ્રેજોને સ્વાધીન કર્યો. ઇંગ્રેજોને ઇંદોરના જશવંતરાવ હોળકર સામે આ વખતે લડાઈ થઈ હતી. મરાઠાઓ સાથે યુદ્ધોથી ઈંગ્રેજો ગૂજરાતમાં અને રાજસ્થાનમાં વગવાળા થયા અને થોડાં વરસો બાદ તેઓ તે પ્રદેશોમાં આવેલાં સંસ્થાનો પરત્વે સાર્વભૌમ સત્તા ભોગવતા થયા. ઈંગ્રેજોએ હવે હિન્દુસ્તાનનાં લગભગ તમામ બંદરોનો કબજો લીધો. પરિણામે તેમનો હિન્દ સાથેનો વપાર વધ્યો. ઈંગ્લંડના લોકોને તેથી મોટો લાભ થયો. આ વખતે ઇંગ્રેજોએ હિન્દી મહાસાગરમાં આવેલા ફ્રેંચ ટાપુઓને કબજે કર્યા. તેથી હિન્દમાંથી ફ્રેંચ સત્તા નાબુદ થઈ. વેલેસ્લી પછી લૉર્ડ કૉર્નવૉલિસ (ઇ. સ. ૧૮૦૫), સર જ્યૉર્જ બાર્લો (ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭), લૉર્ડ મિન્ટો (ઇ. સ. ૧૮૦૭-૧૮૦૯) અને માર્કવેસ્ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલો થયા. તેમાં હેસ્ટિંગ્સ સિવાયના ગવર્નર જનરલોના અમલ દરમ્યાન હિન્દમાં ઇંગ્રેજોનો મુલક વધ્યો નહી; કારણ કે તેઓ વિગ્રહવાદી નહોતા. પણ જ્યારે હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો ત્યારે કંપની અને મરાઠી તથા ગુરખા રાજસ્થાનો વચ્ચે યુદ્ધો થયાં અને ફરી કંપનીને મોટા મુલકો મળ્યા, જે આપણે યોગ્ય વખતે વિચારીશું.

**નેપોલિઅનનો ઇંગ્લંડ સામેનો રોષ : ઈંગ્રેજ વેપાર સામે પ્રતિબંધ:**—નેપોલિઅને યૂરોપનાં મોટાં મોટાં રાજ્યોને હરાવ્યાં પણ

ઇંગ્લંડનું જોર હજુ નરમ પડયું નહોતું. તેથી તેણે ઈંગ્લંડને નમાવવા માટે તેના વેપારને તોડવાનો માર્ગ શોધી કાઢયો. ઇ. સ. ૧૮૦૬માં તેણે પ્રશિઆ અને ઑસ્ટ્રિઆને હરાવ્યાં હતાં, એટલે તે રાજ્યો તેના કહેવા મુજબ વર્તવા તૈયાર હતાં. તેથી ઈ. સ. ૧૮૦૬માં તેણે બર્લિન મુકામેથી જાહેરનામું (Berlin Decrees) બહાર પાડી પોતાની પ્રજાને તથા પોતાનાં આશ્રિત રાજ્યોની પ્રજાઓને બ્રિટિશ ટાપુઓ સાથે વેપાર કરવાની બંધી કરી. જેટલા બ્રિટિશ પ્રજાજનો પોતાના મુલકમાં રહેતા હતા તેમને કેદી તરીકે તેણે જાહેર કર્યા અને તેમની મીલકત કબજે કરવાનો હુકમ બહાર પાડયો. નેપોલિઅનની આ યોજનાને "Continental system" કહેવામાં આવે છે.

નેપોલિઅનની ઈંગ્રેજ વેપાર સામેની જિહાદ સામે ઈંગ્લંડની સરકારે તાબડતોબ હુકમો કાઢયા. તેણે બ્રિટિશ બંદરો ઉપર પ્રશિઆનાં જે જે વહાણો હતાં તેમને બધાંને તેમના માલ સહિત કબજે કર્યાં અને જર્મનીના આખા ઉત્તર કાંઠા ઉપરના વેપારને (એટલે બ્રેસ્ટથી એલ્બ નદીના કિનારા સુધી) પાકો પહેરો બેસાડયો. બ્રિટિશ સરકારે ફ્રેંચ અને ફ્રેંચ પ્રજાનાં મિત્રરાજ્યોના વેપારને અટકાયતમાં લીધો. જવાબમાં નેપોલિઅને વૉરસૉનું જાહેરનામું (Warsaw Decree) બહાર પાડયું અને ઉત્તર જર્મનીના કાંઠા ઉપર પડી રહેલા તમામ બ્રિટિશ માલને જપ્ત કર્યો. આ પ્રતિબંધોથી ખાસ કરીને ફ્રાંસને અને તેનાં મિત્રરાજ્યોના દેશાવરના વેપારને ઘણું નુકસાન થયું. ઈંગ્લંડને બહુ નુકસાન થયું નહી; કારણ કે દરિયાઈ સાર્વભૌમત્વ ઇંગ્લંડનું હતું અને ઇંગ્લંડનો વેપાર તો ધમધોકાર ચાલતો હતો. પણ જર્મનીને એક ખાસ ફાયદો થયો. ઈંગ્લંડનો માલ તે દેશમાં જતો બંધ થયો. તેથી તેના આંતર ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું અને જર્મનીના વેપારીઓએ અને અર્થશાસ્ત્રીઓએ એ લાભનો બોધ લઈ ભવિષ્યમાં પોતાના દેશને આર્થિક સ્વતંત્રા મળે એવી પ્રવૃત્તિ શરુ કરી.

ઈંગ્લંડે ફ્રેંચ જોહુકમી સામે જે હુકમો બહાર પાડયા તે "Orders in Council" કહેવાય છે.

**ઇંગ્લંડ અને ડેન્માર્ક તથા હોલંડ:**—ઇંગ્લંડે જાહેર કરેલા પ્રતિબંધોથી અમેરિકાની પ્રજા બ્રિટિશ સરકાર ઉપર ખૂબ ચીડાઈ. નેપોલિઅને ડેન્માર્કને પોતાની યોજના સ્વીકારવાનું દબાણ કર્યું. ડેન્માર્કની સરકારે ઇંગ્લંડની સરકારના વાંધાઓ તરફ કશું લક્ષ આપ્યું નહી. તેથી બ્રિટિશ સરકારે ડેન્માર્કની રાજધાની કોપનહેગન (Copenhagen)ના બંદર ઉપર તોપોનો મારો ચલાવ્યો અને ડેન્માર્કના નૌકાસૈન્યને કબજે કર્યું, ઇ. સ. ૧૮૦૭. ઇ. સ ૧૮૦૯માં બ્રિટિશ સરકારે શેલ્ટ (Scheldt) નદીનો અને આંતવર્પના બંદરનો કબજો લેવા લશ્કર મોકલ્યું. પણ તેમાં નિષ્ફળ જતાં બ્રિટિશ સરકાર આખા યૂરોપની આંખે ચડી અને યૂરોપનાં દરિયાઈ રાજ્યો એકત્ર થઈ ગયાં. રશિઆ, સ્વીડન, ડેન્માર્ક અને હોલંડ એમણે આ વિરોધની આગેવાની લીધી. તે રાજ્યોનો મુખ્ય દાવો એવો હતો કે બ્રિટિશ સરકારે વેપારનાં જહાજોની તપાસ કડક રીતે કરવી જોઈએ નહી.

**નેપોલિઅન : ઇ. સ. ૧૮૦૭–૧૮૧૩:**—આ વખતે નેપોલિઅનને યૂરોપમાં ઉપરાઉપરી ફત્તેહો મળ્યે જતી હતી. તેણે ઑસ્ટ્રિઆના લશ્કરને ફરીથી વાગ્રામ (Wagram) પાસે હરાવ્યું. તેણે રશિઆના ઝાર ઍલેક્ઝાન્ડરને પોતાના પક્ષમાં લીધો. ઇ. સ. ૧૮૦૮માં તેણે સ્પેઇનના રાજાને તથા તેના પુત્રને પદભ્રષ્ટ કર્યા અને સ્પેઇનની ગાદી પોતાના ભાઈ જોસેફને આપી. તેણે પોર્ટુગલ દેશને જીતી લીધો; કારણ કે તે દેશના લોકો તેની વેપારી યોજનાની સામે થતા હતા.

**સ્પેઇનમાં નેપોલિઅનની હાર : ઇ. સ. ૧૮૦૭–૧૪:**—નેપોલિઅનના આ સાહસથી આખો સ્પેઇન દેશ તેની સામે સળગી ઊઠયો.*

* સ્પેઈનના વિગ્રહનો ઇતિહાસકાર નેપિઅર-Napier લખે છે કે: "Those veterans had won nineteen pitched battles and innumerable combats, had made or sustained ten sieges and taken four great fortresses; had twice expelled the French from Portugal, once from Spain; had penetrated the French and killed or captured 20,00,000 leaving of their number 4,000 dead, whose bones whiten the plains and mountains of the Peninsula."

નેપોલિઅને પણ કબૂલ કર્યું કે: "It was the Spanish ulcer which was the cause of my undoing."

ઇંગ્લંડની સરકારે તે અ-સંતોષને પોતાના લાભમાં ઊતાર્યો. તેણે પોર્ટુગલના લોકોની મદદે સર આર્થર વેલેસ્લીને મોકલ્યો. બ્રિટિશ સરદાર સર જૉન મૂર (Sir John Moore) તેની મદદે ગયો. વેલેસ્લીએ પોર્ટુગલ દેશમાં ફ્રાંસ લશ્કર સામે મજબુત કિલ્લેબંદી કરી; જો કે આ વખતે સર જૉન મૂર કોરન્ના (Corunna) પાસે લડતાં માર્યો ગયો, ઈ. સ. ૧૮૦૯. વેલેસ્લીએ ધીમે ધીમે ફ્રેંચ લશ્કરોને સ્પેઈન તરફ હઠાવ્યાં અને ત્રણ વરસોમાં તેણે



તેમને આખા સ્પેઈન દેશમાંથી હરાવી કાઢી મૂકયાં. આ સંગ્રામમાં ટાલાવેરા (Talavera) ઈ. સ. ૧૮૦૯, વિટ્ટોરિઆ (Vittoria) ઇ. સ. ૧૮૧૩, ટુલૂ (Tulouze) ઈ. સ. ૧૮૧૪, અને પિરિનિઝ ઈ. સ. ૧૮૧૪ એ મુખ્ય યુદ્ધો હતાં. આ ફત્તેહોથી ખુશ થઈ ત્રીજા જ્યૉર્જ રાજાએ આર્થર વેલેસ્લીને ડયૂક ઑફ વેલિંગ્ટન (Wellington) બનાવ્યો. આ વિગ્રહ "Peninsular War" કહેવાય છે.

**નેપોલિઅનની રશિઆમાં હાર: ઇ. સ. ૧૮૧૨–૧૩:—** નેપોલિઅને પોર્ટુગલના લોકોને તાબે કર્યાં; કારણ કે તેમણે તેની બ્રિટિશ વેપાર સામેની યોજનાનો વિરોધ કર્યો હતો. તે જ પ્રમાણે નેપોલિઅને

રશિઆના ઝાર ઉપર ચડાઈ કરી; કારણ કે તે દેશના ઝારે તે યોજનાનો અમલ કરવા નાં પાડી. પણ જેમ નેપોલિઅન સામે આખા સ્પેઈનના અને પોર્ટુગલના લોકો ઊઠયા અને ઈંગ્રેજોની મદદથી તેમણે ફ્રેંચોને પોતાના વતન બહાર કાઢી મૂકયા, તેજ પ્રમાણે રશિઆના લોકો પણ નેપોલિઅન સામા ઊઠયા અને તેમણે તેના લશ્કરને મોટી નુકસાનીમાં ઊતારી ઘરભેગું કરી દીધું.



પેનિન્સ્યુલર વિગ્રહ

નેપોલિઅને લગભગ સાડાછ લાખ માણસોના લશ્કર સહિત રશિઆ ઉપર ચડાઈ કરી. ઇ. સ. ૧૮૧૨ના સપ્ટેમ્બરમાં તે મૉસ્કો શહેરમાં દાખલ થયો. પણ ઝાર તેથી ડગ્યો નહી. રશિઆના લોકોએ મૉસ્કો શહેરને બાળી નાંખ્યું અને ફ્રેંચ લશ્કરને મળતાં દાણો–પાણી તથા ઘાસ બંધ કર્યાં. તેથી ઇ. સ. ૧૮૧૩માં નેપોલિઅન પાછો ફર્યો. પણ રસ્તામાં લાખો માણસો બરફથી અને ભુખમરાથી મરી ગયાં અને માત્ર સાઠ હજાર સિપાઈઓ ઘરભેગા થઈ શક્યા. ઉપરાંત એક હજાર જેટલી તોપો રશિઆના હાથમાં ગઈ.

આવી રીતે નેપોલિઅને બંને દેશોમાં હાર ખાધી. છતાં ઇ. સ. ૧૮૧૩-૧૪માં પોતાના શત્રુઓ સામે તે મોટાં લશ્કરો બહાર પાડી શક્યો તે તેની અજબ દક્ષતા પૂરવાર કરે છે.

**નેપોલિઅન સામે ચોથો રાષ્ટ્રસંઘ (Coalition): ઇ. સ. ૧૮૧૨-૧૮૧૪. નેપોલિઅનની એલ્બામાં હદપારીઃ—** રશિઆ ગએલાં ફ્રેંચ લશ્કરો હારી ઘેર પાછાં વળ્યાં; સ્પેઇન તથા પોર્ટુગલમાં ગએલાં ફ્રેંચ લશ્કરો હારી ગયાં. તેથી યૂરોપનાં બીજાં રાજ્યોમાં હિંમત આવી. પ્રશિઆ અને ઑસ્ટ્રિઆ રશિઆ સાથે મળી ગયાં. તેમનાં સંયુક્ત લશ્કરોએ ફ્રેંચ લશ્કરને લાઇપ્ઝિક (Leipzic) પાસે સખ્ત હાર ખવરાવી, ઇ. સ. ૧૮૧૩. આ હારથી ફ્રેંચ લશ્કર જર્મની દેશને ખાલી કરી ચાલી ગયું. એક વખતના અ-જેય એવા નેપોલિઅનને હાર ઉપર હાર ખાતો જોઈ ઇટાલિ, હોલંડ, સ્વિટ્ઝર્લંડ વિગેરે દેશોના લોકોએ પણ તેની સામા થવા હિંમત કરી. મિત્રરાજ્યોનાં લશ્કરોએ પૅરિસ સર કર્યું. ફ્રેંચ પ્રજા શરણ થઈ. નેપોલિઅનને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. મિત્રરાજ્યોના કારભારીઓએ તેને ભૂમધ્ય સમુદ્રમાં આવેલા એલ્બાના ટાપુમાં નજરકેદી તરીકે મોકલી દીધો. નેપોલિઅનની સ્ત્રીને પાર્માનો ટાપુ આપવામાં આવ્યો. સોળમા લૂઈનો નાનો ભાઈ અઢારમા લૂઈનું નામ ધારી ફ્રાંસ દેશની ગાદી ઉપર બેઠો. નવા ફ્રાંસ રાજ્યની સરહદ ઇ. સ ૧૭૯૨ પૂર્વે જેમ હતી તેમ નક્કી કરવામાં આવી. યૂરોપનાં બીજાં રાજ્યો વિષે છેવટનો નિર્ણય હજુ કરવામાં આવ્યો નહી. આ યોજનાને પૅરિસની પ્રથમ યોજના કહેવામાં આવે છે, ઇ. સ. ૧૮૧૪.

હવે યૂરોપનાં રાજ્યોને નીરાંત વળી. તેમણે સહજ એવું માની લીધું કે યૂરોપમાં હવેથી શાંતિ રહેશે અને નેપોલિઅન કે ફ્રાંસનો બંડખોર પક્ષ ફરી સત્તા ઉપર આવી શકશે નહી.

**નેપોલિઅનનું અદ્‌ભુત સાહસઃ ત્રણ માસનો છેલ્લો સંગ્રામ. નેપોલિઅન કેદ. The Hundred Days. વૉટર્લૂઃ ઈ. સ. ૧૮૧૫:—**પણ મિત્રરાજ્યો યૂરોપનું ભાવી વીએના મુકામે નક્કી કરતાં હતાં

ત્યારે તેમને ખબર મળ્યા કે નેપોલિઅન એલ્બા ટાપુથી નાસી છુટયો છે અને ફ્રાંસ આવી પહોંચ્યો છે. નેપોલિઅનના નામની ફ્રેંચો ઉપર જાદુઈ અસર થઈ.* અઢારમો લૂઈ નાસી ગયો. નેપોલિઅન પૅરિસમાં દાખલ થયો. તે પછી પોતાના શત્રુઓ સામે ચાલ્યો, માર્ચ–જૂન, ઇ. સ. ૧૮૧૫. નેપોલિઅનની પાસે લગભગ સવા લાખ માણસોનું લશ્કર હતું. મિત્રરાજ્યોનાં લશ્કરોની સરદારી બ્લુશરને (Blucher) અને વેલિંગ્ટનને (Wellington) આપવામાં આવી હતી. બંનેની પાસે કુલ લગભગ બે લાખ માણસો હતા. લિગ્નિ (Ligni) પાસે બ્લુશર હારી ગયો. પણ ક્વાટર બ્રાસ (Quatre Brass) પાસે ફ્રેંચો હારી ગયા. જૂનની અઢારમી તારીખે વૉટર્લૂના મેદાન ઉપર વેલિંગ્ટન અને નેપોલિઅન સામસામા આવ્યા. સવારના સાડા અગ્યાર વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી વેલિંગ્ટને નેપોલિઅન સામે ભયંકર યુદ્ધ કર્યું. ફ્રેંચો હારી ગયા. સવારે વેલિંગ્ટન અને બ્લુશરનાં લશ્કરો ભેગાં થઈ ગયાં. નેપોલિઅનના લશ્કરનો કચ્ચરઘાણ વળી ગયો. પૅરિસ મિત્રરાજ્યોના હાથમાં ગયું. નેપોલિઅન અમેરિકા નાસી જવા માટે બંદોબસ્ત કરતો હતો. પણ બ્રિટિશ નૌકાઓના પાકા પહેરાને લીધે તે કેદ થયો.§ ઑગસ્ટ માસમાં તેને સેઇન્ટ હેલેનાના ટાપુમાં યૂરોપપાર કરવામાં આવ્યો. ત્યાં ઇંગ્લંડે તેના પર પાકો પહેરો રાખ્યો. નેપોલિઅન ઇ. સ. ૧૮૨૧ના મે માસમાં મરી ગયો.

*પોતાની સામે આવેલા હથિયારબંધ સિપાઈઓ પાસે જઈ તે બોલ્યો: "Soldiers, do you not know your general? If there is one among you who desires to kill his Emperor, let him do it now."

§ નેપોલિઅને ફ્રાંસને કરેલી છેલ્લી સલામ બાયરને નીચેની જુસ્સાદાર કવિતામાં લખી છે, ઈ. સ. ૧૮૧૬:

"Farewell to the Land where the gloom of my glory,
Arose and oveershadowed the Earth with her name;
She abandons me now–but the page of her story,
The brightest or blackest, is filled with my fame.
I have warr'd with a world which vanquished me only,

**વીએનાનું તહ : ઇ. સ. ૧૮૧૫:**—નેપોલિઅન પહેલી વખત શરણ થયો ત્યારથી તે ઠેઠ પૅરિસ બીજી વાર પડ્યું ત્યાં સુધી વીએનામાં ઇંગ્લંડ, પ્રશિઆ, ઑસ્ટ્રિઆ અને રશિઆના પ્રતિનિધિએ વિચાર કરતા હતા. પરિણામે વીએના મુકામે થએલા કોલકરારોથી યૂરોપની પરિસ્થિતિ નક્કી થઈ. ફ્રાંસમાં અઢારમા લૂઈને તેની ગાદી પાછી સોંપવામાં આવી. ઇ. સ. ૧૭૯૧ પ્રમાણે તે દેશની સરહદો નક્કી કરવામાં આવી. લૂઈએ ૪ કરોડ પૌંડનો દંડ ભર્યો. બેલ્જિઅમને અને હોલંડને ઑરેંજના વંશજ નીચે એક રાજ્ય તરીકે મૂકવામાં આવ્યાં. નૉર્વે સ્વીડન સાથે જોડાયું. પ્રશિઆને જર્મનીમાં કેટલોક મુલક મળ્યો. ઑસ્ટ્રિઆને ઇટાલિનો ઉત્તર ભાગ અને ઍડ્રિઆટિક સમુદ્રના કિનારા ઉપરનો કેટલોક ભાગ મળ્યો. રશિઆએ ફિનલૅંડ લીધું. મધ્ય ઇટાલિમાં નાનાં રાજ્યો ઊભાં

---

When the meteor of conquest allured me too far;
I have coped with the nations which dread me thus lonely,
The last single captive to millions in war."
" Farewell to thee, France ! when the diadem crowned me,
I made thee the gem and the wonder of Earth;
But thy weakness decrees I should leave as I found thee,
Decay'd in thy glory, and sunk in thy worth.
Oh ! for the veteran hearts that were wasted,
In strife with the storm, when their battles were won;
Then the Eagle, whose gaze in that moment was blasted,
Had still soared with eyes fixed on victory's sun !
Farewell to thee, France !—but when liberty rallies,
Once more in thy regions, remember me then;
The violet still grows in she depth of thy valleys,
Though withered, thy tear will unfold it again.
Yet, yet I may baffle the hosts that surround us,
And yet may thy heart leap awake to my voice;
There are links which must break in the chain that hasbound us,
Then turn thee and call on the chief of thy choice."

કરવામાં આવ્યાં અને ઑસ્ટ્રિઆ તેમનું રક્ષક બન્યું. સ્પેઈનની અને પોર્ટુગલની ગાદીઓ તેમના રાજવંશોને મળી. સ્વિટ્ઝર્લંડની સ્વતંત્રતા જાળવવા માટે ચારે મોટાં રાજ્યો બંધાયાં. સાર્ડિનિઆને સેવૉય અને નાઇસ મળ્યાં. જર્મનીનાં નાનાં મોટાં રાજ્યો ભેળાં થઈ ઑસ્ટ્રિઆના પ્રમુખપણા નીચે રહે એમ નક્કી થયું. ઈંગ્લંડને (જર્મનીમાં) હેલિગોલેંડ, માલ્ટા, કેઈપ, મૉરિશિયસ, લંકા, ત્રિનિદાદ, ટૉબેગો અને સેઈન્ટ લ્યુશિઆ મળ્યાં; બીજા જીતાએલા દેશો ઈંગ્રેજોએ સૌ સૌને પાછા આપી દીધા. આયોનિઅન ટાપુઓનું રક્ષણ કરવાની સત્તા ઈંગ્લંડને આપવામાં આવી.



વીએનાના કરાર પછીનો યૂરોપખંડ

આવી રીતે યૂરોપ અને ફ્રાંસ વચ્ચેના ત્રેવીસ વર્ષના મહાવિગ્રહનો અંત આવ્યો. નેપોલિઅનની સાર્વભૌમ સત્તાનો નાશ થયો. ઈંગ્લંડે આ મહાવિગ્રહમાં સતત લડાઈઓ કરી હતી, ઈંગ્રેજ નાણાંથી યૂરોપનાં રાજ્યો નેપોલિઅન સામે લડી શક્યાં હતાં, અને ઈંગ્રેજ દરિયાઈ બળથી નેપોલિઅન થાકી ગયો હતો. વિગ્રહનાં છેલ્લા વર્ષોમાં ઈંગ્લંડે સ્પેઈનમાં અને બેલ્જિઅમમાં નેપોલિઅનની સત્તાને તોડી હતી. છતાં વીએનાના તહમાં ઈંગ્રેજ મંત્રીમંડળે ફ્રાંસને ટકાવી રાખ્યું એટલું જ નહી, પણ તેણે પ્રશિઆ અને ઑસ્ટ્રિઆના રાજ્યકર્તાઓને કબજામાં રાખી ફ્રાંસની સત્તાને

નબળી કરવા દીધી નહી અને ફ્રાંસને તેના કેટલાક દરિયાઈ મુલકો પાછા આપ્યા. ફ્રેંચ રાજ્યક્રાંતિનાં નવાં સૂત્રો પ્રમાણે વીએનાના તહ ઉપર સહીઓ થઈ શકી નહી. પોલંડ, ઇટાલિ, સ્પેઇન, બેલ્જિઅમ, જર્મની, નૉર્વે, તુર્કી, સ્પેઇન અને પોર્ટુગલના દરિયાઈ મુલકોમાં રાષ્ટ્રીય સત્તા કે રાજ્યવહિવટ સ્થાપાયો નહી. ઑસ્ટ્રિઆનો મુખ્ય પ્રધાન મૅટર્‌નિક (Metternich) નવા સિદ્ધાંતોનો કટ્ટો દુશ્મન હતો. રશિઆનો ઝાર ઍલેક્ઝાંડર શેખચલ્લી હતો અને મૅટર્‌નિક અને ફ્રાંસનો વકીલ તાલેરાં (Talleyrand) એકમત થતાં ઇંગ્લંડ એકલું કાંઈ કરી શક્યું નહી. ઈંગ્લિંડનું પરદેશખાતું આ વખતે કૅસલ્‌રેના હાથમાં હતું અને કૅસલ્‌રે જૂના જમાનાની પ્રથાનો પક્ષપાતી હતો. યૂરોપની પરિસ્થિતિ ચાર મોટાં રાજ્યોના કબજામાં આવી. ઇંગ્લંડનું રાજ્યતંત્ર એક પેઢી સુધી નેપોલિઅન સામે ટક્કર ઝીલી શક્યું હતું. તેથી યૂરોપ અંજાઇ ગયું. બધે સ્થળે ઇંગ્લંડના રાજ્યતંત્ર જેવા જવાબદાર રાજ્યતંત્રની માગણીઓ થવા લાગી. આવી રીતે વીએનાના કરારથી યૂરોપનો જૂનો યુગ ખલાસ થયો અને નવો યુગ બેઠો. ફ્રાંસની રાજ્યક્રાંતિના સિદ્ધાંતો યૂરોપના દરબારોમાં નહી તો પ્રજાઓની રગેરગમાં ફેલાઈ ગયા. તે સિદ્ધાંતોને નમવા સિવાય તેમનો છૂટકો નહોતો.

**ઇંગ્લંડ અને અમેરિકા: ઇ. સ. ૧૮૧૨–૧૮૧૪:**—ઇંગ્લંડ ફ્રાંસ સામે લડતું હતું ત્યારે અમેરિકા સાથે તેને બે વરસ સુધી લડાઈમાં ઊતરવું પડ્યું. ઈંગ્લિંડની સરકાર અમેરિકાનાં જહાજોની કડક તપાસ કરવા ખાસ આગ્રહ કરતી હતી. તેથી અમેરિકાની સરકારને તેની સામે ક્ષોભ થયો અને પ્રમુખ મેડિસને (Meddison) ઇ. સ. ૧૮૧૨માં ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી. અમેરિકાના રાષ્ટ્રીય (Republican) પક્ષને ઇંગ્લંડના સંસ્થાન કૅનેડાને કબજે કરવું હતું. પણ તેમાં તેમની સરકાર ફાવી નહી. છેવટે ઇ સ. ૧૮૧૪માં ઘેન્ટ (Ghent) મુકામે બંને પક્ષો વચ્ચે સુલેહ થઈ. આ તકથી કૅનેડા અને અમેરિકાનાં રાજ્યો વચ્ચેની સરહદ નક્કી થઈ.

**ઇંગ્લંડ અને હિન્દુસ્તાન: ઇ. સ. ૧૮૦૫–૧૮૧૮:**—આ વખત દરમ્યાન ઇંગ્લંડ હિન્દુસ્તાનમાં પોતાનું પરિબળ વધારતું જતું હતું. વેલેસ્લીએ ટિપુ, મરાઠાઓ વિગેરેને હરાવ્યા હતા અને બ્રિટિશ રાજ્યને હિન્દુસ્તાનમાં સાર્વભૌમ રાજ્ય કર્યું હતું તે આપણે ઉપર જોઈ ગયા. વેલેસ્લી પછી લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર જનરલ થયો. તે હિન્દ આવ્યા કેડે તુરત મરી ગયો. તેથી તેના પછી સર જ્યૉર્જ બાર્લો ગવર્નર જનરલ થયો. તેના વખતમાં બ્રિટિશ સત્તામાં ખાસ વધારો થયો નહી, ઇ. સ. ૧૮૦૫–૧૮૦૯. બાર્લો પછી લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થયો. તેણે જમના અને સતલજ નદીઓ વચ્ચે આવેલાં સીખ રાજ્યોને બ્રિટિશ રક્ષણ નીચે લીધાં અને સીખ મહારાજા રણજિતસિંહ સાથે અમૃતસર મુકામે મૈત્રીનો કરાર કર્યો. તેના પછી માર્ક્વેસ્ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો, ઇ. સ. ૧૮૧૩–૨૩. તેણે નેપાળની ગુરખા સરકાર સામે લડાઈ કરી ગઢવાડ, કુમાઉન વિગેરે ગુરખા પ્રદેશો તાબે કર્યા અને બાજીરાવ પેશવા, અપ્પા સાહેબ ભોંસલે, તથા સગીર મલ્હારરાવ હોળકરનાં લશ્કરોને હરાવી તેમની પાસેથી મહારાષ્ટ્ર, ખાનદેશ વિગેરે પ્રાંતો લીધા અને ભોંસલે તથા હોળકરના રાજવંશોને, અને ગુજરાત–કાઠિઆવાડ તથા રાજસ્થાનના રાજવંશોને બ્રિટિશ સરકારના રક્ષિત બનાવ્યા. હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૮૨૩માં સ્વદેશ ગયો.

આ વખત દરમ્યાન બ્રિટિશ હિંદની રાજ્યવ્યવસ્થામાં અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. પિટ્ટે ઇ. સ. ૧૭૮૪નો કાયદો કરી ઈસ્ટ ઇન્ડિઆ કંપનીના રાજ્યતંત્રને બ્રિટિશ પ્રધાનમંડળ તળે મૂકયું હતું. ઇ. સ. ૧૭૯૩માં અને ઇ. સ. ૧૮૧૩માં કંપનીનો પટ્ટો નવો કરવામાં આવ્યો. તેમાં હિંદ સાથેના બ્રિટિશ વેપાર ઉપર મૂકવામાં આવેલા કેટલાક અંકુશોને દૂર કરવામાં આવ્યા. હિંદમાં ગવર્નર જનરલોએ તથા મુંબઈ અને મદ્રાસ ઇલાકાના ગવર્નરોએ કાયદાની અદાલતો સ્થાપી, જમીનના મહેસૂલ માટે યોગ્ય બંદોબસ્ત કર્યો, વિદ્યાવિકાસ માટે શિક્ષણસંસ્થાઓ સ્થાપી, અને લોકોને સુખસવડ મળે તે માટે યોગ્ય કામ કર્યું.

---

# પ્રકરણ ૧૦મું

## ત્રીજો જ્યૉર્જ (ચાલુ)

### આંતર કારભાર: ઇ. સ. ૧૮૦૩–૧૮૨૦

### આંતરરાષ્ટ્રીય રાજકારણ: ઇ. સ. ૧૮૧૫–૧૮૨૦

### રાજાનું મરણ: ઇ. સ. ૧૮૨૦

**આંતર કારભાર: ઇ. સ. ૧૮૦૩–૧૮૨૦:**—ઉપર આપણે ઇ. સ. ૧૮૦૨થી ઇ. સ. ૧૮૧૫ સુધીનો ઇંગ્લંડ અને યૂરોપનાં રાજ્યો વચ્ચેનો પરસ્પર વ્યવહાર જોઈ ગયા. અહીં આપણે તે વરસો દરમ્યાન ઇંગ્લંડના આંતર કારભારને ટૂંકામાં તપાસીશું.

નેપોલિઅન સામે ઇ. સ. ૧૮૦૨માં યુદ્ધ જાહેર કરવામાં આવ્યું ત્યારે ઍડિંગ્ટન (Addington) મુખ્ય પ્રધાન હતો. પ્રથમ નાનો પિટ્ટ કારભારી મંડળથી અલગ રહ્યો હતો. જ્યારે વિગ્રહ શરુ થયો ત્યારે એડિંગ્ટનને પોતાને જ લાગ્યું કે પિટ્ટ તથા બીજા અનુભવી મુસદ્દીઓ પ્રધાનમંડળમાં દાખલ થાય તો દેશ યુદ્ધ સારી રીતે કરી શકે પિટ્ટ તો પોતાના રાજકારણના શત્રુ ફૉકસને પણ મંત્રીમંડળમાં બેસવા દેવો એવો વિચાર ધરાવતો હતો. પણ રાજાને તે ગમ્યું નહી. એડિંગ્ટને† રાજીનામું આપ્યું એટલે પિટ્ટ પોતે ફરી મુખ્ય પ્રધાન બન્યો; ઇ. સ. ૧૮૦૪. પણ એ વખતે તેની તબીઅત ઘણી નરમ રહેતી હતી. તેથી કારભાર ઉપર તે સારું ધ્યાન આપી શકતો નહોતો. તેના વખતમાં નેપોલિઅનની સત્તા પૂર્ણ કળાએ પહોંચી. ઑસ્ટરલિટ્ઝના મેદાન ઉપર નેપોલિઅને ઑસ્ટ્રિઆનાં અને રશિઆનાં લશ્કરોને સખ્ત હાર આપી તે ખબર પિટ્ટને જ્યારે

---

†Once more doth Pitt deem the land crying loud to him—
Frail though and spent, and an hungered for restfulness,
Once more responds he, dead fervours to energize,
Aims to concentre, slack efforts bind.

Thomas Hardy, *The Dynasts*, Act I, Sc. 3.

પહોંચાડવામાં આવી ત્યારે તે બોલી ઊઠયો કે " Roll up this map of Europe. It will not be wanted these ten years." આ સમાચાર મળ્યા પછી પિટ્ ભગ્નાશ થઈ ગયો. ઇ. સ. ૧૮૦૬ના જાન્યુઆરિ માસમાં તે મરી ગયો.‡

**પિટ્ ઉપર કેટલાએક વિચારો:**—કેટલાએક લેખકો એમ કહે છે કે ઇ. સ. ૧૭૮૪થી તે ઇ. સ. ૧૭૯૩ સુધી પિટ્ વ્હિગ હતો; અને ઇ. સ. ૧૭૯૩થી એટલે ફ્રાંસ સામે યુદ્ધ શરુ થયું ત્યારથી, તે એકદમ ટોરિ થઈ ગયો. (ઓગણીસમી સદીનો વ્હિગ લેખક મૅકૉલે આ મતનો હતો.) પણ તે મત યોગ્ય નથી. પહેલેથી જ પિટ્ શુદ્ધ ટોરિ હતો. તેનો બાપ ચૅથમ પણ શુદ્ધ ટોરિ હતો. બંનેએ, અને ખાસ કરીને નાના પિટ્ટે, ત્રીજા જ્યૉર્જના શિક્ષક અને સલાહકાર બૉલિંગ્બ્રોકના "Patriot King" નામના ગ્રંથના સિદ્ધાંતો પ્રમાણે કારભાર કર્યો. પિટ્ટે તાજની એટલે રાજાની સત્તાને ફરી સ્થાપી; પણ તે સાથે તે સત્તાને તેણે પ્રજામતને અનુકૂળ બનાવી. તેણે રાજાના સિદ્ધાંતોને લોકપ્રિય બનાવ્યા. પિટ્ એમ માનતો હતો કે જ્યાં સુધી પ્રજા કોઈ પણ સુધારાને ઇચ્છે નહી અને માગે નહી ત્યાં સુધી કારભારીઓએ તે સુધારાને ઇચ્છવા કે આપવા નહી. તે એમ માનતો હતો કે જૂનાં ધોરણોનો નાશ કદિ થવો જોઈએ નહી; અને જૂની સંસ્થાઓને નવા જમાનાને માત્ર અનુકૂળ બનાવવી જોઈએ.

પિટ્ટે બીજા લોકોના વિચારો વ્યવહારમાં મૂક્યા. તેણે કોઈ નવો વિચાર પ્રજા સમક્ષ ધર્યો નહોતો. તેણે બ્રિટિશ હિન્દના રાજ્યતંત્રને સુધાર્યું; પણ તે સુધારણા તેણે ફૉક્સના ધોરણ ઉપર કરી. હાઉસ ઑફ્ કૉમન્સના બંધારણમાં તેણે સુધારો કરવા પ્રયાસ કર્યો; પણ તે માટેના વિચારો તેણે અર્લ ચૅથમ પાસેથી અને ફૉક્સ તથા વિલ્કસ પાસેથી લીધેલા. તેણે

---

‡**મારમિઅન**ની પ્રસ્તાવનામાં સ્કૉટ પિટ્નાં કેવાં યશોગાન ગાય છે!

Now is the stately column broke;
The beacon-light is quenched in smoke,
The trumpet's silver sound is still,
The Warder silent on the hill.

આયર્લૅંડ માટે કારભારની યોજના કરી. પણ તે યોજના મુખ્યત્વે ગ્રૅટન જેવા આઇરિશ મુસદ્દીઓની હતી. કરપદ્ધતિમાં તેણે ઍડમ સ્મિથના ગ્રંથને પ્રમાણભૂત માન્યો; ફ્રાંસ સામે વિગ્રહ કરવામાં તે ડંડાસના મત મુજબ વર્તતો; પરરાજ્યો સાથેના વ્યવહારમાં તે ગ્રૅનવિલના મત મુજબ ચાલતો.

પિટ્ના કારભાર દરમ્યાન જવાબદાર રાજ્યતંત્રની પ્રગતિ થઈ. તે ખરો મુખ્ય પ્રધાન હતો. મંત્રીમંડળના બધા સભાસદો પિટ્ની આજ્ઞા પ્રમાણે વર્તતા. પાર્લમેન્ટમાંની તેની આગેવાની પૂરેપૂરી હતી. તેણે રાજાની તાબેદારી પણ ભોગવી નહોતી. તેથી તેના વખતમાં પાર્લમેન્ટની સત્તા વધી અને લોકો રાજકારણને વધારે સમજતા થયા.

ઇ. સ. ૧૭૯૩ની સાલથી પિટ્ કારભારને નકામો કડક કરી નાંખ્યો. એવી કડકાઇની બીલકુલ જરુર નહોતી. તેણે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં કરેલી ૧૪૦ નવા અમીરોની ભરતીથી તે હમેશાં તે સભામાં બહુમતી મેળવી શકતો. એટલી મોટી ભરતી કોઇ પ્રધાને કરી નહોતી.

પિટ્ અનેક બાબતોમાં હરીફ ફૉક્સથી ઊતરતો. ફૉક્સ દૂર દૂરના ભવિષ્યને જોઈ શકતો. પિટ્માં તેવું દર્શન જોવાની શક્તિ નહોતી. ફ્રાંસ સામે લડાઈ કરવામાં તેને નિષ્ફળતા મળી તે ચોક્કસ છે. તેમાંની કેટલીક જવાબદારી ઈંગ્લંડનાં મિત્રરાજ્યો, પ્રશિઆ વિગેરેનાં સડેલાં રાજ્યતંત્રોની રહેવી જોઈએ. છતાં પિટ્ તે બાબત સ્પષ્ટપણે કળી શકયો નહી. ફ્રેંચ રાજ્યક્રાંતિના ખરા હાર્દને તે યોગ્ય રીતે સમજી શકયો નહી.

છતાં, એકંદર, પિટ્ ઈંગ્લંડના મહાન્ પુરુષોની કોટિમાં ચોક્કસ આવશે. યૂરોપમાં તે જીવ્યો ત્યાં સુધી તેના જેવો બીજો કોઈ પ્રજાપ્રિય મુસદ્દી પ્રકાશમાં આવ્યો નહી.

**ફૉક્સનું મરણઃ**—પિટ્ મરી ગયા પછી થોડા મહીના બાદ તેનો હરીફ ફૉક્સ પણ મરી ગયો. ફૉક્સ અર્લ ઑફ ચેથમના હરીફ અર્લ હોલંડનો પુત્ર હતો. પ્રથમ તે ટોરિ પક્ષનો હતો. પણ પાછળથી તે વ્હિગ પક્ષમાં ભળી ગયો હતો. ઇ. સ. ૧૭૮૩માં તે મુખ્ય પદે હતો. ઇ. સ. ૧૮૦૬માં તે પાછો મંત્રીમંડળમાં દાખલ થઈ શકયો હતો. તે રાજાનો ઘણો અળખામણો થઈ ગયો હતો. તે મરણપર્યંત પોતાના વ્હિગ સિદ્ધાંતોને

વળગી રહ્યો. હિન્દુસ્તાનના લોકો તરફ ઈંગ્રેજોએ સદ્ભાવ રાખવો જોઈએ, અમેરિકાનાં સંસ્થાનોને અને આયર્લંડને સ્વતંત્રતા મળવી જોઈએ, મંત્રીમંડળે હમેશાં પાર્લમેન્ટને અને પ્રજાને જવાબદાર રહેવું જોઈએ, ગુલામી સદંતર બંધ થવી જોઈએ, પાર્લમેન્ટમાં લોકોનું પ્રતિનિધિત્વ વધવું જોઈએ, વર્તમાનપત્રો સ્વતંત્ર રહેવાં જોઈએ, એ એના રાજકારણનાં મુખ્ય સૂત્રો હતાં, અને તે તમામ સૂત્રો સ્વીકારવામાં આવ્યાં છે. ફૉક્સનું જીવન ઊડાઉ, લંપટ, વ્યસની, અને જુગારી હતું. પણ તે સાહિત્યનો અને કળાનો મોટો ઉપાસક હતો. રાજકારણના ઇતિહાસમાં ફૉક્સનું સ્થાન ઊંચું છે, અને ઓગણીસમી સદીના "લિબરલ" પક્ષનો તે આદિ પુરુષ ગણાય છે.

**ગ્રૅન્‌વિલ: પૉર્ટલેંડ: પર્સિવલ: ઇ. સ. ૧૮૦૯–૧૨:—** પિટ્ટના મરણ પછી રાજાએ ગ્રૅન્‌વિલને અને પૉર્ટલેંડને મુખ્ય પ્રધાનપદ આપ્યાં. આ મંત્રીમંડળમાં ફૉક્સ હતો અને તેને પરદેશખાતું સોંપવામાં આવ્યું હતું. તેમણે ગુલામીનો વેપાર બંધ કરાવ્યો. ગ્રૅન્‌વિલે રોમન કૅથૉલિકોને લશ્કરમાં દાખલ થવાની દરખાસ્ત રાજા પાસે રજુ કરી. પણ રાજા તેથી નારાજ થયો અને બીજી વાર એવી દરખાસ્ત ન લાવવાનું વચન મંત્રીઓ પાસે માગ્યું. પણ ગ્રૅન્‌વિલે તેવું વચન આપવા ના પાડી. તેથી તેના કારભારનો અંત આવ્યો, ઇ. સ. ૧૮૦૭.

રાજા જ્યૉર્જે હવે પૉર્ટલેંડને અને પર્સિવલને મુખ્ય કારભારીઓ બનાવ્યા. તેમણે કૅનિંગને પરદેશખાતું સોંપ્યું અને કૅસલરેને લશ્કરખાતું સોંપ્યું. પર્સિવલ બાહોશ *વક્તા હતો અને તે પ્રામાણિક હતો. ઇ. સ. ૧૮૧૨માં તેનું ખુન થતાં અર્લ લિવર્પૂલ મુખ્ય પ્રધાન થયો.

**લિવર્પૂલનો કારભાર: ઇ. સ. ૧૮૧૨-૧૮૨૭:—**અર્લ ઑફ લિવર્પૂલનો કારભાર ઇ. સ. ૧૮૨૭ સુધી ટક્યો. આ વખત દરમ્યાન રાજા ત્રીજો જ્યૉર્જ આંધળો થઈ ગયો હતો અને તેને ચિત્તભ્રમનો વ્યાધિ

---

*ગ્રૅટને (Grattan) પર્સિવલની નીચે પ્રમાણે નોંધ લીધી છે: "He was not a first-rate line of battleships, but he was a first-class cruiser out in all weathers."

લાગુ પડયો હતો. તેથી રિજેન્ટ તરીકે પ્રિન્સ ઑફ વેઇલ્સ કામ કરતો હતો; જો કે તે માટે પાર્લમેન્ટે કેટલીક અગત્યની શરતો કરી હતી. લિવર્પૂલના કારભાર દરમ્યાન ઇંગ્લંડ અને નેપોલિઅન વચ્ચે જીવસટોસટીનું યુદ્ધ ચાલતું હતું. લોકોમાં નાદારી અને બેકારી વધી ગયાં. ઔદ્યોગિક ક્રાંતિને લીધે જૂના કારીગરો ધંધા વગરના થઈ ગયા. તેમણે તોફાનો કર્યાં. લડાઈ પૂરી થયા પછી વેપારમાં મંદી બેઠી. ખાધાખોરાકીના ભાવોમાં તેજી થઈ. લશ્કરોને રજા થતાં હજારો સૈનિકો ધંધા વગરના થઈ ગયા. નવા વેપારીઓએ પાર્લમેન્ટમાં પ્રતિનિધિત્વ માગ્યું અને વેપાર ઉપરના અંકુશોને કાઢી નાંખવાનો આગ્રહ કર્યો. કારખાનાંમાં જે માલ તૈયાર થતો હતો તેના ખપ માટે પરદેશમાં કોઈ બજારો નહોતાં. પરદેશથી ઘઉં દેશમાં આવતા હોવાથી ઘઉં સોંઘા થતાં ખેડુતોને ઘણું નુકસાન ગયું; અને જ્યારે ખેડુતોને નુકસાનીમાંથી ઊગારવા માટે પરદેશથી આયાત થતા ઘઉંની થોડીક બંધી કરી ત્યારે લોકોને ઘરખર્ચ વધી ગયું. પરિણામે લોકો જમીનના માલિકોની સામા થયા. કારીગરો યંત્રોના ઉપયોગની સામા થયા. વેપારીઓ સરકારની વિરુદ્ધ થયા. અનેક ઠેકાણે બખેડાઓ થયા. એક ઠેકાણે મજૂરોએ યંત્રોને ભાંગી તોડી નાંખ્યાં. (જે Luddite Riots કહેવાય છે.) કેટલાએક બેકાર લોકોએ પોતાનાં દુ:ખોની કહાણી મંત્રીઓને પહોંચાડવા સરઘસ કાઢયાં. (જેમાં Blanketeersનું સરઘસ જાણીતું છે.) કયાંક તો પ્રધાનોનાં ખુન માટે તૈયારીઓ થઈ હતી. (જેમાં Cato street conspiracy જાણીતી છે.)

પ્રધાનમંડળને આ વખતે ઘણું મહત્ત્વનું કામ કરવાનું હતું. રાષ્ટ્રનાં દેવાંને ઘટાડવાની જરુર હતી. લડાઇના સમયમાં પ્રજા ઉપર કરનો જે બોજો લાદવામાં આવ્યો હતો તેને ઘટાડવાની જરુર હતી. મજૂરોની અને કારીગરોની સ્થિતિને સુધારવાની હતી. ચલણમાં સુધારો થવાની જરુર હતી. પણ પ્રધાનોમાં આ કામોને પાર પાડવાની ખાસ શક્તિ નહોતી. તેથી દેશનો અ–સંતોષ વધી ગયો.

એ વખતે હન્ટ અને બીજા વક્તાઓ પાર્લમેન્ટને સુધારવાના વિષય ઉપર ભાષણો આપી લોકોને ઉશ્કેરતા હતા. એક વાર આવું ભાષણ સ્પા ફીલ્ડઝ

(Spa fields) મુકામે થતું હતું ત્યારે લોકો અને પોલિસ વચ્ચે ઝપાઝપી થઈ. મૅન્ચેસ્ટરમાં પણ એવો જ બનાવ બન્યો.(જે Manchester Massacre અને Petuloo Massacre તરીકે ઓળખાય છે.) લોકોના વધતા જતા અ-સંતોષને દાબી દેવા માટે પ્રધાનોએ સખ્તાઈ કરી. તેમણે જાહેર સભાઓ, સ્વયંસેવકો, અને વર્તમાનપત્રો સામે કાયદાઓ કર્યા. હેબિઅસ કૉર્પસ ઍક્ટનો અમલ બંધ કરાવ્યો, આગેવાન વક્તાઓ ઉપર કામ ચલાવ્યું, મૅજિસ્ટ્રેઈટોને ભયંકર સત્તાઓ આપી, નજીવા કારણુસર અનેક લોકો ઉપર રાજદ્રોહના આરોપ ઉપર કામ ચલાવી તેમને સખ્ત સજા પહોંચાડી, અને પ્રજાની વ્યાજબી માગણીઓને પણ સંતોષવાની ના પાડી. પરિણામે ઇંગ્લંડની પ્રજાનો ક્ષોભ અતિ તીવ્ર થયો.

છતાં લિવર્પૂલના કારભાર દરમ્યાન થોડીએક પ્રગતિ થઈ તેની અહીં નોંધ લેવી જોઈએ. તેણે કેટલાક નકામા હોદ્દાઓ કાઢી નાંખ્યા, કેળવણીના વિકાસ માટે તપાસ કરાવી, પોસ્ટ ઑફિસ સાથે સેવિંગ બૅંકો સ્થાપી અને દેશના ચલણમાં સુધારો કર્યો.

નીચે આ ટોરિ પ્રધાનોનું આંતરરાષ્ટ્રીય રાજકારણ આપવામાં આવ્યું છે.

**આંતરરાષ્ટ્રીય રાજકારણ : ઈ. સ. ૧૮૧૫–૧૮૨૦. પ્રજાવાદ સામે પ્રયાસઃ**—ઇ. સ. ૧૮૧૫માં વીએના મુકામે યૂરોપનાં રાજ્યોના મુસદ્દીઓએ યૂરોપની નવી પરિસ્થિતિનું નિર્માણ કર્યું તે આપણે ઉપર જોઈ ગયા. તે કરારની કેટલીક કલમો નવી પરિસ્થિતિને બરોબર પહોંચી શકી નહોતી તે પણ આપણે ઉપર જોઈ ગયા યૂરોપના તે વખતના મુસદ્દીઓ પ્રજારાજ્યના સિદ્ધાંતોને પસંદ કરતા નહોતા અને ફ્રાંસના પ્રજા-વાદની કડકાઈને અને ખુનખોરીને આગળ ધરી તે સિદ્ધાંતનો તેઓ ખાસ તુચ્છકાર કરતા હતા. માત્ર ઇંગ્લંડ દેશ તેમાં અપવાદ હતો. યૂરોપમાં એ વખતે પ્રજાવાદ ચોતરફ ફેલાતો હતો. જર્મનીમાં, ફ્રાંસમાં, સ્પેઈનમાં, ઇટાલિમાં, ઈંગ્લંડમાં, આયર્લંડમાં, ઑસ્ટ્રિઆ-હંગરીમાં તથા તુર્કીના યૂરોપીય પ્રદેશોમાં નવો જમાનો શરુ થઈ ગયો હતો અને નવા જમાનાની પ્રજાઓ રાજ્યતંત્રમાં ભાગ માગતી હતી. પ્રજાવાદનો આ પવન દક્ષિણ અમેરિકામાં

આવેલાં સ્પેઈન અને પોર્ટુગલનાં બ્રાઝિલ વિગેરે સંસ્થાનોમાં ગયો. ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને રશિઆ એ રાજ્યોના કારભારીઓ આ પ્રજાવાદની સામા થયા. ઈટાલિમાં ઑસ્ટ્રિઆનું રાજ્ય હતું. જર્મનીમાં ઑસ્ટ્રિઆ ખાસ વગ ધરાવતું હતું. રશિઆના ઝારને પોલંડ વિગેરે પ્રદેશોમાં પ્રજાવાદ ચાલે તે કેમ પોસાય ? તેથી તેના મંત્રીઓએ ઑસ્ટ્રિઆનો સાથ કર્યો.

આ રાજ્યોએ "Holy Alliance" – "હોલિ અલાયંસ"ને સહી આપી. તેમણે તે કરારથી એવું જાહેર કર્યું કે ઇ. સ. ૧૮૧૫ની નિર્ણીત કરેલી પરિસ્થિતિમાં કોઈ રાજ્યે ક્રાંતિવાચક ફેરફારો કરવા નહી; અને દરેક રાજ્યે પોતાની પ્રજા ઉપર ખ્રિસ્ત કાનુનો પ્રમાણે અમલ કરવો. સુલેહ, ધર્મ અને ન્યાય પ્રમાણે યૂરોપનાં રાજાપ્રજા બંનેએ વર્તવું, અને તેમાં કોઈ પ્રજા તરફથી વિક્ષેપ નડે તો કરારના પક્ષકારોએ પરસ્પર મદદે જવું. આ કરારથી યૂરોપના દેશોમાં જૂના વિચારોના પક્ષકારો ફાવી ગયા. તેમણે ફ્રેંચ રાજ્યક્રાંતિ ( રેવોલ્યુશન )નાં સૂત્રોનો છચોક તિરસ્કાર કર્યો. જ્યાં જ્યાં પ્રજામત વ્યક્ત થયું ત્યાં બધે ઠેકાણે તેમણે તેના આગેવાનોને એકદમ દાબી દીધા.

ઇંગ્લંડમાં આ વખતે કૅનિંગ (Canning) અને કૅસલરે (Castlereagh) પરદેશખાતાના તથા લશ્કરના મુખ્ય પદે હતા. તેમને આ હોલિ અલાયંસની યોજના અ-વ્યાવહારિક લાગી અને તેનો પ્રજામતનો તિરસ્કાર તેમને રુચ્યો નહી. તેથી ઇંગ્લંડની સરકારે એ અલાયંસની યોજનાને સંમતિ આપવા ના પાડી.

હોલિ અલાયંસનું માઠું પરિણામ આવ્યું. યૂરોપની પ્રજાઓને રાજ્યના કારભારમાં અને લોકસભાઓ ( Lagislatures )માં ભાગ મળતાં વાર લાગી. ઈટાલિ, જર્મની, બેલ્જિઅમ વિગેરે દેશોની પ્રજાઓને સ્વતંત્રતા માટે બંડ કરવાં પડ્યાં અને લોહી રેડવાં પડ્યાં. તે યુક્તિથી યૂરોપની સુલેહનો ભંગ થયો. પચાસ વરસો સુધી એવો મામલો રહ્યો. પચાસ વરસ પછી ઇટાલી, જર્મની વિગેરે પરદેશી ધુંસરીથી સ્વતંત્ર થયાં. યૂરોપનાં રાજ્યોને બેલ્જિઅમ, ગ્રીસ વિગેરે દેશોની આંતર પરિસ્થિતિમાં વિક્ષેપ કરવો પડ્યો, અને તે દેશોની સ્વતંત્રતાને કબૂલ કરવી પડી તેવી જ

રીતે તેમને દક્ષિણ અમેરિકામાં આવેલાં સ્પેઈનનાં તથા પોર્ટુગલનાં સંસ્થાનોની સ્વતંત્રતાને પણ કબૂલ કરવી પડી. આ બાબતનો વિચાર હવેના પ્રકરણમાં આપણે જોઈશું.

**રાજા ત્રીજા જ્યૉર્જનું મરણ: ઇ. સ. ૧૮૨૦:—**ઉપર કહેવામાં આવ્યું હતું કે ઇ. સ. ૧૮૧૦ની સાલથી વૃદ્ધ રાજાને અંધાપો આવ્યો હતો અને તે લગભગ બેભાન અવસ્થા ભોગવતો હતો. રાજા ઇ. સ. ૧૮૨૦ના જાન્યુઆરિની ૨૯મી તારીખે કુલ સાત પુત્રપુત્રીઓ મૂકી મરી ગયો. તેના ગુણદોષો આપણે પ્રથમ જ જોઈ ગયા હતા.

---

## પ્રકરણ ૧૧મું

## સમાજ, વાઙ્મય, ધર્મ, ખેતી, વેપાર–રોજગાર, હુન્નર-ઉદ્યોગ, ઔદ્યોગિક ક્રાંતિ. (Industrial Revolution) તેનાં પરિણામો

**બ્રિટિશ–સમાજ:—**આ પ્રકરણમાં આપણે અઢારમી સદીના ગ્રેઈટ બ્રિટનના લોકોની ધાર્મિક, આર્થિક તથા સામાજિક સ્થિતિને તાપાસીશું અને તેમાં પ્રથમ આપણે તે વખતના સમાજને જોઈશું.

**સમાજ:—**ત્રીજા જ્યૉર્જના અમલમાં હિંદુસ્તાનથી અને બીજા દેશોમાંથી મોટી કમાણી કરી જે લોકો સ્વદેશ પાછા ફરતા, તેમને લોકો "નવાબો" કહેતા. સ્વદેશમાં આ "નવાબો" જમીન ખરીદતા, વેપાર કરતા અને પાર્લમેંટમાં ઘૂસતા. તે વખતે પૈસો, વગ, દરજ્જો, રાજ્યસત્તા માત્ર થોડાએક લોકો પાસે હતાં. તે લોકો પાર્લમેંટમાં અને પોતાનાં ગામોમાં સારી વગ ધરાવતા. એમાંના કેટલાએક તો જબરદસ્ત જુગાર અને શરતો ખેલતા. જેમકે ફૉક્સ, જેણે ૨૫ વર્ષની ઉમરે દોઢ લાખ પૌંડ ગુમાવ્યા હતા. એ વખતે સ્ત્રીઓ પણ જુગાર ખેલતી. એ લોકો મોટા દારુડીઆ હતા; છતાં તેઓ રાજ્યકીય બાબતો ઉપર ઉમંગથી વિવાદો કરતા. ફૉક્સ તો નવા વ્હિગોનો સરદાર લેખાતો. તકરાર થતાં લોકો દ્વંદ્વયુદ્ધ કરતા. (જો કે સૈકાની આખરમાં તે પ્રથા ઓછી થઈ ગઈ.)

નાના પિટ્ટે એક વાર પ્રતિપક્ષી ટીર્ની (Tierney) સાથે ખાલી દ્વંદ્વયુદ્ધ કર્યું હતું, જે માટે રાજાએ તેને ઠપકો આપ્યો હતો. તે વખતે ઇંગ્રેજો ફ્રેંચોનો પોશાક પહેરતા. લોકો નાટકોના શોખીન થયા. નાટકોની શિષ્ટતા સુધરી. તેથી અભિનયકળા પણ સુધરી. ગોલ્ડસ્મિથ અને શેરિડન સારાં નાટકો લખી ગયા છે. લોકો જુદી જુદી જાતની સાઠમારીઓમાં રસ લેતા. રસ્તાઓને સુધારવામાં આવ્યા, એટલે મુસાફરી સસ્તી અને સવડવાળી થઈ અને મધ્યમ વર્ગનાં માણસો મુસાફરીના લાભો લઈ શક્યાં. વાચનનો શોખ વધ્યો. એ જમાનામાં છાપાંઓ દ્વારા, પત્રિકાઓ દ્વારા અને પુસ્તિકાઓ (Pamphlets) દ્વારા લેખકો અને વિચારકો પોતાના વિચારોને સમાજમાં ફેલાવતા. ઠેકઠેકાણે વાચનાલયો અને પુસ્તકાલયો સ્થપાયાં. લેખકોએ શૈલીમાં કૃત્રિમતા છોડી સાદી ભાષામાં લખવા માંડ્યું. એ વખતે ઇંગ્લંડમાં પોલિસનો બંદોબસ્ત ઘણો નબળો હતો અને જાનમાલની સલામતી બીલકુલ નહોતી.†

---

†The police in the modern sense had not been created. In the metropolis the watchmen were a corps of Bumbles or Jonathan Wilds. The local government was fortunate if it was gifted with a stupid, lazy, but honest Dogberry. The flogging of women was still a lagal penalty; public elementary education by the state did not exist; our jails and the treatment of prisoners......would have caused King Bomba some twinge of conscience, and were a disgrace to a Christian country, as well as breeding-ground of crime, disease, and vice. × × The sponging house was a familiar institution......A seat (in the House of Commons) could be bought at a known price as easily as a ticket for the opera or the lottery, or the stock of the National Debt......The public service from top to bottom and in every department was clogged and demoralized by pensions, sinecures, and payments by fees enjoyed by functionless drones who absorbed public funds and were a perpetual bar to efficiency. × × × British states-

આ જમાનામાં ઈંગ્લંડમાં નાના ગુના માટે પણ ભયંકર સજાઓ થતી. ચીભડું ચોરનારને ફાંસીની સજા થતી એમ કહીએ તો જરાય અતિશયોક્તિ કહેવાશે નહી. સ્ત્રીઓને જીવતી બાળી મૂકવામાં આવતી. ગુનેગારોને સખ્ત માર પડતો. કેદખાનાંની સ્થિતિ ઘણી ભયંકર હતી; કેદીઓ કેદ પૂરી થયે ઉલટા વધારે ભયંકર ગુનાઓ કરતા. ઇ. સ. ૧૭૭૩થી જ્હૉન હાવર્ડ નામના પરગજુ માણસે આ બાબત ઉપર લોકોનું ધ્યાન ખેંચ્યું. રસ્તાઓ ઉપર જાનમાલની જરાય સલામતી નહોતી. પોલિસ એકદમ નાદાર હતી.

**વાઙ્મય:**—આ સમયમાં ગ્રેઇટ બ્રિટનમાં નામાંકિત લેખકો થઈ ગયા, જેમની કૃતિઓ હિન્દી લોકો ખૂબ આનંદથી વાંચે છે. કાઉપર, બાયરન, બર્ન્સ, બ્લેઈક, શેલી, કીટ્સ, સધી (Southy), વર્ડ્ઝવર્થ, કૉલરિજ એ આ જમાનાના મુખ્ય કવિઓ હતા. ફીલ્ડિંગ અને સ્મૉલેટ એ મુખ્ય નવલકથાકારો હતા. ગોલ્ડસ્મિથનું "*Vicar of Wakefield*" ઈંગ્લંડના મધ્યમ વર્ગનું સુંદર ચિત્ર કહી શકાય. વૉલ્ટર સ્કૉટે ઐતિહાસિક કથાઓ અને કાવ્યો–પોવાડાઓ લખ્યાં. જેઇન ઑસ્ટિન નામની બાઈએ મીઠા વિનોદમાં *Pride and Prejudice, Sense and Sensibility* વિગેરે સમાજને આપ્યાં. શેરિડન સારો નાટકકાર થઈ ગયો. ઇ. સ. ૧૭૮૪માં મોટો લેખક જ્હૉનસન મરી ગયો. તેના પછી ગદ્યસાહિત્યમાં મોટું પરિવર્તન થયું. બૉસવેલે લખેલું જ્હૉનસનનું "જીવનચરિત" અદ્વિતીય ગણાય છે. હ્યૂમે ઇતિહાસ ઉપર સારું લખાણ આપ્યું. ઉત્તમ ઇતિહાસલેખક ગિબન એ વખતે થઈ ગયો. ઇ સ. ૧૭૬૬–૮૮ દરમ્યાન તેણે

---

men had yet to learn that there is only one safe system of insurance against revolution—the conviction in the heart of every citizen, however humble, that he is really a partner in the best life which his state exists to promote.

Pp. 184-86 in *England under the Hanoverians*,
by Robertson.

આ સ્થિતિ સાથે આપણી વર્તમાન દશા સરખાવો; શું આપણી દશા કેટલીક બાબતમાં વધારે સારી નથી?

*Decline and Fall of the Roman Empire* નામની કૃતિ સુંદર ભાષા, વિચારો અને કળાથી સમૃદ્ધ કરીને જગતને આપી. બ્લૅકસ્ટને કાયદાઓ ઉપર પ્રમાણભૂત સાહિત્ય રજુ કર્યું. ઇ. સ. ૧૭૭૬માં ઍડમ સ્મિથનો *Wealth of Nations* નામનો અર્થશાસ્ત્રના ઇતિહાસમાં અદ્ભૂત ગણાતો ગ્રંથ બહાર પડયો. વસ્તી અને ખોરાકી વચ્ચેના સંબંધ ઉપર ઇ. સ. ૧૭૯૮માં માલ્થસે એક ગ્રંથ પ્રસિદ્ધ કર્યો, જે ગ્રંથ હજુ તે વિષય ઉપર અગ્ર સ્થાન ધરાવે છે. રાજકારણમાં બર્કનું નામ હમેશાં પહેલું રહેશે. રાજકારણ અને ચાલુ ઇતિહાસની હકીકતો ઉપર જુનિઅસ અને હૉરેઈસ વૉલ્પોલનાં પત્રો વાંચવા જેવાં છે. ચિત્રકારોમાં રેનૉલ્ડઝ (Reynolds)ની કીર્તિ આખા યુરોપમાં પ્રસરી. વિલિયમ જૉન્સની આગેવાની નીચે હિંદુસ્તાન અને એશિઆ તથા આફ્રિકાના દેશોની સંસ્કૃતિનો અભ્યાસ થયો. પ્રીસ્ટલીએ ઑકિસજન શોધી કાઢયો, હર્શેલે ખગોળમાં નામ કાઢયું, કૂકે ઑસ્ટ્રેલિઆ ખંડ વસાવ્યો, ઇ. સ. ૧૭૬૮–૭૯.

**ધર્મ:**—મેથડિસ્ટોએ ચર્ચમાં નવી જાગૃતિ આણી. પરિણામે Evangelicals નામનો એક નવો પક્ષ ચર્ચમાં ઊભો થયો. આ પક્ષની હીલચાલોથી ગુલામી બંધ થઈ, ગરીબોને મદદ મળી, અને લોકો વધારે ધર્મિષ્ઠ બન્યા. આ લોકો રવિવારની છૂટીના દિવસોએ લોકોને મફત શીખવતા અને અનેક રાત્રીશાળાઓ ચલાવતા.

**ખેતી:**—અઢારમી સદીની અધવચ સુધી ઇંગ્રેજ ખેડુતો જૂના જમાનાના ધોરણ ઉપર ખેતી કરતા. જે ખેતરમાં એક વરસે ખેડ કરી હોય તે જ ખેતરમાં બીજે વરસે ખેડ કરવામાં આવતી નહી. પણ તેને કોરું રાખી દર ત્રીજે વરસે તેની ખેડ થતી. પડતર જમીન ઘણી હતી. પણ ત્રીજા જ્યૉર્જના અમલનાં છેલ્લાં વરસોમાં ખેતીની પદ્ધતિમાં સુધારો થયો. પાક ફરતો ફરતો લેવાતો થયો. પડતર જમીનમાં વાવેતર કરવાનું શરૂ થયું. નાનાં અને છુટાંછવાયાં ખેતરોને એક જથ્થે કરવામાં આવ્યાં. ઢોરની ઓલાદને સુધારવામાં આવી. તેથી ખેતી સુધરી અને ખેડુતોની સ્થિતિમાં ઘણો સુધારો થયો.

**વેપારરોજગાર:**—આ વખતે ઇંગ્લંડે હિંદમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. તેથી હિંદનાં બજારો ઇંગ્રેજ વેપારીઓના હાથમાં આવ્યાં. નેપોલિઅન સામેના યુદ્ધ વખતે પણ ઇંગ્લંડનો દેશાવરનો વેપાર સારો ચાલતો હતો.

**હુન્નરઉદ્યોગ:**—આ જમાનામાં અનેક શોધખોળો થઈ, જેને પરિણામે ઈંગ્લંડના અને યૂરોપના ઉદ્યોગોમાં અને વેપારરોજગારમાં ક્રાંતિકારક ફેરફારો થયા. ઈ. સ. ૧૭૩૮માં જૉન કે (John Kay) નામના માણસે નવું શાળયંત્ર શોધી કાઢયું. તેથી વણકરના ધંધામાં અજબ ફેરફારો થયા અને વણાટકામ વધારે પ્રમાણમાં થઈ શકયું. ઈ. સ. ૧૭૬૭માં હારગ્રીવ્સ (James Hargreaves) નામના વણકરે કાંતવાનું નવું યંત્ર દાખલ કર્યું, જેના ઉપયોગથી કોઈ પણ નાનું છોકરું આઠ મોટા માણસો જેટલું કાંતી શકતું થયું. ઈ. સ. ૧૭૬૪માં જેઈમ્સ વૉટે (James Watt) વરાળયંત્ર શોધી કાઢયું. ઈ. સ. ૧૭૬૯માં આર્કરાઇટે (Arkright) પાણીથી ચાલતું યંત્ર–જળયંત્ર ઉપજાવ્યું. કાર્ટરાઈટ નામના પાદરીએ ચરખાઓ અને શાળો સુધાર્યાં. વેજવુડે (Wedgewood) માટીનાં વાસણો બનાવવાના ઉદ્યમમાં સુધારાઓ દાખલ કર્યા. અત્યાર સુધી લોકો બળતણમાં લાકડું વાપરતા. પણ હવે કોલસો કાઢવાની યુક્તિમાં સુધારો થતાં કોલસાની ખાણોનું કામ વધી ગયું અને જ્યારે હમ્ફ્રી ડેવિ (Humphrey Davy) એ કોલસાની ઊંડી અને અંધારી ખાણોમાં જવા માટે સલામતી ભરેલી દીવાની યોજના (Safety lamp) શોધી કાઢી ત્યારે કોલસાનો ઉદ્યમ ઘણો આગળ ધપ્યો અને કોલસો સસ્તો મળતાં લોકો તે જ વાપરવા લાગ્યા. કોલસો સસ્તો થતાં ઈંગ્લંડના ઉત્તર પ્રદેશોમાં લોઢાનાં કારખાનાં ઊભાં થયાં અને લોઢું સસ્તું થતાં ઈંગ્લંડનો પોલાદનો ઉદ્યમ જગજાહેર થયો. જેઇમ્સ મૅકેડમ (Macadam) નામના માણસે ઈ. સ. ૧૮૧૧માં કંકરની પાકી સડકો બાંધવાનું બતાવ્યું. પામર (Palmer) નામના માણસે વાહનમાં સુધારો કરી કોચ–ઘોડાગાડીની પ્રથા દાખલ કરી, એટલે ટપાલનાં સાધનો સસ્તાં અને વિશેષ સોઈવાળાં થયાં. વરાળયંત્રની શોધથી રેલવે અને સ્ટીમબોટનો જમાનો આવ્યો.

**ઔદ્યોગિક ક્રાંતિ:**—આ શોધખોળોથી ઇંગ્લંડના અને યૂરોપના ઉદ્યમોમાં ક્રાંતિકારક ફેરફારો થયા. રોજ નવાં યંત્રોની શોધ થતી. તે નવાં યંત્રોને ઉદ્યોગમાં લાગુ કરવામાં આવ્યાં. કારખાનાં યંત્રબળથી ચાલવા માંડ્યાં. મુસાફરી સસ્તી અને સોઇવાળી થઈ. જે વેપાર અત્યાર સુધી સ્થાનિક અને પ્રાંતિક હતો તે હવે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય થયો. દેશાવરનો કાચો માલ ઇંગ્લંડમાં સસ્તે ભાવે પોસાવા લાગ્યો. ઇંગ્લંડનાં કારખાનાંમાં તૈયાર થતો માલ દેશાવરમાં જોસભેર ખપવા માંડ્યો. ઇંગ્લંડના લોકો ખેતી કરતા બંધ થયા. આખો દેશ હુન્નરઉદ્યોગપરાયણ અને વેપારપરાયણ થઈ ગયો. મોટાં મોટાં કારખાનાં ઊભાં થયાં. આ કારખાનાંમાં હજારો મજૂરો કામે લાગતા. સ્ત્રીઓ અને બાળકો પાસેથી પણ સખ્ત મજૂરી લેવાતી. દેશનો વેપારરોજગાર વધ્યો. નાની નાની રકમો ભેગી કરી વેપારીઓએ મોટી મુડી ઊભી કરી અને તેવી મુડીથી તેમણે અનેક કારખાનાં સ્થાપ્યાં. ઇંગ્લંડ દેશ આખી પૃથ્વી માટે મોટાં કારખાનાં (Workshop)માં ફેરવાઈ ગયો. આ ફેરફારને અર્થશાસ્ત્રીઓ (Industrial Revolution) ઔદ્યોગિક ક્રાંતિ કહે છે.

**પરિણામો:**—ઔદ્યોગિક ક્રાંતિનાં પરિણામોને હવે આપણે વિચારીએ. હુન્નરઉદ્યોગોમાં આવા મોટા ફેરફારો ઇતિહાસના કોઈ સમયે થયા નહોતા. ઇંગ્લંડને તેનો પહેલો અનુભવ થયો. ઇંગ્લંડ કૃષિપ્રધાન દેશ મટી ઉદ્યોગપ્રધાન દેશ થઈ ગયો. લોઢાનો ઉદ્યોગ જામ્યો. લૅન્કેશિઅરમાં કાપડનાં જંગી કારખાનાં ઊભાં થયાં. બ્રૅડફૉર્ડમાં ગરમ કાપડની મિલો ઊભી થઈ. વહાણવટાનો ઉદ્યમ નવેસર રચાયો અને ઇંગ્લંડનાં જહાજો આખી પૃથ્વીનાં પાણી ઉપર સફર કરવા લાગ્યાં.

ઉદ્યમોની આવી જંગી જમાવટથી દેશની દોલત વધી. મૂલી (Worker) નું મૂલ (Wage) વધ્યું. દેશની વસ્તી વધી. અત્યાર સુધી દક્ષિણના પ્રદેશોમાં લોકોની ગીચ વસ્તી હતી. હવે તેમાં ફેરફાર થયો. દક્ષિણના ગીચ વસ્તીવાળા પ્રદેશોના લોકો હવે ઉત્તર પ્રદેશનાં કારખાનાંમાં કામ કરવા ગયા. મોટાં મોટાં શહેરો વસ્યાં, જેમકે લિવરૂપૂલ, ગ્લૅસ્ગો, ન્યુકૅસલ, મૅન્ચેસ્ટર, બર્મિંગહૅમ વિગેરે. ગામડાં ભાંગી ગયાં. તેમને બદલે

લાખોની વસ્તીવાળાં શહેરો વસ્યાં. લંડન આખી દુનિયાનું વ્યાપારી કેન્દ્ર બન્યું. તેનાં બજારોમાં દેશાવરના ભાવો બોલાતા થયા. અનેક નાની મોટી બેંકો ઊભી થઈ. નાણાંના વિષયનો ઊંડો અભ્યાસ થવા લાગ્યો. અર્થશાસ્ત્રનો શાસ્ત્રીય વિચાર થયો. અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર એ બંનેનો સંબંધ નિકટ થયો. વેપારીઓ રાજકારણમાં આગળ આવ્યા. તેમણે ઈંગ્લંડ દેશના દેશાવર સાથેના વેપારને અંકુશરહિત કરાવ્યો. ઈંગ્લંડમાં અત્યાર સુધી લોકોની ખાધાખોરાકી પૂરતું અનાજ પાકતું હતું. પણ હવે લોકોએ ખેતી તજી દીધી. તેથી ઈંગ્લંડને દેશાવરથી આયાત થતા અનાજ ઉપર તથા દૂધ, માખણ ઉપર રહેવું પડયું.

ઈંગ્લંડમાં અમેરિકાથી, ઑસ્ટ્રેલિઆથી, હિંદથી અને રશિઆથી ઘઉં આવવા માંડ્યા, હિંદથી, અમેરિકાથી અને ઈજિપ્તથી રૂ આવવા માંડ્યું, ઑસ્ટ્રેલિઆથી ઘઉં તથા ગોમાંસનો ખોરાક આવવા માંડયો, અને હોલંડ, બેલ્જિઅમથી માખણ, ચીઝ વિગેરે દૂધનો માલ આવવા લાગ્યો. ઈંગ્લંડનાં સંસ્થાનો અને તાબેદાર દેશોનો વેપાર ઈંગ્લંડને અગત્યનો થયો. ઈંગ્લંડને હવે આખી પૃથ્વી ઉપર નજર રાખવી પડી. ઈંગ્લંડનું સામ્રાજ્ય વધ્યું. ઈંગ્લંડ દેશે બધા મહાસાગરોનું સ્વામિત્વ લીધું.

કારખાનાંમાં કામ કરનારા મજૂરોની સંખ્યા વધી ગઈ. યંત્રો વડે માલ ઉપજાવવામાં આવતો. તેથી પ્રથમ તો તેઓ બેકાર થયા. પણ જેમ જેમ દેશાવરનો વેપાર વધતો ગયો તેમ તેમ બેકારી ઓછી થઈ ગઈ. મજૂરી મોંઘી થઈ. મોટાં કારખાનાંની સ્થાપનાથી માલનું ઉત્પાદન મોટા પાયા ઉપર (Large scale Production) થયું. ઔદ્યોગિક ક્રાંતિ થઈ તે પહેલાંના ઉદ્યમો સ્થાનિક અને નાના હતા. હવે તમામ ઉદ્યમો રાષ્ટ્રીય અને મોટા થયા. નવાં કારખાનાંના માલિકો માલને સસ્તે ભાવે વેચી મોટો નફો કરતા થયા. વેપારીઓ કહે છે તેમ લાખની પાણ થઈ. મજૂરો અને કારખાનાંના માલિકો વચ્ચેનું અંતર વધી ગયું. લાખો મજૂરોને કારખાનાંના દસબાર માલિકો કેવી રીતે ઓળખી શકે? તેથી એક તરફથી કુબેરના ભંડાર જેટલી દોલતનો ઉપભોગ કરનારા થોડા અતિધનાઢ્ય લોકો, અને બીજી તરફ, રોજ રોટલો મળે તેટલું કમાતા લાખોની સંખ્યામાં ઊભરાતા

મજૂરો, ધનિક અને ગરીબ ( Rich and Poor ) મીલકતવાળા અને મીલકત વગરના ( Propertied and Proletariat ) એવા પ્રજાના તદ્દન અલગ અને સ્વાર્થમાં એકદમ જુદા બે વિભાગો પડી ગયા.

પ્રથમ તો, કારખાનાંમાં મજૂરોની સ્થિતિ ઘણી ખરાબ હતી. તેમાં ન મળે હવાઉજાસ, બારીબારણાં, સુખચેનનાં કે આરામનાં સાધનો. તે વખતે વીજળીનાં સાધનો નહોતાં. તેથી ધુમાડો, ખરાબ હવા અને ગીચ વસ્તી, એ કારણોથી શહેરોનો વાસ ઘણો ખરાબ હતો. મજૂરોને રાત-દિવસ કામ આપવામાં આવતું. સ્ત્રીઓનો અને બાળકોનો તેમાં અપવાદ રાખવામાં આવતો નહી. ગર્ભવતી સ્ત્રીઓ, ધાવણાં બાળકોની અને કેડે વળગેલાં બાળકોની માતાઓ, કુમળી વયનાં બાળકો, વૃદ્ધ પુરુષો અને સ્ત્રીઓ બધાંને કામ આપવામાં આવતું. જેમ મજૂરો વધારે, તેમ મજૂરી ઓછી; જેમ મજૂરી ઓછી, તેમ માલનું ઉત્પન્ન સસ્તું; જેમ ઉત્પન્ન સસ્તું, તેમ નફો વધારેઃ એવા અર્થશાસ્ત્રના નિયમો મુજબ નવાં કારખાનાંના માલિકોનો વર્તાવ હતો; અને અર્થશાસ્ત્રના સર્વમાન્ય નિયમોના પાલનની અપેક્ષાએ તેમને દયા, સહાનુભૂતિ, અનુકંપા વિગેરે સદ્‌ગુણોનું ભાન કદિ થતું નહી. કામ સખ્ત, મજૂરી વધારે, આરામનો વખત બીલકુલ નહી, તહેવારો જેમ બને તેમ ઓછા, કારખાનાંના માલિકો સ્વાર્થી અને પૈસાના જ યારી, મજૂરોનું સંગઠન ગેરકાયદેસર એવી સ્થિતિ પ્રથમ થઈ.

**નવો યુગઃ**—ધીમે ધીમે આ વસ્તુસ્થિતિમાં ફેરફાર થયો. મજૂરોનું સંગઠન કાયદેસર થયું. તેમની મજૂરીનો ઓછામાં ઓછો દર નક્કી થયો. તેમનું સંગઠન કાયદેસર થયું. તેઓ હડતાળ પાડી પોતાનું ધાર્યું કરી શકે એવી વ્યવસ્થા થઈ. તેમનાં મહાજનો ( Trade unions : Labour unions ) સ્થપાયાં. રાજ્યે તેમની સ્થિતિને સુધારવા દરમ્યાનગીરી કરી. ગર્ભવતી સ્ત્રીઓને કારખાનાંમાં કામ આપવાની બંધી થઈ. મજૂરી માટે છોકરાંની વય નક્કી કરવામાં આવી. દિવસે કામ કરવાના કલાકોની તથા અઠવાડીઆમાં કામ કરવાના દિવસોની હદ ઠરાવવામાં આવી. કારખાનાં આ કાયદાઓને વશ રહે તે માટે રાજ્ય તરફથી પગારદાર ઈન્સ્પેકટરોની નીમણુક થઈ. કેટલેક સ્થળે મજૂરો અને માલિકો એક થઈ

**ઇંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાંતિ**

કારખાનાં ચલાવવા લાગ્યા. કેટલેક ઠેકાણે માલિકોએ મજૂરોને નફામાં ભાગ આપવાનો પ્રબંધ શરુ કર્યો. લોકોએ સહકારી મંડળીઓ સ્થાપી પોતાની જવાબદારી ઉપર માલ ઉત્પન્ન કરવા માંડયો. માલિકોએ પોતે કારખાનાંની વ્યવસ્થાને સુધારી. તેમણે મજૂરો માટે દવાખાનાં વિગેરે ઊઘાડ્યાં અને તેમનું જીવન સુખી બને તેની ચીવટ રાખવા માંડી.

આ નવી પરિસ્થિતિને જામતાં એક જમાનો લાગ્યો. મજૂરો વ્યવસ્થિત થયા તેથી તેમણે પાર્લમેન્ટમાં પ્રતિનિધિત્વ માગ્યું. તેમણે દેશના ઉદ્યોગોના કારભારમાં ભાગ માગ્યો. તેમણે રાજ્યવ્યવસ્થામાં ફેરફારો માગ્યા. રાજ્યવ્યવસ્થા અત્યાર સુધી વ્યક્તિવાદના સિદ્ધાંતો ઉપર હતી. તે વ્યક્તિવાદનો સિદ્ધાંત હવે ઊડી ગયો. સાયન્સના જ્ઞાનમાં વધારો થતાં નવા રાજ્યસત્તાવાદને અનેરી પુષ્ટિ મળી. રાજ્યે વ્યક્તિગત જીવનમાં દરમ્યાન થવું એ સૂત્ર હવે સર્વમાન્ય થવા માંડયું. આ સિદ્ધાંતનાં કેટલાંક રૂપાંતરો છે. પણ સામાન્ય રીતે તે Socialism-સમાજસત્તાવાદ-કહેવાય છે અને તેનો અતિરેક Communism કહેવાય છે.

રાજ્યની વ્યવસ્થામાં અને સમાજની વ્યવસ્થામાં આ ક્રાંતિઓ ઓગણીસમી સદીનાં છેલ્લાં વરસોમાં સ્પષ્ટ દેખાવા લાગી. પણ તેની ભૂમિકા તે સદીનાં પ્રથમ વરસોમાં તૈયાર થઈ હતી.

---

## પ્રકરણ ૧૨મું

## ઓગણીસમી સદીના ઇંગ્લિશ ઇતિહાસનાં ખાસ લક્ષણો

ઇ. સ. ૧૮૧૫ની સાલ પૂરી થતાં આપણે ઇતિહાસના જુદા યુગમાં પ્રવેશ કરીએ છીએ. આ સદીનું ઇંગ્રેજ રાજ્યતંત્ર પ્રજામતને અનુકૂળ થયું. ઇ. સ. ૧૮૩૨માં હાઉસ ઑફ્ કૉમન્સમાં વેપારીઓના અને શિક્ષિત વર્ગોના પ્રતિનિધિઓને દાખલ કરવામાં આવ્યા; તેથી જમીનની માલિકી ધરાવતી જૂની અમીરાતની સત્તાનો નાશ થયો અને રાજ્યની કુલ સત્તા વેપારીઓના તથા શિક્ષિત સમાજના પ્રતિનિધિઓના હાથમાં આવી; જો કે ઇ. સ. ૧૮૬૫ સુધી જૂની અમીરાતના માણસો મુખ્ય અધિકાર ઉપર ટકી રહ્યા હતા. ઇ. સ. ૧૮૬૭માં શહેરના કારીગરોને મત આપવાનો અધિકાર મળ્યો અને ઇ. સ. ૧૮૮૪માં ગામડાંના મજૂરોને તે અધિકાર મળ્યો, એટલે તે લોકોના પ્રતિનિધિઓ હાઉસ ઑફ્ કૉમન્સમાં દાખલ થયા. તેથી રાજ્યસત્તામાં મજૂરમહાજનોની વગ થઈ અને ઓગણીસમી સદીની આખરનાં વરસોમાં મજૂરમહાજનોના આગેવાનો

પાર્લમેન્ટમાં સારી લાગવગ ધરાવતા થયા; વીસમી સદીમાં તેમની સંખ્યા વધી અને રાજ્યની કુલ સત્તા ઉપર તેઓ આવ્યા. વર્તમાનપત્રોની અને ભાષણોની મદદથી તથા રાજ્યકીય પક્ષો વિશેષ વ્યવસ્થિત થવાથી આ વખતે ઇંગ્રેજ લોકો રાજકારણને વધારે સમજતા થયા. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ લોકમતને અનુસરતી થઈ. આ યુગમાં ઇંગ્લંડનાં સંસ્થાનો, જેવાં કે કૅનેડા, આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ વિગેરેને સ્વરાજ્ય આપવાની પ્રથા ચાલુ થઈ. ઇંગ્લંડની રાજ્યસત્તા હવે સમાજના જીવનના દરેક ક્ષેત્રમાં દરમ્યાન થઈ. રાજ્યની લોકસંગ્રહની પ્રવૃત્તિઓ વધી ગઈ. તેથી સમાજ-સત્તાવાદ–Socialism–નો ઉદય થયો અને સમાજને હિતકારી જે જે પ્રવૃત્તિ હોય તેને રાજ્યહસ્તક કરી લેવી એ સૂત્રનો સ્વીકાર થયો.

આ સદીમાં સાયન્સ (જડવસ્તુવાદ)નો સારો વિકાસ થયો. સાયન્સ (Science)ની શોધખોળોને હુન્નરઉદ્યોગોને લાગુ કરવામાં આવી અને રેલવે, તાર, ટેલિફોન, આગબોટ, વિગેરેથી સમાજના અને રાષ્ટ્રના જીવનમાં મોટા ફેરફારો થયા.

આ યુગમાં ધર્મની બાબતમાં લોકોને પૂરી છૂટ મળી. લોકો શાસ્ત્રીય અને ઐતિહાસિક દૃષ્ટિથી ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા ઈંગ્રેજી ચર્ચમાં વિશેષ સ્વતંત્રતા આવી અને બિશપો તથા કલર્જિઓ લોકોની ધાર્મિક ઉન્નતિ તરફ વિશેષ લક્ષ આપવા મંડ્યા. ઈંગ્રેજ મુસદ્દીઓએ લોકોની કેળવણી માટે બંદોબસ્ત કર્યો.

પરરાજ્યો સાથેના સંબંધમાં ઇંગ્લંડની પ્રવૃત્તિમાં ફેરફાર થયો. આ સૈકામાં ઇંગ્લંડ હિંદુસ્તાનમાં સાર્વભૌમ થયું. ઑસ્ટ્રેલિઆ, આફ્રિકા અને એશિઆમાં ઈંગ્રેજોએ સંસ્થાનો વસાવ્યાં. તેમાંનાં કેટલાંકને કાળક્રમે "સ્વરાજ્ય" આપવામાં આવ્યું. આખી દુનિયા ઉપર ઈંગ્રેજો ફરી વળ્યા. તેથી તેમની રાજ્યનીતિમાં ફેરફાર થયો. દુનિયાનાં તમામ રાજ્યો સાથે ઇંગ્લંડને જુદા જુદા સંબંધો કરવા પડ્યા ઇંગ્લંડનું સામ્રાજ્ય (World Power) જબરદસ્ત સત્તા તરીકે ગણાવા માંડ્યું.

આ સૈકામાં દુનિયાની રાજ્યકીય પરિસ્થિતિમાં જાણવાજોગ ફેરફારો થયા. ઇટાલિમાં અને જર્મનીમાં રાષ્ટ્રીય રાજ્યતંત્રો ગોઠવાયાં. તુર્કીની યૂરોપીય સત્તા નબળી પડી. નવાં બાલ્કન રાજ્યો જન્મ્યાં. અમેરિકા અને જાપાન પ્રથમ પંક્તિનાં રાજ્યોની કોટિમાં આવ્યાં. હિંદમાં અને ચીનમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો જન્મ થયો. રશિઆનું મહારાજ્ય વધ્યું. પરિણામે યૂરોપનાં, એશિઆનાં અને અમરિકાનાં રાજ્યોના પરસ્પર સંબંધોમાં ક્રાંતિકારક ફેરફારો થયા. પ્રજામત કેળવાયું. પ્રજાને રાજ્યતંત્રમાં ભાગ મળ્યો. ઈંગ્લંડના કારભારીઓને સ્વદેશના હિત ખાતર આ બધા ફેરફારો ઉપર ચોક્કસ નજર રાખવાની ફરજ પડી અને દરેક ખંડમાં પોતાનું હિત કાયમ રહે તે માટે તેમને જુદી જુદી પ્રવૃત્તિઓમાં રોકાવું પડયું. ખુદ બ્રિટિશ ટાપુઓમાં વસ્તી વધી; વેપારરોજગાર વધ્યા અને આર્થિક સંપત્તિ વધી; હાઉસ ઑફ કૉમન્સ રાજ્યતંત્રમાં વિશેષ ભાગ લેતું થયું; હાઉસ ઑફ લૉર્ડ્ઝની સત્તા ઘટી; રાજ્યતંત્ર જવાબદાર થયું; તાજની સત્તા ઓછી થઈ; જો કે મહારાણી વિક્ટોરિઆની બાહોશ આગેવાનીને લઈને રાજ્યકુટુંબ કારભારમાં પોતાની વગ સાચવી શક્યું. પણ એ વગ પ્રજા પોતે તેના ખરા સ્વરૂપમાં જોઈ શકી નહી. સાહિત્ય વિગેરે રાષ્ટ્રીય થયાં. આ બધાં કારણોથી ઓગણીસમી સદીનો ઈંગ્લંડનો ઇતિહાસ ખરી રીતે ઈંગ્લંડની પ્રજાનો ઇતિહાસ કહી શકાય.

# પ્રકરણ ૧૪મું

# ચોથો જ્યૉર્જ : ઇ. સ. ૧૮૨૦–૩૦

## ટોરિઓનો કારભાર

**લંપટ રાજા જ્યૉર્જ અને કમનસીબ રાણી કૅરોલિના:—** ઇ. સ. ૧૮૨૦માં ચોથો જ્યૉર્જ રાજા થયો. કુમાર અવસ્થામાં જ્યૉર્જ લંપટ, દારુડીઓ, ક્રૂર, કપટી અને ઉડાઉ હતો અને પોતાના વૃદ્ધ બાપનો કટ્ટો દુશ્મન હતો. તે ફૉક્સ અને તેના વ્હિગ અનુયાયીઓ સાથે મૈત્રી ધરાવતો હતો. પણ બાપની અશક્ત સ્થિતિ દરમ્યાન જ્યારે તે રાજ્યની કુલ સત્તા ધરાવતો થયો, ત્યારે તેણે જૂની મૈત્રી છોડી દીધી અને ટોરિઓને અનુમોદન આપ્યું. રાજા જ્યૉર્જ રાજકારણ સમજી શકતો. તે બુદ્ધિશાળી, વિનયી, સંસ્કારી અને ઇંગ્લંડના ચર્ચનો ઝનુની પક્ષપાતી હતો. તેની રાણી કૅરોલિના મૂર્ખ સ્ત્રી હતી. જ્યૉર્જને તે જરાય ગમતી નહી. રાજાએ એક રોમન કૅથૉલિક વિધવા–મિસિઝ ફિટ્ઝવિલિઅમ–સાથે ખાનગી લગ્ન કર્યું હતું. તેથી તેને રાણી સાથે છૂટાછેડા જોઈતા હતા. કૅરોલિના દેશાવરમાં ફરતી હતી. પણ ત્યાં તેને ઇંગ્લંડની રાણીને ઘટતું માન આપવામાં આવ્યું નહી. તેથી તે ઈ. સ. ૧૮૨૦માં ઇંગ્લંડ પાછી આવી. લોકોએ તેને નિર્દોષ અને દયાપાત્ર માની. છૂટાછેડાની વાતને કારભારીઓએ જતી કરી. લોકો હર્ષઘેલા થઈ ગયા. ત્રણ ત્રણ રાત સુધી તેમણે લંડનમાં રોશની કરી. પણ રાજા એકનો બે થયો નહી. રાજ્યાભિષેક (Coronation) વખતે રાણીને વેસ્ટમિન્સ્ટર એબ્બીનાં બારણાં આગળથી ધક્કો મારી કાઢી મૂકવામાં આવી. આ હડહડતા અપમાન



ચોથો જ્યૉર્જ

પછી તે બિચારી તુરત મરી ગઈ, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૨૭. રાણીના કિસ્સાથી ટોરિઓનો કારભાર ઘણો વગોવાયો.

**લિવર્પૂલનો કારભાર: ઇ. સ. ૧૮૨૦-૨૭. હસ્કિસનનું અર્થશાસ્ત્ર. પીલના સુધારાઓ:**—ચોથા જ્યૉર્જના અમલ દરમ્યાન ટોરિઓનો કારભાર ચાલુ રહ્યો અને પહેલાં સાત વર્ષ સુધી સાધારણ શક્તિનો, અનુભવી, બધાનાં મન સાચવી લેવામાં કુશળ, અને વૃદ્ધ લૉર્ડ લિવર્પૂલ મુખ્ય મંત્રી તરીકે રહ્યો. શરુઆતમાં લંડનમાં કેટલાકોએ કારભારીઓને મારી નાંખવાનું એક કાવતરું કર્યું, પણ તેઓ પકડાઈ ગયા. આ કાવતરું "Cato Street Conspiracy" કહેવાય છે. ઇ. સ. ૧૮૮૨ના ઑગસ્ટમાં કૅસલ્‌રે આપઘાત કરી મરી ગયો. તેથી કૅનિંગ પરદેશ ખાતાનો પ્રધાન થયો. પીલ સ્વદેશ ખાતાનો પ્રધાન થયો. તેણે ઇંગ્લંડના કાયદાઓની ગેરવ્યાજબી સખ્તાઈ રદ કરી અને પોલિસ ખાતાને સુધાર્યું. ઇ. સ. ૧૮૨૩માં હસ્કિસન (Huskisson) વેપારના બોર્ડનો પ્રમુખ થયો. તે પિટ્ટનો ચુસ્ત ચેલો હતો અને અર્થશાસ્ત્રનો સારો માહિતગાર હતો. તેણે જગાતમાં ફેરફારો કરી રેશમી અને ગરમ કાપડના તથા લોઢાના ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું, હિસાબી ખાતું સુધાર્યું, ક્રૉમવેલના વખતથી ચાલતા આવતા "Navigation Act"ને રદ કરી દેશના વેપારને, મુખ્યત્વે વહાણવટાને ઉત્તેજન આપ્યું, મજૂરોનાં મંડળો (Trade Unions)ને કાયદેસર કર્યાં, રાષ્ટ્રીય દેવું ઓછું કર્યું, અને ગેરવ્યાજબી કરો માફ કર્યા. ઇ. સ. ૧૮૨૭ના ફેબ્રુઆરિમાં લિવર્પૂલ માંદો પડવાથી કારભારથી નિવૃત્ત થયો. તેથી કૅનિંગ મુખ્ય પ્રધાન થયો. પણ થોડી જ મુદ્દતમાં તે મરી ગયો, જુલાઈ, ઇ. સ. ૧૮૨૭. નીચે કૅનિંગના કારભારની વિગતો આપી છે.

**કૅનિંગ:**—કૅનિંગ મુખ્ય પ્રધાન થયો ત્યારે તેની ઉંમર ૫૭ વર્ષની હતી. તેણે પરદેશ ખાતાની નાયબ દિવાની અને મુખ્ય દિવાની કરી હતી અને હિંદના બોર્ડમાં, નૌકાખાતામાં, વેપારના બોર્ડમાં અને બક્ષી-Paymaster-તરીકે જુદી જુદી નોકરીઓ કરી હતી. તે ઇ. સ. ૧૮૨૨માં હિંદનો ગવર્નર જનરલ નિમાયો હતો. પણ કૅસલ્‌રેના મરણને લીધે હિંદ

ન જતાં તે પરદેશખાતાનો પ્રધાન થયો. કૅસલરે અને કૅનિંગ વચ્ચે અણબનાવ રહેતો; એક વાર તો બંને વચ્ચે દ્વંદ્વયુદ્ધ થએલું. કૅનિંગ બર્કનો અને પિટ્ટનો ખરો ચેલો હતો. રોમન કૅથૉલિકને છૂટ આપવી, કરપદ્ધતિમાં ઍડમ સ્મિથના અર્થશાસ્ત્ર પ્રમાણે ફેરફારો કરવા, વેપારને છૂટ આપવી; ગુલામી બંધ કરવી, મજૂરોની સ્થિતિ સુધારવી, રાજ્યવહિવટને સુધારવો (પણ પાર્લમેંટના બંધારણને સુધારવું નહી), એમ તે માનતો હતો. કૅનિંગ સારો વકતા અને કવિ હતો.

**કૅનિંગ અને યૂરોપ : ઇ. સ. ૧૮૨૨–૨૭. સ્પેઈન, દક્ષિણ અમેરિકા, ગ્રીસ, પોર્ટુગલ :**—કૅનિંગ જ્યારે લિવર્પૂલના મંત્રીમંડળમાં પરદેશ ખાતાનો પ્રધાન થયો, ત્યારે તેને ચાર બાબતોનો નિકાલ કરવાનો આવ્યો. (૧) ગ્રીકોએ તુર્કીના અમલ સામે બંડ ઊઠાવ્યું હતું અને રશિઆ અને તુર્કી વચ્ચે લડાઈ સળગે એવું ભય રહેતું હતું. (૨) સ્પેઇનના રાજાએ પોતાની પ્રજાના હકો છીનવી લીધા હતા અને ફ્રાંસ તેને મદદ કરવા ઇચ્છતું હતું. (૩) દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોએ સ્પેઈન સામે બંડ ઊઠાવ્યું હતું. (૪) પોર્ટુગલ અને બ્રાઝિલના સંસ્થાનના સંબંધનો ફડચો કરવાની જરુર હતી. કૅનિંગે મિત્રરાજ્યોને જણાવ્યું કે સ્પેઇનની આંતર હકીકતમાં કોઈએ દરમ્યાન થવું નહી. પણ ફ્રાંસે એ સૂત્ર સ્વીકાર્યું નહી અને ફ્રેંચ લશ્કરની મદદથી સાતમો ફર્ડિનન્ડ ફરીથી માડ્રિડની ગાદી ઉપર બેઠો. તેણે પ્રજાના આગેવાનોને ખૂબ સતાવ્યા. કૅનિંગ એ બાબતમાં નાસીપાસ થયો. દક્ષિણ અમેરિકાનાં સ્પેઈનનાં બંડખોર સંસ્થાનોનો વેપાર ઇંગ્રેજોને જોઈતો હતો. તેથી ઇંગ્લંડે આ તમામ બંડખોર સંસ્થાનોને સ્વતંત્ર રાજ્યો તરીકે સ્વીકાર્યાં અને ફ્રાંસને દરમ્યાન થવાનો અવકાશ આવવા દીધો નહી. પોર્ટુગલનો રાજા છઠ્ઠો જ્હૉન બ્રાઝિલ નાસી ગયો હતો તે ઇ. સ. ૧૮૨૦માં સ્વદેશ પાછો આવ્યો. બ્રાઝિલમાં તેનો પુત્ર પેડ્રો રાજા તરીકે જાહેર થયો અને તે દેશ સ્વતંત્ર થયો. પોર્ટુગલમાં કેટલાએક લોકોએ બંડ કર્યું અને ફ્રાંસની મદદ માગી. પણ કૅનિંગે ફ્રાંસની દરમ્યાનગીરીને એકદમ અટકાવી દીધી. તેથી પોર્ટુગલના બંડખોરો દબાઈ ગયા અને બ્રાઝિલની સ્વતંત્રતા પોર્ટુગલે માન્ય કરી. જ્યારે પોર્ટુગીઝ રાજા જ્હૉન મરી ગયો

ત્યારે બ્રાઝિલના રાજા પિટર-જ્હૉનના પુત્ર-વચ્ચે અને જ્હૉનના વારસ બીજા મિગ્યુએલ વચ્ચે તકરાર થઈ. મિગ્યુએલે સ્પેઈનની મદદ માગી. પણ કૅનિંગે એકદમ લિસ્બન તરફ લશ્કર મોકલ્યું; તેથી સ્પેઈને દરમ્યાન થવાનો ઈરાદો જતો કર્યો અને પોર્ટુગલમાં પ્રજાકીય પક્ષની ફત્તેહ થઈ. આ વખતે અમેરિકાનાં સંસ્થાનોના પ્રમુખ મૉન્રો (Monroe) એ એવું જાહેર કર્યું કે અમેરિકા ખંડની બાબતમાં કોઈ યૂરોપી રાજ્યે દરમ્યાન થવું નહી, ઇ. સ. ૧૮૨૩.

આ વખતે ગ્રીકોએ તુર્કી સામે બંડ કર્યું. તે દાબવા માટે તુર્કીના સુલતાને ઇજિપ્તના સુબા મહંમદઅલીના પુત્ર ઇબ્રાહીમપાશાને મદદે બોલાવ્યો. ઇબ્રાહીમે ગ્રીકોને હરાવ્યા. પણ ગ્રીક બંડથી બ્રિટિશ વેપારને ધોકો પહોંચ્યો. રશિઆના ઝારને ગ્રીસ ઉપર પોતાનો કબજો રાખવો હતો. પણ એ રાજ્યનીતિ ગ્રીકોને, સુલતાનને અને કૅનિંગને જરાય રુચતી નહોતી. તેથી બધા પક્ષો વચ્ચે ઇ. સ. ૧૮૨૬ના જાન્યુઆરિ માસમાં સેઈન્ટ પિટર્સબર્ગ મુકામે કરાર કરવામાં આવ્યો, તેમાં સુલતાનના નામના અમલ નીચે ગ્રીસની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી. પણ સુલતાને આ કરાર મંજુર રાખ્યો નહી. કૅનિગે ફ્રાંસને પોતાના પક્ષમાં લીધું. સુલતાનના નૌકાસૈન્યને મિત્રરાજ્યોના નૌકાસૈન્યે નેવેરિનો (Navarino) પાસે હરાવ્યું, ઑક્ટોબર, ઇ. સ. ૧૮૨૭. પણ ઑગસ્ટમાં કૅનિંગ મરી ગયો, એટલે વેલિંગ્ટનના હાથમાં રાજ્યનું સુકાન આવ્યું. તેણે કૅનિંગના ધોરણનો ત્યાગ કર્યો. ઝાર નિકોલસે તુર્કો સામે લડાઈ જાહેર કરી. સુલતાનનું લશ્કર હારી ગયું. પરિણામે રશિઆને કાળા સમુદ્રમાં અને તુર્કોના કેટલાક યૂરોપી પ્રદેશોમાં સારા લાભો મળ્યા, જો કે ગ્રીસ સ્વતંત્ર થઈ શક્યું.

**પરદેશ ખાતામાં નવા ધોરણનો સ્વીકારઃ**—કૅનિંગનું ધોરણ ઇંગ્લંડના પરરાજ્યો સાથેના વ્યવહારના ઇતિહાસમાં ક્રાંતિકારક* ગણાય છે. (૧) કૅનિંગે યૂરોપનાં રાજ્યોના રાષ્ટ્રીય પક્ષોને ઉત્તેજન આપ્યું. (૨) તેણે પરિષદોમાં યૂરોપની પરિસ્થિતિનો વિચાર કરવાની પ્રથાને તોડી નાંખી. (૩) તેણે

*The Man Canning was a revolution in himself-મૅટર્નિક.

ફ્રાંસને અમેરિકામાં અને સ્પેઈનમાં દરમ્યાન થતું અટકાવ્યું.† (૪) કૅનિંગ તુર્કીની યૂરોપી વગ સામો થયો. પણ રશિઆનું બળ વધે એ તે ઇચ્છતો નહોતો. આ બધા મુદ્દાઓ ભવિષ્યમાં પામર્સ્ટને, ડિઝરાઇલિએ અને ગ્લૅડ્સ્ટને પોતાની રાજ્યનીતિમાં સ્વીકાર્યા. (૫) પરદેશ ખાતાનો વ્યવહાર કૅનિંગે પ્રજા સમક્ષ બેધડક મૂક્યો. અત્યાર સુધી આ વિષયમાં પ્રજા કાંઈ પણ જાણી શકતી નહી. (૬) તેણે ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને રશિઆની હોલિ અલાયંસની યોજનાને તોડી નાંખી.

**વેલિંગ્ટનનો કારભાર : ઇ. સ. ૧૮૨૮–૩૦:**—કૅનિંગના મરણ પછી ગોડરિચે (Goderich) થોડા વખત સુધી મુખ્ય પ્રધાનપણું કર્યું. પણ તેના સહકારીઓમાં મતભેદ થતાં તેણે રાજીનામું આપ્યું અને વેલિંગ્ટન કારભારી થયો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૮૨૮. વેલિંગ્ટન પ્રામાણિક, બાહોશ, અને પ્રજાપ્રિય હતો. પણ જુદા જુદા પક્ષને મનાવવામાં તે તદ્દન અશક્ત હતો. તે પોતાના સહકારીઓના વિચારો ઉપર ધ્યાન આપતો નહી. તેથી તેનો કારભાર નિષ્ફળ નીવડયો. તેણે ગ્રીક કિસ્સાને કેવો બગાડી નાંખ્યો તે આપણે ઉપર જોઈ ગયા. પોર્ટુગલમાં તેણે કૅનિંગના ધોરણનો ત્યાગ કર્યો. વેલિંગ્ટને ઇ. સ. ૧૮૨૮માં "ટેસ્ટ ઍક્ટ" અને "કૉર્પોરેશન ઍક્ટ" રદ કર્યા. આ બાબતનો ઇતિહાસ નીચે વધારે વિગતવાર આપ્યો છે.

**આયર્લંડ. કૅથૉલિકોને અપાએલી છૂટ:**—આયર્લંડના કૅથૉલિકોને રાજ્યતંત્રમાં જરાય પ્રવેશ મળી શકતો નહોતો. કૅથૉલિક સવાલ ઉપર

---

†If France occupied Spain, was it necessary in order to avoid the consequences of that occupation, that we should blockade Cadiz? No, I looked another way–I sought meterials of compensation in another hemisphere. Contemplating Spain, such as our ancestors had known her, I resolved that if France had Spain, it should not be Spain with the Indies. *I called the new world into existence to redress the balance of the old.* કૅનિંગના ભાષણમાંથી.

બ્રિટિશ કવિ બાયરને ગ્રીક સ્વતંત્રતાના પ્રશ્નને પોતાની કવિત્વશક્તિથી ઇંગ્લંડની પ્રજા સમક્ષ સુંદર રીતે મૂક્યો હતો, તે ઈંગ્રેજી સાહિત્યનો અભ્યાસી ચોક્કસ યાદ કરે.

પિટે ઈ. સ. ૧૮૦૧માં રાજીનામું આપ્યું, ત્યારથી જુદા જુદા મુસદ્દીઓ તે માટે પાર્લમેંટમાં જુદી જુદી વેળાએ મુસદ્દાઓ, ઠરાવો, વિગેરે લાવતા, પણ એમના પ્રયત્નો સફળ થતા નહી. આયર્લંડમાં સુલેહનો ભંગ થશે એવી ધાસ્તી ઈંગ્રેજ મંત્રીમંડળને હમશાં રહેતી હતી. તેથી તે દેશનો કારભાર અતિ કડક રાખવામાં આવતો. ઇ. સ. ૧૮૧૦માં કેટલાએક આઈરિશ લોકોએ એક કૅથૉલિક કમિટી–કન્વેન્શન–નામનું મંડળ ઊભું કર્યું. પણ આઈરિશ સરકારે તે મંડળોને દાબી દીધાં. તેથી ઇ. સ. ૧૮૨૩માં ઓકૉનેલ (O,Connell) નામના કૅથૉલિક આગેવાને "કૅથૉલિક એસોસિએશન" ઊભું કર્યું. એ મંડળે બધા કૅથૉલિકો પાસેથી કર ઉઘરાવ્યો. દેશનુ રાજ્યતંત્ર તેના સભ્યો સંભાળે એવી આ યોજના હતી. પાર્લમેંટના સભાસદો આ મંડળની આજ્ઞા પ્રમાણે જ ચુંટાતા. ઇ. સ. ૧૮૨૮ના જુલાઈમાં કલૅર કાઉન્ટિ (Clare County)માં ફરી ચુંટણી થઈ. કલૅરનો હાઉસ ઑફ કૉમન્સનો પ્રોટેસ્ટંટ સભ્ય ફિટ્ઝ્જિરલ્ડ હારી ગયો; ઓકૉનેલ ચુંટાયો. પણ તે કૅથૉલિક હોવાથી હાઉસ ઑફ કૉમન્સમાં કાયદેસર બેસી શકે એમ નહોતું. તેથી મંત્રીમંડળની સ્થિતિ ઘણી કફોડી થઈ. તેમને માટે કૅથૉલિકો સામેના કાયદાઓ, અથવા તો ઓકૉનેલની ચુંટણી, એમાંથી એકને રદ કર્યા સિવાય બીજો રસ્તો નહોતો. મંત્રીમંડળમાં પીલ કૅથૉલિક પક્ષનો વિરોધી હતો. પણ જ્યારે તેને સુલેહનો ભંગ થશે એમ લાગ્યું ત્યારે તે સુધારકોના પક્ષમાં ભળ્યો. મુખ્ય પ્રધાન વેલિંગ્ટન એ જ મત ઉપર આવ્યો. રાજા માંડમાંડ મનાયો. રાજ્યકારભારમાં દાખલ થવા માટે કૅથૉલિકો ઉપર જે જે અંકુશો હતા તે બધાને લગભગ દૂર કરવામાં આવ્યા. માત્ર રાજા અથવા તો રાજાનો પ્રતિનિધિ (Regent), ઈંગ્લંડ અને આયર્લંડનો લૉર્ડ ચૅન્સેલર, અને આયર્લંડનો લૉર્ડ લેફ્ટેનન્ટ, એટલા હોદ્દાઓ કોઈ કૅથૉલિક ભોગવી શકે નહી એટલો અપવાદ મૂકવામાં આવ્યો. આ કાયદાથી કૅથૉલિકોને ફાયદો થયો. પણ આયર્લંડના રોમન કૅથૉલિકોને તો પોતાની સ્વતંત્ર પાર્લમેન્ટ ડબ્લિન મુકામે જોઈતી હતી. તેમને ખાસ સંતોષ થયો નહી. હવે ઓકૉનેલે અને તેના સહકારીઓએ ઈંગ્રેજ સામ્રાજ્યના એક પરિપૂર્ણ સંસ્થાન તરીકે, રાજ્યકારભારમાં અને કાયદા કરવાની સત્તામાં આયર્લંડ સ્વતંત્ર થાય એવી હીલચાલ ઉપાડી લીધી.

**ચોથા જ્યૉર્જનું મરણ:**—ઇ. સ. ૧૮૩૦ના જૂનની આખરમાં રાજા જ્યૉર્જ મરી ગયો. તેથી તેનો ભાઈ ડ્યૂક ઑફ્ ક્લૅરન્સ ચોથા વિલિઅમનું નામ ધારણ કરી ગાદીએ આવ્યો.

---

# પ્રકરણ ૧૪મું

## ચોથો વિલિઅમ : ઇ. સ. ૧૮૩૦-૩૭

## લિબરલ પક્ષનો વિજય

**રાજા ચોથો વિલિઅમ:**—નવા રાજાને નૌકાખાતાનો સારો અનુભવ હતો. પણ રાજ્યના કારભારમાં તેણે ધ્યાન આપ્યું નહોતું. તેના વિચારો વ્હિગ હતા. તે સ્વચ્છંદી કે હઠીલો નહોતો; તે ભલો, ઉદાર, સહૃદય, સાદો, વફાદાર, અદલ ઇન્સાફી, કર્તવ્યનિષ્ઠ, દયાળુ અને નિઃસ્વાર્થી હતો. આવા સદ્‌ગુણોને લીધે તે અતિ લોકપ્રિય થયો.



ચોથો વિલિઅમ

**જૂની ટોરિ સત્તાનો અંત:**—વિલિઅમ ગાદીએ આવ્યો ત્યારે જૂના ટોરિ પક્ષની સત્તાના દિવસો ભરાઈ ચૂક્યા હતા. ટોરિઓમાં બે પક્ષો હતા: (૧) એલ્ડન અને એલેનબરોના અનુયાયીઓ, જેઓ કોઈ પણ સુધારાની વિરુદ્ધ હતા. (૨) કૅનિંગના અનુયાયીઓ, જેઓ કૅથૉલિકો અને ડિસેંટરો સામેના કાયદાઓને રદ કરવા ઇચ્છતા હતા, પણ જેઓ પાર્લમેંટના બંધારણમાં સુધારો કરવા ઇચ્છતા નહોતા. વસ્તુતઃ ટોરિ પક્ષમાં ખરી આગેવાની નહોતી; નહીતર બંનેને એક કરી ટોરિ સત્તાને પુનર્જીવન મળી શકત. ખરી રીતે, જૂના ટોરિ પક્ષનું આયુષ્ય હવે પૂરું થઈ ગયું હતું. તે પક્ષના વિચારોમાં નવા સિદ્ધાંતોનું બળ રેડવાની જરુર હતી. તે બળ

સામાન્ય પુરુષો આપી શકે જ નહી. ચાળીસ વર્ષ પછી ડિઝ્રરાયલિએ આ નવું બળ સિંચ્યું, ત્યાં સુધી ટોરિઓ સત્તાથી વિમુખ રહ્યા.

**વેલિંગ્ટનનું રાજીનામું:**—રોમન કૅથૉલિકો અને ડિસેંટરોના ફડચાથી વેલિંગ્ટનનો કારભાર ઘણો અણુમાનીતો થઈ ગયો. ફ્રાંસમાં દસમો ચાર્લ્સ પદભ્રષ્ટ થયો અને લૂઇ ફિલિપિ (Louis Phillippe)ની આગેવાની નીચે નિયંત્રિત રાજ્યસત્તાની સ્થાપના થઈ. બેલ્જિઅમમાં પણ સ્વતંત્રતા માટે ચળવળો ઊભી થઈ. મંત્રીમંડળે આ ચળવળોને અને ઈંગ્લંડના સુધારકોની પ્રવૃત્તિઓને વખોડી કાઢી. વેલિંગ્ટન તો એટલે સુધી બોલી ગયો કે "બ્રિટિશ પાર્લમેંટનું બંધારણ યૂરોપની બધી લોકસભાઓના બંધારણોમાં ઉત્તમ છે અને જ્યાં સુધી પોતે કારભારી હશે ત્યાં સુધી પાર્લમેંટના સુધારાનો સવાલ તે હાથમાં લેશે નહી." તેથી લોકો સુધારાને નામે તોફાને ચડ્યા. ઇ. સ. ૧૮૩૦ના નવેંબર માસમાં સેનાપતિએ કારભારું છોડી દીધું.* તે જ સાથે ટોરિઓની સત્તાનો અંત આવ્યો અને ઘણાં વર્ષો સુધી સત્તાથી ભ્રષ્ટ રહેલા વ્હિગ મુસદ્દીઓનો કારભાર શરુ થયો.

**અર્લ ગ્રે (Earl Grey). ઇ. સ. ૧૮૩૨નો સુધારો. વ્હિગ મંત્રીમંડળ. ઇ. સ. ૧૮૩૦–૩૨:**—વેલિંગ્ટને રાજીનામું આપ્યું એટલે વિલિઅમે વૃદ્ધ, અનુભવી, બાહોશ, પ્રામાણિક અને ચુસ્ત વ્હિગ આગેવાન અર્લ ગ્રેને નવું મંત્રીમંડળ ઊભું કરવા હુકમ આપ્યો. ગ્રેના મંત્રીમંડળના સભ્યો લગભગ વ્હિગ હતા. તેમણે ઍડમ સ્મિથના અર્થશાસ્ત્ર પ્રમાણે વેપારને વિશેષ છૂટ આપી અને ખર્ચમાં તથા કરોમાં ઘટાડો કર્યો; તેમનો મુખ્ય વખત પાર્લમેંટના બંધારણમાં સુધારો કરવામાં ગયો, જેની વિશેષ હકીકત નીચ આપવામાં આવી છે.

**ઇ. સ. ૧૮૩૨નું બિલ: કારણો:**—ઈંગ્લંડના હાઉસ ઑફ કૉમન્સની સભા સત્તરમા સૈકાનાં કાનુનો મુજબ ચુંટાતી. તેના બંધારણમાં સુધારો કરવાની પ્રવૃત્તિ ઇ. સ. ૧૭૬૦થી શરુ થઈ હતી. ફ્રાંસની

---

* વેલિંગ્ટનના ગુણદોષ એક સુંદર વાક્યમાં બતાવવામાં આવ્યા છે: "The Duke had an intellectual contempt for social equals and a social contempt for intellectual equals."

ઉથલપાથલથી, નેપોલિઅન સામેના મહાવિગ્રહથી, ઔદ્યોગિક ક્રાંતિથી, અને મહાવિગ્રહનાં આર્થિક પરિણામોથી તે પ્રવૃત્તિને પાર્લમેંટ બહાર દેશમાં ઘણું સારું પોષણ મળતું. પણ ખુદ્દ પાર્લમેંટમાં એક પછી એક સુધારાની તમામ દરખાસ્તો ટોરિઓના વિરોધથી ઊડી જતી. કેટલાંએક ભાંગી ગએલાં શહેરો Old Sarum, Gratton rotten boroughs–ને પ્રતિનિધિઓ મોકલવાના અધિકારો હતા. ઘણા કિસ્સાઓમાં તો એવી જગ્યાઓ માત્ર નામની હતી. એકાદ બે માણસો હાઉસ ઑફ઼ કૉમન્સમાં બબ્બે પ્રતિનિધિઓ મોકલી શકતા, જ્યારે મૅન્ચેસ્ટર, લીડ્ઝ, બર્મિંગહામ, જેવાં હજારોની વસ્તીવાળાં શહેરોને પ્રતિનિધિ મોકલવાનો બીલકુલ હક નહોતો. પરગણાં (Counties) ને મતાધિકાર એકસરખો હતો. પણ શહેરોમાં તે એકસરખો નહોતો. જમીનના માલિકો પોતાની વતી હાઉસ ઑફ઼ કૉમન્સમાં સભ્યો મોકલતા.* કેટલીક જગ્યાઓના વતનીઓ તો જેઓ વધારે પૈસા આપે તેમને હાઉસ ઑફ઼ કૉમન્સમાં પોતાના પ્રતિનિધિઓ તરીકે મોકલતા. મત આપનારાઓની સંખ્યા (૧૫,૦૦૦ જેટલી) ઘણી ઓછી હતી. ચુંટણીનાં ખર્ચો ઘણાં વધી ગયાં હતાં. લાંચરૂશવતો ખુલ્લે છોગે લેવાતી દેવાતી. આ ગંભીર ખામીઓને એકદમ દૂર કરવાની જરુર હતી. દેશમાં સુધારાને નામે હરહંમેશ તોફાનો થતાં. યૂરોપના કેટલાએક દેશોમાં પ્રજાઓને મતાધિકારો આપવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૩૦માં ફ્રાંસમાં મધ્યમ વર્ગના લોકોના આગેવાનોએ જવાબદાર રાજ્યતંત્ર સ્થાપ્યું હતું. બેલ્જિઅમ હોલંડથી સ્વતંત્ર થવાની હીલચાલ કરી રહ્યું હતું. લોકો એમ કહેવા લાગ્યા કે જો ઇંગ્લંડને વધારે આઝાદ અને સંતુષ્ટ થવું હોય તો હાઉસ ઑફ઼ કૉમન્સના બંધારણમાં સુધારો કર્યા સિવાય છૂટકો જ નહોતો. સુધારકોમાં બે પક્ષો હતાઃ (૧) પહેલો પક્ષ વ્હિગ લોકોનો હતો. તેઓ મધ્યમ વર્ગને મતનો અધિકાર આપવા માગતા હતા. પણ તેથી આગળ જવા તેઓ ઇચ્છતા નહોતા. (૨) બીજો પક્ષ "રૅડિકલ"

---

* "The country belongs to the Duke of Rutland, Lord Lonsdale, the Duke of Newcastle and about twenty other holders of boroughs. They are our masters." Sydney Smith in 1821.

(Radical) વર્ગનો હતો. આ લોકોનો મુખ્ય આગેવાન બ્રૂમ (Brougham) હતો. તેઓ એમ કહેતા કે દરેક પ્રજાજનને મતાધિકાર મળવો જોઈએ, ચુંટણી દર વર્ષે થવી જોઈએ, અને ચુંટણીનાં પરગણાં એકસરખાં હોવાં જોઈએ. આ બીજો પક્ષ હજુ બહુ બળવાન નહોતો. તે પક્ષના અનુયાયીઓમાં લેખકો, ફિલસુફો, અર્થશાસ્ત્રીઓ અને પરગજુઓ હતા. પણ વ્હિગ આગેવાનો તેમની મદદથી પોતાના વિરોધીઓને અને રાજાને સુધારાના પક્ષમાં લાવી શક્યા, અથવા તેમને ના પાડતાં અટકાવી શક્યા. આ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરુર છે.

**સુધારાનાં ત્રણ "બિલો": ઇ. સ. ૧૮૨૮–૩૨:**—અર્લ ગ્રેએ સુધારા વિષે ભલામણો કે સૂચનાઓ કરવા એક નાની સમિતિ નીમી. ઇ. સ. ૧૮૩૨ના માર્ચમાં રસલે હાઉસ ઑફ્ કૉમન્સમાં પહેલું બિલ રજુ કર્યું. પણ તેમાં મંત્રીમંડળ હારી ગયું. તેથી પાર્લમેંટને રજા આપવામાં આવી. નવા હાઉસ ઑફ્ કૉમન્સમાં વ્હિગ લોકોની બહુમતી થઈ. અર્લ ગ્રે ફરી મુખ્ય પ્રધાન થયો. બીજું બિલ હાઉસ ઑફ્ કૉમન્સમાંથી પસાર થયું, સપ્ટેંબર, ઇ. સ. ૧૮૩૧. પણ હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં તે ઊડી ગયું. તેથી રસલે ત્રીજું બિલ દાખલ કર્યું. હાઉસ ઑફ્ કૉમન્સમાં તે સહીસલામતીથી પસાર થયું; પણ અમીરો પાછા સામા થયા. મંત્રીમંડળે રાજાને નવા અમીરો ઉમેરવાની સલાહ આપી. રાજાએ ના પાડી. મંત્રીઓએ રાજીનામું આપ્યું. વિલિઅમે વેલિંગ્ટન, વિગેરે જુદા જુદા આગેવાનોને "દાબી" જોયા. પણ દેશમાં તોફાનો ઉપર તોફાનો થતાં હોવાથી કોઈ આગેવાને નવું મંત્રીમંડળ ઊભું કરવા હા પાડી નહી. તેથી અર્લ ગ્રે પાછો મુખ્ય મંત્રી થયો. જો અમીરો પાછા સામા થાય તો જરુર પડતી સંખ્યામાં નવા અમીરો ઉમેરવા, એવું લિખિત વચન તેણે આ વાર રાજા પાસેથી લઈ લીધું હતું. તેથી જૂન માસમાં સુધારાના બિલ ઉપર રાજાએ સહી આપી. લોકોને જે જોઈતું* હતું તે મળ્યું, જૂન, ઇ. સ. ૧૮૩૨.

**ઈ. સ. ૧૮૩૨ના સુધારાનો મુસદ્દો (Reform Bill of 1832):**—હવે આપણે આ સુધારાના મુખ્ય મુદ્દાઓ તપાસીએ. બે હજારથી ઓછી વસ્તીવાળા ૫૬ કસ્બાઓ (Boroughs)ને એકદમ

---

* The bill, the whole bill, and nothing but the bill.

મતના અધિકારથી બાતલ કરવામાં આવ્યાં. ચાર હજારથી ઓછી વસ્તીવાળા ૩૦ કસ્બાઓમાં દરેકને એને બદલે એક જ મત રહેવા દેવામાં આવ્યું. આ કલમથી કુલ ૧૪૩ જગ્યાઓ ખાલી પડી, જે ૧૪૩ જગ્યાઓ નવાં ૪૪ શહેરો, ૬૫ પરગણાં, ૨૧ કસ્બાઓ, ૮ સ્કૉટ્લંડ અને ૫ આયર્લંડ વચ્ચે વહેંચી આપવામાં આવી. હાઉસ ઑફ્ કૉમન્સની કુલ સંખ્યા ૬૫૮ અગાઉ માફક કાયમ રાખવામાં આવી. કસ્બાઓમાં દસ પૌંડનું વાર્ષિક ઘરભાડું આપનારાઓને, અને પરગણાંમાં ૪૦ પૌંડ આપનારાઓને, તથા કેટલાએક ભાડુતોને મતના અધિકાર મળ્યા. બિલને લીધે કુલ સાડાચાર લાખ નવા મતદારો ઉમેરાયા.

**પરિણામો:**—ઇ. સ. ૧૮૩૨ના સુધારાઓથી મધ્યમ વર્ગના દુકાનદારોને, કારીગરોને, અને ખેડુતોને રાજ્યકારભારમાં પ્રતિનિધિત્વ મળ્યું. જૂના અમીરોની સત્તા એટલે અંશે ઓછી થઈ; પણ ખેડુતોએ અમીરોના ફરમાન મુજબ મતના અધિકારનો ઉપયોગ કર્યો, એટલે અમીરોની સત્તા એકદમ ઓછી થઈ નહી. મજૂરોને અધિકાર આપવામાં આવ્યો નહી. કેટલાએક લેખકો અને રૅડિકલ પક્ષના માણસો, (માનવ જાતને મતનો અધિકાર જન્મસિદ્ધ છે એ મુદ્દા ઉપર) વધારે સુધારાઓ માગતા હતા. તેઓ ઇ. સ. ૧૮૩૨ના સુધારાથી નિરાશ થયા. એ લોકોએ વિશેષ સુધારાઓ માટેની પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. ઇ. સ. ૧૮૩૨ના સુધારાથી મધ્યમ વર્ગના આગેવાનો તુરતમાં મુખ્ય પદ ઉપર આવી શક્યા નહી, અને ઇ. સ. ૧૮૬૭ સુધી તો રાજ્યકારભાર અમીરોના હાથમાં જ રહ્યો. પણ તે વખત પછી રાજ્યકારભારની અને પાર્લમેંટની આગેવાની મધ્યમ વર્ગના લોકોના શિર ઉપર આવી. હાઉસ ઑફ્ લૉર્ડ્ઝની વગ ઓછી થઈ. તેથી હવેથી પ્રજાકીય શાસન (Democracy)નો યુગ શરુ થયો. જૂના વ્હિગ પક્ષનું અને જૂના ટોરિ પક્ષનું રૂપાંતર થયું. વ્હિગ પક્ષ "લિબરલ" પક્ષ કહેવાયો ટોરિ પક્ષ "કૉન્ઝર્વેટિવ" પક્ષ કહેવાયો. રૂપાંતરો વિષે વિશેષ આપણે આગળ ઉપર જોઈશું.

**"લિબરલ" પાર્લમેંટ. (૧) અર્લ ગ્રે: ઇ. સ. ૧૮૩૩-૩૪:**—હાઉસ ઑફ્ કૉમન્સના બંધારણમાં સુધારો થયો એટલે તુરત જ જૂના

પાર્લમેંટ બરખાસ્ત થઈ. નવી ચુંટણીમાં "લિબરલો"ની બહુમતી થઈ. અર્લ ગ્રે મુખ્ય પ્રધાન થયો. તેણે પોતાનાં વચનો અનુસાર દેશના કારભારમાં અગત્યના સુધારાઓ કર્યા. આયર્લંડના રોમન કૅથૉલિક ખેડુતો પ્રોટેસ્ટંટ જમીનદારોને જમીન-મહેસૂલ ભરતા નહોતા અને મંડળો સ્થાપી સરકારને અને વફાદાર લોકોને અસહ્ય કનડગત કરતા હતા. તેથી અર્લ ગ્રેએ કડક કાયદાઓ કરી તેમને દાબી દીધા. લિબરલ પ્રધાનોએ ઈંગ્રેજ સંસ્થાનોમાં ગુલામીનો ધંધો બંધ કરાવ્યો, ઈસ્ટ ઇન્ડિઆ કંપનીને નવો ચાર્ટર-પટ્ટો કરી આપી હિંદનો વેપાર ખુલ્લો કર્યો, હિંદને નવું રાજ્યતંત્ર આપ્યું, ઈંગ્લંડની બૅંકની વ્યવસ્થામાં સુધારો કર્યો, પ્રાથમિક કેળવણીને માટે પહેલવહેલી સરકારી મદદ આપી, કારખાનાંમાં કામ કરતાં છોકરાંને માટે કામ કરવાના કલાકોમાં ઘટાડો કર્યો, અને સામ્રાજ્યની અદાલતો ઉપર અપીલ સાંભળવા માટે પ્રિવિ કાઉંસિલની સમિતિને અદાલતમાં ફેરવી નાંખી. આઇરિશ ચર્ચના ઉત્પન્નના સવાલ ઉપર મંત્રીમંડળમાં મતભેદ થતાં અર્લ ગ્રેએ રાજીનામું આપ્યું, જુલાઈ, ઇ. સ. ૧૮૩૪.

**(૨) લૉર્ડ મેલ્બૉર્ન:**—અર્લ ગ્રે પછી લૉર્ડ મેલ્બૉર્ન-વિલિઅમ લૅમ-મુખ્ય પ્રધાન થયો. તેણે ગ્રેના સહકારીઓએ હાથમાં લીધેલો ગરીબોને રાહત આપવાની પદ્ધતિના સુધારાનો કાયદો (Poor Law) પસાર કરાવ્યો. એ કાયદાથી અશક્ત પણ ગરીબ માણસો મધ્યમ વર્ગનાં સશક્ત અને કમાતાં માણસો ઉપર બોજારૂપ થતાં બંધ થયાં અને તેમને સ્થાનિક સંસ્થાઓમાંથી યોગ્ય મદદ મળવી જોઈએ એમ નક્કી થયું. પણ રાજાને મંત્રીઓની રાજ્યનીતિનાં કેટલાંક કૃત્યો માફક ન આવવાથી મેલ્બૉર્ને (Melbourne) રાજીનામું આપ્યું, નવેંબર, ઇ. સ. ૧૮૩૪. પીલ હવે મુખ્ય મંત્રી થયો.

**(૩) રૉબર્ટ પીલ-કૉનઝર્વેટિવ પક્ષના સિદ્ધાંતો: ઈ. સ. ૧૮૩૫:**—મેલ્બૉર્ને રાજીનામું આપ્યું ત્યારે પીલ સિવાય બીજો કોઈ મુસદ્દી મુખ્ય મંત્રીનું કામ કરવા તૈયાર નહોતો. પણ હાઉસ ઑફ કૉમન્સ અને પ્રજા "લિબરલ" પક્ષનાં હતાં; પીલ પોતે કૉનઝર્વેટિવ હતો. લિબરલ બહુમતી સિવાય રાજ્યકારભાર હાથમાં લેવો એ તેને માટે સલામત નહોતું. આ કારણોથી પાર્લમેંટને રજા આપવામાં આવી. પીલે નવા

કૉનઝર્વેટિવ પક્ષનો રદીઓ બહાર પાડયો* તેમાં તેણે જણાવ્યું કે "જૂના ધોરણનો હું એકદમ નાશ કરવા માગતો નથી; પણ નવા ધોરણને હું તેની સાથે જ સ્વીકારું છું." રાજયતંત્રમાં યોગ્ય સુધારાઓ કરવા, રાજ્યતંત્રનો સડેલો ભાગ દૂર કરવો, ઇ. સ. ૧૮૩૨ના કાયદાનું પાર્લમેંટનું બંધારણ દેશમાં દરેક રાજ્યકીય પક્ષે સ્વીકારવું, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ પ્રજામત પ્રમાણે કામ કરવું, ડિસેંટરોને છૂટ આપવી, ખર્ચમાં ઘટાડો કરવો, કાયદાઓને સુધારવા, ચર્ચના ઉત્પન્નને રાષ્ટ્રીય હિતમાં ખેંચવું પણ રૅડિકલ પક્ષના વિચારો માન્ય ન કરવા, એ આ રદીઆનાં બીજાં મુખ્ય અંગો હતાં. નવા કૉનઝર્વેટિવ પક્ષના સિદ્ધાંતો આ રદીઆમાં આવી જાય છે.

પીલની પાર્લમેંટમાં કૉનઝર્વેટિવો વધારે સંખ્યામાં હતા. પણ "લિબરલો," "રૅડિકલો" અને આઇરિશોના એકત્ર બળ સામે તેઓ ટકી શકે એવી મોટી સંખ્યામાં નહોતા. આ વખતે ઓકૉનેલ પાર્લમેંટનો "રાજા" થઈ ગયો હતો. આઇરિશ સભ્યોના અનુમોદન સિવાય કોઈ પણ પ્રધાનમંડળ માટે સત્તા ઉપર રહેવાનું અશક્ય થઈ ગયું હતું. પીલને એ કડવો અનુભવ થયો. આયર્લંડના ચર્ચના પ્રશ્ન ઉપર †પીલનું મંત્રીમંડળ પાર્લમેંટમાં હારી ગયું. તેથી ફરી મેલ્બૉર્ન મુખ્ય કારભારી થયો.

**(૪) લૉર્ડ મેલબૉર્નનું મંત્રીમંડળ : ઇ. સ. ૧૮૩૫–૩૭ :—** મેલબૉર્ને ઇંગ્લંડની મ્યુનિસિપાલિટિઓને પ્રજાકીય બનાવી અને તેમના વહિવટને સુધાર્યો, ઇ. સ. ૧૮૩૫ તેને બીજા અનેક સુધારાઓ કરવા હતા. પણ ઇ. સ. ૧૮૩૭ના જૂનની ૨૦મી તારીખે રાજા વિલિઅમ મરી ગયો, એટલે મેલ્બૉર્નના બીજા કારભારનો અંત આવ્યો.

**ઇંગ્લંડ અને યૂરોપ : ઇ. સ. ૧૮૩૦–૩૯. ( Lord Palmerston ) લૉર્ડ પામર્સ્ટનનો પરદેશ ખાતાનો વહિવટ. વાઇકાઉન્ટ પામર્સ્ટન:—**ચોથા વિલિઅમના વખતના આંતર કારભારોની

---

*તે Tamworth Manifesto કહેવાય છે.

† ફ્રેંચ મુસદ્દી અને લેખક ગિઝો (Guizot) ના મત પ્રમાણે Peel has proved himself the most liberal of conservatives, the most conservative of liberals, and the most capable in both parties.

વિગત આપણે ઉપર જોઈ ગયા, હવે આપણે તેના વખતમાં યૂરોપ અને ઈંગ્લંડ વચ્ચેનો પરસ્પર સંબંધ કેવો હતો તે જોઈએ. વિલિઅમના અમલમાં પરદેશ ખાતાનો વહિવટ લૉર્ડ પામર્સ્ટનના હાથમાં હતો. હેનરિ જહૉન ટેંપલ અથવા વાઈકાઉન્ટ પામર્સ્ટન ઈ. સ. ૧૭૮૪માં જન્મ્યો હતો. તે ઈ. સ. ૧૮૦૭માં હાઉસ ઑફ્ કૉમન્સમાં દાખલ થયો. તેણે નૌકાખાતાના બોર્ડના સભ્ય તરીકે (ઈ. સ. ૧૮૦૮માં) અને લડાઈખાતાના નાયબ મંત્રી તરીકે (ઈ. સ. ૧૮૦૯–૨૮) કામ કર્યું હતું. ઈ. સ. ૧૮૩૧થી ઈ. સ. ૧૮૪૧ સુધી પામર્સ્ટન પરદેશ ખાતાનો પ્રધાન હતો. તે મોટો વક્તા હતો. ઈ. સ. ૧૮૬૫ સુધી તે ઈંગ્લંડના એક આગેવાન મુસદ્દી તરીકે રહ્યો. અહીંઆં આપણે તેણે ચોથા વિલિઅમના વખતમાં ઈંગ્લંડનું પરદેશ ખાતું કેવી રીતે સાચવ્યું તે જોઈશું.

**(૧) સ્વતંત્ર બેલ્જિઅમ: ઇ. સ. ૧૮૩૦–૩૩:**—ઈ. સ. ૧૮૧૫માં વીએનાના તહથી હોલંડને અને બેલ્જિઅમને ઑરેંજના વંશજ નીચે મૂકવામાં આવ્યાં હતાં; પણ બેલ્જિઅમના લોકોને સ્વતંત્રતા જોઈતી હતી. તેથી ઈ. સ. ૧૮૩૦ના ઑગસ્ટ માસમાં બેલ્જિઅનોએ બળવો ઊઠાવ્યો. હોલંડના રાજાએ મિત્રરાજ્યોની મદદ માગી. ફ્રાંસમાં એ વખતે લૂઈ ફિલિપિને રાજા બનાવવામાં આવ્યો હતો. પામર્સ્ટનને ફ્રાંસનો ડર લાગ્યો. તેથી તેણે બેલ્જિઅમના રાષ્ટ્રીય આગેવાનોનો પક્ષ લીધો. યૂરોપનાં રાજ્યોએ બેલ્જિઅમની સ્વતંત્રતા સ્વીકારી અને એક નાના જર્મન રાજ્ય–સૅક્સ કોબર્ગ (Saxe–Coburg)નો રાજા લિઓપોલ્ડ યૂરોપની સંમતિથી નવા રાજ્યની ગાદીએ આવ્યો, ઈ. સ. ૧૮૩૦–૩૩. પામર્સ્ટનની આ પહેલી ફત્તેહ હતી.

**(૨) પોર્ટુગલ:**—બ્રાઝિલનો રાજા ડૉન પેડ્રો (Don Pedro) ઈ. સ. ૧૮૩૧માં ઈંગ્લંડ આવ્યો. તેણે પોર્ટુગલમાં પુત્રી મેરાયાને મદદ કરવા અને ભાઈ મિગ્યુએલ (Miguel)ને દાબી દેવા ઈંગ્રેજ સરકારની મદદ માગી. પામર્સ્ટને તે મદદ આપી એટલું જ નહી પણ તેણે ફ્રાંસને પોતાના પક્ષમાં લીધું. પરિણામે પેડ્રો પોર્ટુગલમાં દાખલ થયો, મિગ્યુએલ હારી ગયો, મેરાયા પોર્ટુગલની રાણી થઈ, અને તે દેશમાં અનિયંત્રિત રાજ્યસત્તા

(Absolutism)નો અંત આવ્યો, ઇ. સ. ૧૮૩૨-૩૩. પામર્સ્ટનની આ બીજી ફત્તેહ હતી.

(૩) સ્પેઇન:—ઇ. સ. ૧૮૩૩ના સપ્ટેમ્બરમાં સ્પેઇનનો રાજા સાતમો ફર્ડિનન્ડ મરી ગયો. તેથી ગાદી માટે તકરાર થઈ. પહેલો ઉમેદવાર મહુમ રાજાનો ભાઇ ડૉન કાર્લો (Don Carlo) હતો. બીજી ઉમેદવારી મર્હુમ રાજાની સગીર કુંવરી ઇસાબેલા (Isabella)ની હતી. ઇસાબેલાને તેની જુવાન મા ક્રિસ્ટિના (Christina) અને "લિબરલ" પક્ષની મદદ હતી. પામર્સ્ટને તેમનો પક્ષ કર્યો. તેણે ઇ. સ. ૧૮૩૪ના એપ્રિલમાં ફ્રાંસ, ઇંગ્લંડ, પોર્ટુગલ અને સ્પેઇન વચ્ચે ચતુષ્પક્ષી કરાર કર્યો. પરિણામે કાર્લો સ્પેઇન છોડી ગયો અને ઇસાબેલા સ્પેઇનની રાણી થઈ. પામર્સ્ટનની આ ત્રીજી ફત્તેહ હતી.

(૪) તુર્કી, રશિઆ, પોલંડ:—આપણે જોયું હતું કે વેલિંગ્ટને કૅનિંગના ધોરણનો ત્યાગ કરી રશિઆને તુર્કીમાં વધારે વગવાળું થવા દીધું હતું. ઇ. સ. ૧૮૩૧માં ઇજિપ્તના સુબા મહમ્મદઅલીએ પોતાના પુત્ર ઇબ્રાહીમ પાશા માટે સુલતાન પાસે (મોરિઆના ટાપુઓના નુકસાનના બદલામાં) સિરિઆની માગણી કરી. સુલતાને તે આપવા ના પાડી, એટલે ઇબ્રાહીમે સિરિઆ જીતી લીધું અને તે ઠેઠ રાજધાની ઇસ્તંબૂલ સુધી ચાલ્યો ગયો. તુર્કીએ યૂરોપનાં રાજ્યોની મદદ માગી. પણ માત્ર રશિઆએ મદદ આપી. ઝારને ઇસ્તંબૂલ મુકામે જોરાવર જોઈને યૂરોપનાં રાજ્યો ચમક્યાં. તેઓ હવે વચ્ચે આવ્યાં અને સુલતાન પાસેથી ઇબ્રાહીમ પાશાને સિરિઆ અપાવ્યું. સુલતાને આ સલાહ તો માની. પણ તેજ સાથે ઇ. સ. ૧૮૩૩માં તેણે ઝાર સાથે કરાર કર્યો અને રશિઆને ઘણા સારા લાભો આપ્યા. આ કરારથી તુર્કી રશિઆનું રક્ષિત રાજ્ય બની ગયું. ફરી પામર્સ્ટન ગભરાયો. તેણે ઘણા વાંધાઓ ઉઠાવ્યા. પણ તેમાં તે ફાવી શક્યો નહી.

ઇ. સ. ૧૮૩૦માં પોલંડે રશિઆ સામે બંડ કર્યું અને તેણે સ્વતંત્રતા જાહેર કરી. ફ્રાંસની સરકારે પોલંડના બંડખોરોને મદદ કરવા હા પાડી. પામર્સ્ટનને ફ્રાંસની સરકારનો ભરોસો નહોતો. તેથી તે તટસ્થ રહ્યો.

રશિઆના ઝારે પોલંડના બળવાને દાબી દીધો. પામર્સ્ટને આ કૃત્ય સામે વાંધો લીધો. પણ ઝાર તે વાંધા તરફ તદ્દન બેદરકાર રહ્યો. આ બે બાબતોમાં તેને પાછું હઠવું પડયું.

પામર્સ્ટનની રાજ્યનીતિનાં સૂત્રો નીચે પ્રમાણે કહી શકાય: (૧) રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવું. (૨) બેલ્જિઅમ, હોલંડ અને સ્પેઇનમાં ફ્રાંસની સત્તા ન વધે એ જોવું. (૩) રશિઆને તુર્કી તરફ ન વધવા દેવું. (૪) Holy Alliance–હોલિ અલાયન્સનાં રાજ્યોને યૂરોપમાં દરમ્યાન થવા દેવાં નહી. (૫) ઇંગ્લંડે યૂરોપી રાજ્યમંડળ (Concert of Powers) માંથી ખસી જવું.

**હિંદુસ્તાન: ઈ. સ. ૧૮૧૫–૩૭.**—આ વખત દરમ્યાન હિન્દમાં બ્રિટિશ વગ વધતી જતી હતી. હેસ્ટિંગ્સે ગુરખાઓ પાસેથી ગઢવાલ, કુમાઉન, વિગેરે પ્રાંતો મેળવ્યા, ઈ. સ. ૧૮૧૬; અને મરાઠાઓને હરાવી મહારાષ્ટ્ર તથા મધ્ય હિંદમાં કેટલાક મુલકો મેળવ્યા, ઈ. સ. ૧૮૧૮. તેણે રજપુત રાજ્યોને રક્ષિત રાજ્યો બનાવ્યાં અને પિંઢારાઓનો નાશ કર્યો. ઍમ્હર્સ્ટે બ્રહ્મી રાજા પાસેથી આસામ, આરાકાન અને તિનાસરિમના પ્રાંતો લીધા, ઈ. સ. ૧૮૨૬. લૉર્ડ વિલિઅમ બેંટિંકે રણજિતસિંહ (સીખ મહારાજા), સિંધના અમીરો અને ભાવલપુરના નવાબ સાથે રશિઆ સામે મૈત્રી કરી; અને કૂર્ગ તથા કાચારનાં રાજ્યોને કંપનીના મુલકમાં ભેળવી દીધાં. પંજાબ સિવાય આખો હિંદુસ્તાન ઇંગ્રેજોના કબજામાં આવી ગયો અને ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની તે બધા પ્રદેશોમાં સાર્વભૌમ સત્તા થઈ. એ જ વખતે દેશના તમામ ભાગોમાં બ્રિટિશ સૂત્રો ઉપર રાજ્યવ્યવસ્થાની ઘટના કરવામાં આવતી હતી. આ ફેરફારોનું સવિસ્તર વર્ણન આપવાની જરુર નથી*.

---

*વિગતવાર ઈતિહાસ માટે આ જ લેખકનો "હિંદનો ઈતિહાસ" જોવો.

# વિક્ટોરિઆનો યુગ

## પ્રકરણ ૧૫મું

### (૧) મહારાણી વિક્ટોરિઆ: જૂના અમીરોનો કારભાર: મેલ્બૉર્ન, પીલ, રસલ, પામર્સ્ટન

ઇ. સ. ૧૮૩૭–૫૨

**રાજા વિલિઅમનું મરણ:**—ઇ. સ. ૧૮૩૭ના જૂનમાં રાજા ચોથો વિલિઅમ મરી ગયો, એટલે તેની ભત્રીજી વિક્ટોરિઆ ગાદીએ બેઠી.

**મહારાણી વિક્ટોરિઆ:**—મહારાણી વિક્ટોરિઆ ત્રીજા જ્યૉર્જના ચોથા પુત્ર એડવર્ડ ઑગસ્ટસ અથવા ડ્યૂક ઑફ કેન્ટની પુત્રી થતી હતી. તેનો જન્મ ઇ. સ. ૧૮૧૯ના મેની ૨૪મી તારીખે થયો હતો. ડ્યૂક ઑફ કેન્ટ ઇ. સ. ૧૮૨૦માં મરી ગયો. તેથી વિક્ટોરિઆએ માની દેખરેખ નીચે કેળવણી લીધી હતી. એની મા જર્મન રાજપુત્રી હતી. વિક્ટોરિઆ બ્રિટિશ મહારાજ્યની ગાદીની વારસ છે એ વાત તે આઠ વર્ષની થઈ ત્યાં સુધી તેને કાને પણ પડી નહોતી. નવી રાણીનું જીવન સાદું, નિયમિત, અને કરકસરી હતું. તે સુશિક્ષિત, ઉદાર, માયાળુ, સમજુ, કર્તવ્યનિષ્ઠ, ભલી, પ્રજાવત્સલ, અને સામ્રાજ્યના અભિમાનથી ભરેલી હતી. ઇંગ્લંડના ઇતિહાસમાં કોઈ રાજ્યકર્તાએ તેના જેટલો લાંબો અમલ કર્યો નથી. તેના અમલમાં ઈંગ્લંડ સમૃદ્ધિ અને સત્તાને



મહારાણી વિક્ટોરિઆ

શિખરે પહોંચ્યું. ઈ. સ. ૧૮૪૦ના ફેબ્રુઆરિમાં વિક્ટોરિઆ એક જર્મન રાજકુમાર–પોતાના મામાના દીકરા પ્રિન્સ આલ્બર્ટ–ને પરણી. પ્રિન્સ આલ્બર્ટ ઉદાર, સમજુ અને બાહોશ રાજપુરુષ હતો. તેની સલાહ રાણીને ઘણી કીંમતી થઈ પડી. આલ્બર્ટ ઈંગ્લંડના રાજ્યતંત્રમાં કદિ દરમ્યાન થયો નહી. તે સાહિત્ય, સાયન્સ અને પંડિતો ઉપર પ્રીતિ ધરાવતો. ગરીબોને મદદ કરવામાં તે મુખ્ય રહેતો. તેનામાં વિશેષ પડતી ગંભીરતા હોવાથી ઈંગ્રેજો તેને બરાબર ઓળખી શક્યા નહી. પ્રિન્સ આલ્બર્ટ ઈ. સ. ૧૮૬૧ની આખરમાં મરી ગયો. તેથી રાણી વિક્ટોરિઆ ઘણી ખિન્ન થઈ ગઈ. વીસ વર્ષ સુધી તેનો શોક ગયો નહી. ત્યારથી તેણે સમાજમાં હરવુંફરવું બંધ કર્યું.

**લૉર્ડ મેલ્બૉર્નનો કારભાર : ઈ. સ. ૧૮૨૭–૪૧:**—વિક્ટોરિઆ ઈંગ્લંડની રાણી થઈ ત્યારે લૉર્ડ મેલ્બૉર્ન મુખ્ય પ્રધાન હતો. રાણી પોતે બાળક અને બિનઅનુભવી હતી. મેલ્બૉર્ન અનુભવી મુસદ્દી હતો. તેણે જુવાન રાણીને રાજ્યકારભારની હકીકતનો સારો અનુભવ આપ્યો, અને દેશની પરિસ્થિતિમાં જે ક્રાંતિકારક પરિવર્તન થયું હતું તેનો સાચો ખ્યાલ આપી છેલ્લા ત્રણ રાજાઓના અમલો દરમ્યાન તાજની વગ તથા ઇજ્જત ઘટી ગયાં હતાં તે વધાર્યાં. મેલ્બૉર્ને "પેની પોસ્ટેજ" દાખલ કર્યું, અને પાર્લમેંટના કામકાજને પ્રસિદ્ધ પાડવાની છૂટ આપી. તેણે ઈ. સ. ૧૮૩૯માં રાજીનામું આપ્યું અને પીલ મુખ્ય પ્રધાન થયો. પણ પીલની અને રાણીની વચ્ચે દરબારમાં રહેતી સ્ત્રી–નોકરો વિષે વાંધો પડતાં મેલ્બૉર્ન બીજી વાર પ્રધાન થયો. ઈ. સ. ૧૮૪૧માં તેણે રાજીનામું આપ્યું. રાણી તેને મુરબ્બી ગણતી.

**કૅનેડામાં જવાબદાર રાજ્યતંત્ર : લૉર્ડ ડરહૅમનો "રિપોર્ટ". ઇ. સ. ૧૮૩૯–૪૮:**—કૅનેડામાં ઉત્તર ભાગમાં ઈંગ્રેજો વસતા હતા અને દક્ષિણમાં ફ્રેંચો વસતા હતા. બંને પ્રાંતોનો રાજ્યવહિવટ ઈંગ્લંડથી નીમેલા ગવર્નરો કાઉંસિલોની મદદથી ચલાવતા. દરેકમાં પ્રજાના પ્રતિનિધિઓની એક સભા અને બીજી ગવર્નરે નીમેલી સભા કાયદાઓ કરતી. આ રાજ્યતંત્રમાં પ્રજાને કાંઈ સત્તા નહોતી. ઈ. સ. ૧૮૩૭ની સાલથી કૅનેડાની પ્રજામાં અ–સંતોષ વ્યાપી રહ્યો હતો. ફ્રેંચ લોકોના આગેવાન પેપિનો

(Papineau)ને સ્વતંત્રતા જોઈતી હતી. ગવર્નરો કડક સ્વભાવના આવ્યા. પરિણામે સંસ્થાનમાં બળવો થયો. ઇ. સ. ૧૮૩૮માં મેલ્બૉર્ને લૉર્ડ ડરહૅમને ગવર્નર જનરલ તરીકે મોકલ્યો. તે કડક મિજાજી અને ક્રોધી હતો. પણ તેના રાજ્યકીય વિચારો "રૅડિકલ" હતા. તેણે તે સંસ્થાનની સામાન્ય પરિસ્થિતિ વિષે એક બહુ અગત્યનું નિવેદન ઇંગ્રેજ સરકારને રજુ કર્યું. એ નિવેદનના મુખ્ય સિદ્ધાંતો મેલ્બૉર્નના મંત્રીમંડળે સ્વીકાર્યા. બંને પ્રાંતોને એક કરવામાં આવ્યા; લોકોને કાયદાઓ કરવાના અગત્યના હકો આપવામાં આવ્યા; કારભાર લોકોને જવાબદાર રહે એવું સૂત્ર સ્વીકારવામાં આવ્યું. ક્રમે ક્રમે આ સૂત્રો પ્રમાણે બધાં ઇંગ્રેજ સંસ્થાનોનો વહિવટ ઘડવામાં આવ્યો. કૅનેડાના લોકોને સંતોષ થયો. હજુ સુધી તેઓ ઇંગ્રેજ સામ્રાજ્યની બહાર નીકળ્યા નથી.

**તુર્કી. પામર્સ્ટન અને પરદેશ ખાતું: ઇ. સ. ૧૮૩૯–૪૨:**—સ્પેઇન, પોર્ટુગલ અને તુર્કીનાં પ્રકરણોમાં પામર્સ્ટને કેવું વલણ લીધું હતું તે આપણે ઉપર જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૮૩૯માં મહંમદ અલીએ ફરી સુલતાનના લશ્કરને હરાવ્યું. ફ્રાંસનો લૂઈ ફિલિપિ મહંમદ અલીને મદદ કરતો હતો. રશિઆ કાળા સમુદ્રમાં બળવાન્ થાય, કે ફ્રાંસ ઇજિપ્તમાં અને સિરિઆમાં બળવાન્ થાય તે ઇંગ્લંડના હિત વિરુદ્ધ હતું; તેથી પામર્સ્ટને રશિઆ, ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ સાથે લંડન મુકામે કરાર કર્યો, જુલાઈ, ઇ. સ. ૧૮૪૦. એ કરારથી તુર્કીને રક્ષણ મળ્યું, મહંમદ અલીને હારીને સિરિઆમાંથી જવું પડ્યું, અને ફ્રાંસ એકલું પડી ગયું. લૂઈ ફિલિપિને આ કરાર માફક આવ્યો નહી. પામર્સ્ટન તો ફ્રાંસ સાથે લડવા પણ તૈયાર હતો. તેથી લૂઈએ તુરત નમતું આપ્યું અને લંડનના કરારમાં ફ્રાંસ પણ ભળ્યું, જુલાઈ, ઇ. સ. ૧૮૪૧. તુર્કીને સિરિઆ અને અરબસ્તાન પાછાં મળ્યાં; મહંમદ અલીએ સુલતાનની હકુમત કબૂલ કરી અને ૧૮૩૩માં રશિઆને આપેલા ખાસ લાભો સુલતાને પાછા ખેંચી લીધા.

**અફ્ઘાનીસ્તાન:**—પામર્સ્ટનના પરદેશ ખાતાના કારભાર દરમ્યાન હિંદના ગવર્નર જનરલ લૉર્ડ ઑકલૅંડે અફ્ઘાનીસ્તાન સામે પણ લડાઈ જાહેર કરી; ઇ. સ. ૧૮૩૮–૪૨.*

* આ માટે લેખકનો હિન્દનો ઇતિહાસ જોવો.

ચીનઃ—ચીનની સરકારે હિંદના અફીણની આયાતને બંધ કરી, એટલે પામર્સ્ટને લડાઈ જાહેર કરી. ચીનાઓ હારી ગયા. નાનકિંગના કરારથી ચીનની સરકારે હૉંગકૉંગનો ટાપુ ઇંગ્રેજોને સ્વાધીન કર્યો, કૅન્ટોન, એમૉય, શાંગહાય, અને બીજાં બે બંદરોનો વપાર ઇંગ્રેજોને સોંપ્યો અને ઉપરાંત મોટો દંડ ભર્યો, ઇ. સ. ૧૮૪૨. પામર્સ્ટનના આ બંને વિગ્રહો ગેરવ્યાજબી હતા.

**ચાર્ટિસ્ટો.** (Chartists):—ઇ. સ. ૧૮૩૨ના સુધારાઓથી રૅડિકલોને અને મજૂરોને સંતોષ થયો નહોતો તે આપણે ઉપર જોઈ ગયા. તેમણે પોતાનાં જુદાં મંડળો સ્થાપ્યાં. તેમણે એક રદીયો બહાર પાડયો અને ૭ બાબતો પાર્લમેંટ પાસે માગી: (૧) વાર્ષિક પાર્લમેંટ, (૨) દરેક માણસને મત આપવાનો અધિકાર, (૩) ગુપ્ત રીતે મત આપવાનો હક (Vote by ballot), (૪) પાર્લમેંટના સભ્યો માટે વેતન, (૫) પાર્લમેંટના સભ્ય થવા માટે માલધારી (Property) હોવાના ધોરણનો ત્યાગ, અને (૬) ચુંટણી માટે એકસરખાં પરગણાં (Electoral Districts). આ મુદ્દાઓ કાંઈ નવીન નહોતા. ઘણી વાર તેવી માગણીઓ કરવામાં આવી હતી અને ફૉક્સ જેવા "લિબરલ" આગેવાનોની તેમને અનુમતિ હતી. આ પ્રવૃત્તિના આગેવાનો ચાર્ટિસ્ટો (Chartists) કહેવાય છે. ૭ મુદ્દાઓ માનવ જાતિના હકપત્ર (Chart) સમાન છે એમ તેઓ માનતા હતા. સુધારાને નામે આ વખતે ઇંગ્લંડમાં ઠામઠામ સુલેહનો ભંગ થયો. પ્રધાનોએ બંડખોરોને દાબી દીધા. પણ "ચાર્ટિસ્ટ" પ્રવૃત્તિઓ નરમ પડી નહી. તેમના તમામ મુદ્દાઓ ધીમે ધીમે ઇંગ્રેજ સરકારે સ્વીકાર્યા.

**સર રૉબર્ટ પીલનો કારભાર**:—મેલ્બૉર્ન પછી સર રૉબર્ટ પીલ મુખ્ય પ્રધાન થયો. પ્રથમ આપણે તેનું પૂર્વચરિત તપાસીશું.

**સર રૉબર્ટ પીલ**:—પીલનો જન્મ ઇ. સ. ૧૭૮૮ના ફેબ્રુઆરિ માસમાં લૅંકેશિયરમાં થયો હતો. તેનો બાપ એક ગરીબ માણસમાંથી કાપડનો મોટો ધનાઢ્ય વેપારી થયો હતો. તે પિટ્ટના ટોરિ કારભારનો પક્ષપાતી હતો. તેણે નાણાંના વિષય ઉપર અને કારખાનાંના વહિવટ ઉપર અગત્યનું સાહિત્ય બહાર પાડયું હતું. પીલ ઇ. સ. ૧૮૦૯માં પહેલી વાર

ઉસ ઑફ્ કૉમન્સમાં દાખલ થયો. તે પિટ્ટનો અનુયાયી હતો. પર્સિવલે
સને સંસ્થાનોના નાયબ દિવાનની જગ્યા આપી હતી અને લિવર્પૂલે
ને આયર્લંડનો ચીફ્ સેક્રેટરિ બનાવ્યો હતો. તે Bullion Committee-
ણુંના વિષયની સમિતિનો પ્રમુખ હતો. ત્યાર પછી તે સ્વદેશ ખાતાનો
ક્રેટરિ થયો; જ્યારે તેણે ઇંગ્લંડના કાયદાઓમાં અને પોલિસખાતામાં ઘણા
ગત્યના સુધારાઓ કર્યા. વેલિંગ્ટન જ્યારે મુખ્ય મંત્રી થયો ત્યારે પીલે
ી સ્વદેશ ખાતું હાથમાં લીધું. તે વખતે તેને ખાતરી થઈ ગઈ કે
ૅલિકોને પાર્લમેંટમાં બેસવા દીધા સિવાય બીજો ઈલાજ નથી. તેથી
ણે જીવનભરના સિદ્ધાંતોનો રાજ્યહિત ખાતર ત્યાગ કર્યો અને ઇ. સ.
૮૨૯માં કૅથૉલિક બિલ પસાર કરાવ્યું. પાર્લમેંટના સુધારાના વિષય ઉપર
લ જૂના વિચારો ધરાવતો હતો. તેથી ઇ. સ. ૧૮૩૦માં વેલિંગ્ટન
થે તેણે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૩૨માં હાઉસ ઑફ્
મન્સને સુધારવામાં આવ્યું. નવી પાર્લમેંટમાં પીલે "લિબરલ" પક્ષને
નુમોદન આપ્યું. તે રૅડિકલ પક્ષની ક્રાંતિકારક દરખાસ્તો વિરુદ્ધ હતો.
સ. ૧૮૩૪માં તેણે (ટૅમવર્થ મુકામેથી) પોતાનો રદીઓ બહાર
ડ્યો. તે રદીઆના મુદ્દાઓ આપણે ઉપર જોઈ ગયા છીએ.* ઇ. સ.
૮૪૧માં વિક્ટોરિઆએ તેને મુખ્ય મંત્રી બનાવ્યો. પીલના જીવનના
ર વિભાગો પાડી શકાય: (૧) ઇ. સ. ૧૮૧૮ સુધી. આ વખતે તે
સ્ત ટોરિ હતો. (૨) ઇ. સ. ૧૮૧૮–૨૯. આ વખતમાં તે "લિબરલ"
ક્ષ તરફ વળતો હતો. (૩) ઇ. સ. ૧૮૨૯–૩૨. આ સમયમાં તે
લિબરલ" પક્ષ તરફ વળ્યો. (૪) ઇ. સ. ૧૮૩૨–૫૦. આ સમયમાં
ણે "લિબરલ" પક્ષના પ્રજાપ્રિય મુદ્દાઓ પ્રમાણે પોતાનું વર્તન રાખ્યું.

## પીલનો છેલ્લો અને કૉન્ઝર્વેટિવોનો પહેલો કારભાર. ાનિયંત્રિત વેપાર (Free Trade). અનાજની આયાત

*From the passing of the Reform Act Peel was not
ıch more than half a conservative; before he died, he was
good deal more than half a liberal.

P. 122, J. R. Thursfield's *Peel.*

**ઉપરના કાયદાઓ રદ. ટૌરિઓને જ હાથે "લિબરલ" સિદ્ધાંતોની ફત્તેહ: ઈ. સ. ૧૮૪૧-૪૬:**—આ વખતે ઇંગ્લંડમાં પરદેશનું અનાજ સોંઘે ભાવે અને સારા જથ્થામાં આયાત થતું હતું. તેથી દેશના ખેડુતોને અને મુખ્યત્વે જમીનના માલિકોને નુકસાન થતું. સરકારે તેમને આ નુકસાનીથી બચાવવા માટે પરદેશી અનાજની આયાત ઉપર અંકુશ મૂકયો. પણ તેથી લોકોને નુકસાન થયું; કારણ કે પરદેશી અનાજની આયાતથી લોકોને અનાજ, મુખ્યત્વે ઘઉં સસ્તા મળતા; પણ તે આયાત ઉપર અંકુશ મૂકવામાં આવ્યો ત્યારે અનાજ એટલે ઘઉં મોંઘા થયા અને લોકોનો અ-સંતોષ વધી પડયો. પીલ મુખ્ય પ્રધાન થયો ત્યારે આ સવાલ ઘણો વિકટ થઈ ગયો હતો.

આ સવાલ મુખ્યત્વે અર્થશાસ્ત્રનો હતો; ઈંગ્લંડનો દેશાવરનો વેપાર અનિયંત્રિત રહે, કે તે ઉપર અંકુશ રહે, એ હતો; Free trade, અને Protection નો હતો. ઇંગ્લંડના કારભારીઓએ વીસ વરસો અગાઉ "નેવિગેશન ઍકટ" રદ કરી અનિયંત્રિત વેપાર તરફ પોતાનો પક્ષપાત જાહેર કર્યો હતો; હવે તે પક્ષપાતને જરા વધારે વિસ્તારથી નવું રૂપ આપવાની જરુર હતી. લોકોને તે વખતે ખોરાકનાં સોંઘાં સાધનો જોઈતાં હતાં. ઈંગ્લંડનાં કારખાનાંનો માલ ને વખતે હિંદ વિગેરે દેશોનાં બજારોમાં વેચાતો શરુ થયો હતો; અને તે સામે યૂરોપ કે એશિઆમાં (અત્યારે છે તેમ) કોઈ હરીફ પ્રજાનો બનાવેલો કારખાનાંનો માલ નહોતો. ઈંગ્લંડના વેપારીઓને તેનું જરા પણ ભય નહોતું. એ કારણથી તેમણે "લિબરલ" અનિયંત્રિત વેપારનો પક્ષપાત કર્યો અને બ્રિટિશ સરકારને દેશાવરના વેપારને એકદમ જગાતથી છૂટો કરી દેવા આગ્રહ કર્યો. પીલે એ મતને સ્વીકાર્યું, જો કે તે પ્રથમ તેથી વિરુદ્ધ હતો.

આ વખતે રાજ્યમાં ઉત્પન્ન કરતાં ખર્ચ વધી પડ્યું હતું અને દર વર્ષ સરકારને ખોટ જતી હતી. પીલે આ ખોટ પૂરી કરવા યોગ્ય ઉપાયો લીધા. તેણે આયપતવેરો નાંખ્યો અને બીજા ઉપાયોથી ઉત્પન્ન વધાર્યું. તેણે કાચા માલની આયાત ઉપરની ઘણી જગાતો કાઢી નાંખી. તેણે બ્રિટિશ માલની નિકાસને ઉત્તેજન આપ્યું અને હંમેશના વપરાશની ચીજો સોંઘી

કરી. ઉત્પન્ન વધ્યું એટલે રાષ્ટ્રીય દેવું ઓછું થયું. ઇ. સ. ૧૮૪૪માં પીલે ઇંગ્લંડની બેંકના પટ્ટાની શરતોમાં ઘણા અગત્યના ફેરફારો કર્યા. તે ફેરફારોથી બેંક દેશના વેપારરોજગારમાં વધારે ઉપયોગી થઈ. જગાતો અને કરો ઉઘરાવવાની પદ્ધતિમાં ફેરફારો કરી તેનું ખર્ચ ઘટાડવામાં આવ્યું. ઇ. સ. ૧૮૪૬માં આયર્લંડમાં મોટો દુષ્કાળ પડયો. આયર્લંડના લોકોનો અરધો ભાગ બટાટાના પાક ઉપર નભતો. આ પાક ઇ. સ. ૧૮૪૬માં એકદમ નિષ્ફળ ગયો. ઇંગ્લંડમાં પણ દુષ્કાળ પડયો. પણ એ વખતે સરકાર પરદેશી અનાજની આયાત ઉપર જાપતો રાખતી. જો આ જાપતો કાયમ રહે તો આયર્લંડમાં અને ઇંગ્લંડમાં ભૂખમરાથી લાખો લોકો મરી જાય. વળી લોકો બંડ કરે એ નોખી વાત. તેથી પીલે ખૂબ વિચાર કર્યો. "લિબરલ" આગેવાન રસલ નવા મતનો હતો. બ્રિટિશ ટાપુઓમાં કૉબ્ડન, બ્રાઇટ, વિગેરે આગેવાનો ઘણાં વર્ષ થયાં અનિયંત્રિત વેપાર (Free trade) માગતા હતા. પ્રજાને પણ એ જ જોઈતું હતું. માત્ર થોડાએક ખેડુતો અને જમીનદારો સ્વાર્થ ખાતર વિરોધ બતાવતા હતા. રાણીએ રસલને કારભાર સોંપવા માંડયો, પણ તેણે ના પાડી. તેથી તે પીલના મતમાં ભળી. પીલના મંત્રીમંડળના મુખ્ય સભાસદો નવા મતના થયા. તેથી ઇ. સ. ૧૮૪૬ના જાન્યુઆરિ માસમાં પીલે ઇંગ્લંડનાં બંદરોને દેશાવરના વેપાર માટે ખુલ્લાં કરી દીધાં–માત્ર નામની જગાત તેણે ચાલુ રાખી. ડિઝરાઇલિ અને બીજા ટોરિઓ અથવા "સંરક્ષકો" (Protectionists) પીલ સામે થયા. તેમણે "લિબરલો" અને "રૅડિકલો" સાથે મળી જઈ પીલને અને તેના સહકારીઓને કારભારમાંથી કાઢી મૂકયા.

પીલના કારભાર દરમ્યાન નાનાં છોકરાંઓને અને સ્ત્રીઓને કોલસાની ખાણોમાં કામ કરતાં અટકાવવામાં આવ્યાં અને કામ વખતે તેમને અકસ્માત્ થાય તો તે માટે બંદોબસ્ત કરવામાં આવ્યો. કારખાનાંમાં છોકરાંના કામ કરવાના વખતમાં ઘટાડો થયો. તેમને કેળવણી મળે તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો. આયર્લંડમાં પીલે મેનૂથ (Maynooth)ની રોમન કૅથૉલિક કૉલેજને કાયમ મદદ બાંધી આપી અને કેળવણીને ઉત્તેજન આપ્યું. તેણે ઓકૉનેલ ઉપર કામ ચલાવી તેને કેદમાં મોકલાવ્યો; તે આઇરિશ મહાપુરુષ ઇ. સ. ૧૮૪૬માં મરી ગયો. આયર્લંડમાં તોફાનો

બહુ થતાં હતાં તે માટે કડક કાયદાઓની જરુર હતી; પણ તેમાં પીલના વિરોધીઓની બહુમતી થતાં તેણે રાજીનામું આપ્યું, જાન્યુઆરિ, ઇ. સ. ૧૮૪૬.

પીલના વખતમાં કૅનેડા અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની સરહદો નક્કી કરવામાં આવી. બીજા કરારોથી ઇંગ્લંડને વાન્ કુંવરનો ટાપુ મળ્યો, ઇ. સ. ૧૮૪૬. પીલે ચીન તથા અફ્ઘાનીસ્તાન સાથે સુલેહો કરી. ફ્રાંસમાં પામર્સ્ટને ઇંગ્લંડ સાથે જે કડવાશ ઉત્પન્ન કરી હતી તે પીલના પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ ઍબરડીને દૂર કરી. આ વખતે હિંદુસ્તાનમાં એલેન્બરોએ સિંધ પ્રાંત કબજે કર્યો, ઇ. સ. ૧૮૪૩.

**સર રૉબર્ટ પીલની મુસદ્દીગીરી:**—રોમન કૅથૉલિક સવાલ ઉપર અને અનાજ ઉપરની જગાતના સવાલ ઉપર પીલનું વર્તન ચર્ચાપાત્ર રહેશે. તેણે પાર્લમેંટને તે બંને સવાલો ઉપર યોગ્ય કાયદાઓ કરવાનું કહ્યું, પણ તેમ કરવાની તેને જરા પણ સત્તા નહોતી; કારણ કે કૉન્ઝર્વેટિવો તો બંને સવાલો વિષે ચુસ્ત એકમત ધરાવતા હતા. જ્યારે તેમણે પીલને પાર્લમેંટમાં મોકલ્યો અને તેના કારભારને અનુમતિ આપી, ત્યારે પીલે તેમને એ બાબતોમાં સુધારાઓ કરવાનું સૂચવ્યું પણ નહોતું. પીલ હંમેશાં પોતાનું મત ફેરવતો. તેનું જીવન જુદા જુદા વિચારોના બળ નીચે પરિવર્તન પામતું. વેલિંગ્ટન વિગેરેના સહવાસને લીધે જૂના વિચારોથી તે એકદમ છૂટો થઈ શકતો નહોતો. ખરું કહીએ તો પીલ કોઈ પણ એક પક્ષનો ચુસ્ત પક્ષપાતી નહોતો. કાયદાઓનો સુધારો, પોલિસ, નાણાંનો વિષય, કરપદ્ધતિ, બૅંક, વેપાર, કારખાનાંની સ્થિતિ, પરદેશ ખાતું, રોમન કૅથૉલિક પ્રશ્ન, એ દરેક વિષયમાં પીલ પોતાથી વધારે માહિતગાર લેખકોના અને ચિંતકોના વિચારો મુજબ અને મધ્યમ વર્ગના ઈંગ્રેજોના જીવનને અનુકૂળ આવે તેમ વર્ત્યો. પીલ ખરો મુખ્ય મંત્રી હતો. સહકારીઓને હમેશાં પીલના કહ્યામાં જ રહેવું પડતું; પીલ ટોરિઓનો કે કૉન્ઝર્વેટિવોનો નહી, પણ મધ્યમ વર્ગના ઈંગ્રેજ વેપારીઓનો ખરો આગેવાન કહી શકાય.* તે ઇ. સ. ૧૮૫૦માં ઘોડા ઉપરથી પડી જતાં મરી ગયો.

---

*By his financial, his administrative and finally by his fiscal reforms, Peel smoothed the way for that victorious commercialism, which for at least a generation made Great

**લૉર્ડ જ્હૉન રસલનો કારભાર : ઇ. સ. ૧૮૪૬–૫૨:**—પીલના રાજીનામા પછી "લિબરલ" અમીર લૉર્ડ રસલ મુખ્ય કારભારી થયો. તેના વખતમાં આયર્લંડમાં "Young Ireland" નામના મંડળના સભાસદોની આગેવાની નીચે લોકોએ બંડ ઊઠાવ્યું; જો કે તે બંડને મંત્રીઓએ તુરત દાબી દીધું. રસલના સહકારી મંત્રીઓ તેને યોગ્ય અનુમોદન આપતા નહોતા. તેથી પામર્સ્ટને મંત્રીઓને પાર્લમેન્ટમાં હરાવ્યા એટલે રસલે રાજીનામું આપ્યું, ઇ. સ. ૧૮૫૨.

**પામર્સ્ટન અને યૂરોપ : ઇ. સ. ૧૮૪૬–૫૨:**—રસલે પરદેશ ખાતાનું કામકાજ પામર્સ્ટનને સોંપ્યું હતું. પામર્સ્ટન "ચટાક" હતો. સ્વભાવ પ્રમાણે તેણે યૂરોપમાં "સપાટાઓ" ચલાવવા માંડ્યા. પહેલાં તો સ્પેઇનની જુવાન રાણી ઇસાબેલાનાં અને તેની બેનનાં લગ્ન ફ્રાંસના રાજા લૂઈ ફિલિપિએ પોતાના પસંદ કરેલા માણસો-એક સ્પેનિશ જણ સાથે અને બીજું પોતાના જ પુત્ર સાથે કરાવ્યાં. ઑસ્ટ્રિઆએ પોલંડનું બાકી રહેલું શહેર ક્રૅકો પોતાના મુલક સાથે જોડી દીધું. પામર્સ્ટન આ બને બાબતોમાં કાંઈ કરી શક્યો નહી. પામર્સ્ટને પોર્ટુગલની મેરાયાની સત્તાનું રક્ષણ કર્યું. ઇ. સ. ૧૮૪૮માં સ્વિટ્ઝર્લંડમાં કૅથૉલિક અને પ્રોટેસ્ટંટ સંસ્થાનો વચ્ચે નાનું યુદ્ધ થયું; જેમાં પ્રોટેસ્ટંટ સંસ્થાનો (Cantons) જીત્યાં; યૂરોપનાં રાજ્યો સ્વિટ્ઝર્લંડમાં દરમ્યાન થવા ઇચ્છતાં હતાં, પણ ઇગ્લંડ અલગ રહ્યું, તેથી તેઓ કાંઈ કરી શક્યાં નહી. ઇ. સ. ૧૮૪૮માં ફ્રાંસમાં બળવો થયો અને લૂઈ ફિલિપિ પદભ્રષ્ટ થયો. ઑસ્ટ્રિઆમાં, હંગરિમાં, બોહેમિઆમાં અને જર્મનીમાં બળવાઓ થયા. સાાડનિઆના રાજા ચાર્લ્સ આલ્બર્ટની આગેવાની નીચે ઇટાલિઅનોએ ઑસ્ટ્રિઆના રાજકુટુંબના રાજ્યકર્તાઓને કાઢી મૂક્યા, જો કે ઑસ્ટ્રિઆના શાહેનશાહ (Emperor) યુવાન્ જોસેફે ફરીથી ઇટાલિમાં સત્તા સ્થાપી અને હંગરિના બંડખોરોને રશિઆની મદદથી દબાવી દીધા. તુર્કીના સુલતાને આ બંડખોરોને આશરો આપ્યો.

---

Britain the mart, the *entrepot*, the banking centre and the ocean-carrier of the world.

P. 70, *Political History of England, 1837–1901.*

પામર્સ્ટને તેની મદદે ઈંગ્રેજ નૌકાઓ મોકલી; તેથી રશિઆ અને ઑસ્ટ્રિઆ નરમ પડ્યાં. ગ્રીસમાં બે ઈંગ્રેજોને તેની સરકાર તરફથી જે નુકસાન થએલું તેની ભરપાઈ કરી આપવા પામર્સ્ટને ગ્રીક રાજા ઉપર લશ્કરી દબાણ કર્યું. ઈંગ્લંડમાં કેટલાકોએ તેના કૃત્યને વખોડી કાઢ્યું. ખુદ રાણી વિક્ટોરિઆ તેના ઉપર બહુ ચીડાઈ ગઈ. કારણ એટલું કે પામર્સ્ટન ઘણી બાબતોનો નિકાલ રાણીથી છાનો કરી નાંખતો. રાણી તે માટે તેને સખ્ત ઠપકો આપતી. પણ પ્રધાન સુધરતો જ નહી. ઇ. સ. ૧૮૫૧ના ડિસેમ્બરમાં ફ્રાંસમાં પ્રિન્સ લૂઈ નેપોલિઅને પ્રજારાજ્યને ઊડાવી દીધું અને પોતે સામ્રાટ્ બન્યો. પામર્સ્ટને આ બનાવને અનુમતિ આપી. પણ રાણી અને રસલ ઘણાં ગુસ્સે થયાં. તેથી પામર્સ્ટનને રાજીનામું આપવું પડ્યું. પામર્સ્ટનના આ સપાટાઓથી યૂરોપનાં રાજ્યો ઈંગ્લંડને શકદાર ગણવા લાગ્યાં અને રશિઆએ તો તુરતમાં તેનું વેર લીધું.

---

# પ્રકરણ ૧૬મું

## (૨) રાણી વિક્ટોરિઆ : (ચાલુ)

### ઇ. સ. ૧૮૫૨–૬૫.

### જૂના અમીરોના કારભારો : ડર્બી, ઍબરડીન, પામર્સ્ટન.

**ઍબરડીન : ઇ. સ. ૧૮૫૨–૫૫:**—રસલ પછી લૉર્ડ ડર્બી–લૉર્ડ સ્ટૅન્લી–સંયુક્ત મંત્રીમંડળ (Coalition)નો પ્રધાન થયો. તે "પ્રોટેક્શનિસ્ટ" હતો. ડિઝ્રાઇલિ આ મંત્રીમંડળનો ખજાનચી હતો. પણ બજેટ ઉપર તકરાર થતાં તે હારી ગયો. તેથી મંત્રીઓએ રાજીનામું આપ્યું અને ઍબરડીન મુખ્ય પ્રધાન થયો, ઇ. સ. ૧૮૫૨. આ નવા કારભારમાં ગ્લૅડ્સ્ટન ખજાનચી હતો. તેણે કેટલાક નવા કરો નાંખ્યા અને જૂના તથા ગેરવ્યાજબી કરો રદ કર્યા. આ વખતે યૂરોપમાં લડાઈ ચાલી રહી હતી. તેમાં ઈંગ્લંડ સંડોવાયું. તેથી નાણું વ્યાજે ન લેતાં નવા કરોના ઉત્પન્નમાંથી ગ્લૅડ્સ્ટને લડાઈનું ખર્ચ નિભાવ્યું. રસલને પાર્લમેંટના બંધારણમાં સુધારો

જોઈતો હતો, પણ ઍબરડીનના અને પામર્સ્ટનના વિરોધથી તે કાંઈ કરી શક્યો નહી. ન્યૂકૅસલ લડાઈખાતાનો પ્રધાન હતો. પણ તે નબળો અને બિનઅનુભવી હોવાથી ક્રિમિઆના વિગ્રહમાં ઈંગ્રેજ સૈન્યને ઘણી હલાકી ભોગવવી પડી; અને પ્રજાનો, રાણીનો, અને પાર્લમેંટનો અ–સંતોષ ઘણો વધી ગયો અને પાર્લમેંટે ઍબરડીનના કારભાર ઉપર નિંદાત્મક ઠરાવ પસાર કર્યો. તેથી ઍબરડીને રાજીનામું આપ્યું, ડિસેંબર ઇ. સ. ૧૮૫૪. રાણીએ ડર્બીને મુખ્ય પદ આપવા માંડયું, પણ તેણે ના પાડી. તેથી ઈકોતેર વર્ષની ઉમરે લૉર્ડ પામર્સ્ટન મુખ્ય પ્રધાન થયો, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૫૫.

**હિંદુસ્તાન. ઇ. સ. ૧૮૪૬–૫૬:**—આ વખતમાં હિંદમાં કંપનીએ આખું પંજાબ જીતી લીધું, બિનવારસ રાજાઓનાં રાજ્યો–સાતારા, નાગપુર, ઝાંસી–આ વખત દરમ્યાન ખાલસા થયાં, અને અયોધ્યાને બ્રિટિશ પ્રાંત બનાવવામાં આવ્યો, ઇ. સ. ૧૮૪૬–૫૬. ડેલ્હાઉસિ તે વખતે ગવર્નર જનરલ હતો.

**રશિઆ. તુર્કી. ફ્રાંસ. ઈંગ્લંડ. ઇ. સ. ૧૮૫૩–૫૪:**—હવે આપણે યૂરોપની પરિસ્થિતિનો વિચાર કરીએ. ઇ. સ. ૧૭૪૦ની સાલના એક કરારથી તુર્કીના સુલતાનના કબજાના પૅલેસ્ટાઇન પ્રાંતની પવિત્ર ખ્રિસ્તી જાત્રાની જગ્યાઓ ઉપર ફ્રાંસને અમુક હકો આપવામાં આવ્યા હતા. ખ્રિસ્તી ધર્મમાં બે પંથો છે: (૧) લૅટિન (૨) ગ્રીક. ફ્રેંચો લૅટિન પંથ–ચર્ચ–ના છે. ફ્રાંસના લૅટિન પાદરીઓ જેરુસલેમ વિગેરે પવિત્ર સ્થળોનો કબજો ભોગવતા બંધ થયા. તેથી ગ્રીક પાદરીઓએ તેમનો કબજો સંભાળ્યો. તેથી ફ્રાંસના પ્રમુખ અને પછી સમ્રાટ્–લૂઈ નેપોલિઅને ખ્રિસ્તી યાત્રાનાં સ્થળોને ફ્રેંચ કબજામાં લેવાની ઇચ્છા દર્શાવી. સુલતાને તે હકો સ્વીકાર્યા. પણ રશિઆ ગ્રીક પંથ (Church)નાં રાજ્યોમાં મુખ્ય ગણાતું હોવાથી ઝારે ગ્રીક પંથનો પક્ષ લીધો. તેણે જેરુસમેલ વિગેરે પવિત્ર સ્થળોના જ નહી પણ તુર્કીની સલ્તનતના તમામ દોઢ કરોડ ગ્રીક લોકો–સર્વિઆ, બલ્ગેરિઆ, વિગેરે સુલતાનના પ્રાંતોના ગ્રીકો–ના હકોનો પોતે ખરો સંરક્ષક છે એમ જાહેર કર્યું. ઇ. સ. ૧૮૪૪માં નિકૉલસ ઝાર ઈંગ્લંડ

આવ્યો હતો, ત્યારે તેણે તુર્કીની સલ્તનતને વહેંચી ખાવા માટે પરદેશ ખાતાના પ્રધાન ઍબરડીનને ઇસારો કર્યો હતો. તે જ ઍબરડીન હવે મુખ્ય પ્રધાન હતો. તેણે લૉર્ડ સ્ટૅફૉર્ડ રૅટ્ક્લિફને ઇસ્તંબૂલ મુકામે મોકલ્યો. રૅટ્ક્લિફની સલાહથી સુલતાને રશિઆના જૂના અધિકારોને કબૂલ રાખ્યા, પણ નવા અધિકારોને માન્ય રાખ્યા નહી. ઝારે તેથી પોતાના પ્રતિનિધિઓને ઇસ્તંબૂલથી પાછા બોલાવી લીધા અને ડૅન્યુબ નદીના તુર્કીના હવાલાના પ્રાંતો–મૉલ્ડેવિઆ વિગેરેમાં લશ્કરો મોકલ્યાં. આ બનાવથી યૂરોપનાં મોટાં રાજ્યો દરમ્યાન થયાં. ફ્રાંસે અને ઈંગ્લંડે પોતાનાં નૌકાસૈન્યોને કાળા સમુદ્રમાં રવાના કર્યાં. પણ એ દરમ્યાનગીરી કાંઈ કામમાં આવી નહી. તુર્કીએ રશિઆ સામે લડાઈ જાહેર કરી અને રશિઆના નૌકાસૈન્યે સાઈનોપે પાસે તુર્કીની કેટલીક નૌકાઓને ડુબાડી દીધી. આ સમાચાર ઈંગ્લંડ અને ફ્રાંસ પહોંચ્યા ત્યારે તે દેશોની પ્રજાઓ ખળભળી ઊઠી. બંને સરકારોએ ઝારને મૉલ્ડેવિઆ અને વૅલેશિઆના પ્રાંતો ખાલી કરવાનું કહેવરાવ્યું. પણ ઝારે ના પાડી. રશિઆ કાળા અને ભૂમધ્ય સમુદ્રોમાં મુખ્ય સત્તા ધરાવે તે ઈંગ્લંડના એશિઆઈ અને આફ્રિકાના સામ્રાજ્યને નુકસાનકર્તા હતું. ઈંગ્લડના ભલભલા મુસદ્દીઓ, જેવા કે પિટ્ટ, કૅસલરે, કૅનિંગ, પામર્સ્ટન વિગેરેએ રશિઆ સામે વિરોધ કર્યો હતો અને તુર્કીનો પક્ષ કર્યો હતો. તેથી ઈંગ્લંડે અને ફ્રાંસે રશિઆ સામે લડાઈ જાહેર કરી, માર્ચ, ઇ. સ. ૧૮૫૪. ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ પહેલાં દરમ્યાન થયાં હતાં. પણ તેઓ લડાઇથી અલગ રહ્યાં.

**ક્રિમિઆનો વિગ્રહ : ઇ. સ. ૧૮૫૪–૫૬:—બાલાકલાવા અને ઇન્કરમાન : સેબાસ્ટપોલનો ઘેરો:**—શરુઆતમાં તો રશિઆએ મિત્રરાજ્યોના લશ્કરી દબાણને લીધે ડૅન્યુબ નદી ઉપરના બંને પ્રાંતો ખાલી કરી દીધા. પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ ક્લૅરંડને ક્રિમિઆ (Crimea) ના દ્વીપકલ્પ ઉપર સવારી મોકલી. મિત્રરાજ્યોનાં લશ્કરોએ Sebastapol –સેબાસ્ટપોલને ઘેરો નાંખ્યો; એક ફ્રેંચ સેનાપતિ મંદવાડમાં મરી ગયો; બીજો ફ્રેંચ સેનાપતિ તદ્દન નબળો નીવડયો, બાલાક્લાવા (Balaclava) પાસે ઈંગ્રેજ ટુકડીએ અજબ બહાદુરી બતાવી રશિઅનોનો અટકાવ કર્યો.

આ કૃત્ય The Charge of the Light Brigade કહેવાય છે, ઑક્ટોબર, ઇ. સ. ૧૮૫૪. ઇન્કરમાન (Inkerman) ટેકરા પાસે રશિઅન લશ્કર હારી ગયું. સેબાસ્ટપોલ ઉપર હલ્લો કરીને તે કિલ્લો લઈ શકાત, પણ ફ્રેંચ સેનાપતિએ ના પાડી. ઇંગ્રેજ લશ્કરી વ્યવસ્થા ઘણી અ-સંતોષકારક હતી. અધૂરામાં પૂરૂં સખ્ત વાવાઝોડું થયું. તેથી લશ્કરનો તમામ સરંજામ નાશ પામ્યો. મરડો, કૉલેરા, ટાઇફૉઇડ, એ દરદો ફાટી નીકળ્યાં, સેંકડો સિપાઈઓ અને ઢોરો તેમનાં ભોગ થઈ પડ્યાં, દરદીઓની સારવાર માટેની વ્યવસ્થા ઘણી ભયંકર હતી. લંડન "ટાઇમ્સ" પત્રના પ્રતિનિધિએ આ ખબર ઇંગ્લંડ મોકલ્યા. ફ્લૉરેંસ નાઇટિંગેઇલ સ્વયંસેવિકાઓને લઈને રણક્ષેત્ર ઉપર ગઈ. લોકો ઉશ્કેરાઈ ગયા જેથી ઍબરડીને રાજીનામું આપ્યું. પામર્સ્ટન મુખ્ય



પ્રધાન થયો. તેની આગેવાની નીચે બાજી સુધરી. ઝાર નિકોલસ મરી ગયો, ઇ. સ. ૧૮૫૫. પ્રખ્યાત ઇટાલિઅન મુસદ્દી કાઉંટ કાવૂરે (Cavour) સાર્ડિનિઆથી એક લશ્કર મિત્રરાજ્યોની મદદે મોકલ્યું. ૩૪૯ દિવસના ઘેરા પછી સેબાસ્ટપોલ શરણ થયું અને રશિઅન લશ્કરો હારી ગયાં, સપ્ટેંબર ઇ. સ. ૧૮૫૫. આ જ અરસામાં કાર્સ રશિઅન લશ્કરના હાથમાં ગયું. સાથે વિગ્રહનો પણ અંત આવ્યો.

**પૅરિસનું તહ : માર્ચ, ઇ. સ. ૧૮૫૬:**—ઑસ્ટ્રિઆની સરકાર બંને પક્ષો વચ્ચે સમાધાન કરવા દરમ્યાન થઈ. એક વર્ષની વાટાઘાટ પછી પૅરિસ મુકામે કરાર કરવામાં આવ્યો. તે પ્રમાણે તુર્કીની સ્વતંત્રતા જાળવવા માટે ઇંગ્લંડ, ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, રશિઆ અને સાર્ડિનિઆ પરસ્પર બંધાયાં; તુર્કી યુરોપના રાજ્યમંડળ (Concert of Europe)માં દાખલ

થયું; તુર્કીના આંતર કારભારમાં કોઈએ દરમ્યાન થવું નહી એમ નક્કી થયું; સુલતાને પોતાની તમામ પ્રજાની પરિસ્થિતિ સુધારવાનું વચન આપ્યું; ક્રિમિઆ રશિઆને અને કાર્સ તુર્કીને પાછાં મળ્યાં; કાળા સમુદ્રમાં સુલેહ વખતે સર્વ રાજ્યોને એકસરખી છૂટો આપવામાં આવી; ડૅન્યુબ નદી સર્વમાન્ય નદી થઈ; મૉલ્ડેવિઆ, વૉલેશિઆ અને સર્વિઆની સ્વતંત્રતા માટે મિત્રરાજ્યો જામીન થયાં. રશિઆના અગાઉના તમામ અધિકારો રદ થયા. સુલેહથી ફ્રાંસના નેપોલિઅનનું માન વધ્યું. તે ઈટાલિનો અને રશિઆનો મિત્ર થયો. સાર્ડિનિઆ વગવાળું રાજ્ય થયું અને નવા ઈટાલિનો ઉદય થયો.*

પિટ્ટ, કૅસલ્રે, કૅનિંગ અને પામર્સ્ટન તુર્કીના મિત્રો હતા; તેમના પછી ડિઝ્રાઈલિએ તેજ ધોરણ સ્વીકાર્યું. એ વખતે કેટલાએક ઈંગ્રેજ મુસદ્દીઓ આ મૈત્રી ઉપર કટાક્ષથી જોતા હતા. છેલ્લા મહાવિગ્રહમાં તુર્કી ઈંગ્લંડ સામે અને જર્મની સાથે રહી લડ્યું તે ઉપર દૃષ્ટિ કરીએ તો ક્રિમિઆનો વિગ્રહ ફોકટ લડાયો હતો એમ કહેવું પડશે.†

રાજકારણ કદિ કાયમ રહેતું નથીઃ આજના મિત્રો કાલે શત્રુઓ થઈ બેસે છે. પણ એટલું તો ચોક્કસ છે કે ક્રિમિઆના વિગ્રહથી ધારેલાં પરિણામો આવ્યાં નહી અને ઈંગ્લંડની તથા રશિઆની હરીફાઈ ઓછી થઈ નહી.‡

**પામર્સ્ટનનો કારભાર : ઇ. સ. ૧૮૫૫–૫૭:**—પામર્સ્ટને ક્રિમિઆના યુદ્ધનો અંત આણ્યો. તેણે લડાઈખાતું સારી રીતે સુધારી દીધું. ઇ. સ. ૧૮૫૬–૫૭માં ઈંગ્લંડ અને ઈરાન વચ્ચ લડાઈ થઈ. શાહે હિરાત ઉપર ચડાઈ કરી. ઈરાન હારી ગયું. ચીનની સરકારે એક ઈંગ્રેજ વહાણ

---

*In the waters of the Tchernya the stain of Novara was wiped out for ever; out of the mud of the trenches was modern Italy built up. Trvelyan.

†The Crimean war was a blunder and a crime.

‡When one reads the treaty, there is nothing to show which is the conqueror and which the conquered.

ફ્રેંચ વકીલોની નોંધ.

રોકી રાખ્યું અને તેના ખલાસીઓને કેદ કર્યા, તે કારણથી પામર્સ્ટને ચીન સામે લડાઈ જાહેર કરી. ફ્રેંચો ઈંગ્રેજો સાથે ભળ્યા. ચીનાઓ હારી ગયા. તેથી તેમણે યાંગ-સે-કિઆંગ નદી ઉપરનો વેપાર ખુલ્લો કર્યો, પરસ્પર વકીલો મોકલવાની શરત લખી આપી, અને ખ્રિસ્તી ધર્મને રક્ષણ આપવાનું વચન આપ્યું, ઇ. સ. ૧૮૫૭. પાર્લમેંટે ચીનના વિગ્રહની રાજ્યનીતિને વખોડી કાઢી તેથી પામર્સ્ટને રાજીનામું આપ્યું. પણ પ્રજાને તેની રાજ્યનીતિ ગમી ગઈ હતી. તેથી નવી પાર્લમેંટમાં પામર્સ્ટનની બહુમતી થઈ. ઉંમરે વૃદ્ધ, પણ સ્વભાવે અને કામકાજ કરવામાં યુવાન્ પામર્સ્ટન વળી પાછો મુખ્ય મંત્રી થયો, એપ્રિલ, ઇ. સ. ૧૮૫૭.

**ઉપરાઉપરી બદલાએલાં મંત્રીમંડળો: પામર્સ્ટન અને ડર્બી** (બીજી વાર) **ઇ. સ. ૧૮૫૭–૫૮:**—પામર્સ્ટનનો સ્વભાવ રાણીને જરાય ગમતો નહી. વળી ટોરિઓ અને બ્રાઇટ જેવા લિબરલો તેની વિરુદ્ધ હતા. ઇ. સ. ૧૮૫૭–૫૮માં હિંદમાં સિપાઈઓએ બળવો કર્યો. પામર્સ્ટને બ્રિટિશ હિંદના કારભાર માટે યોગ્ય બંદોબસ્ત કરવા પ્રયત્ન કર્યો. દરમ્યાન ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅનના ઉપર કોઈએ બૉંબ ફેંક્યો. ગુનેગારની તપાસ કરતાં એમ માલુમ પડયું કે કાવતરું ઇંગ્લંડમાં થયું હતું. ફ્રેંચ સરકાર અને પ્રજા ઇંગ્રેજો ઉપર ઘણાં ચીડાયાં. આવાં કાવતરાં સામે પામર્સ્ટને હાઉસ ઑફ્ કૉમન્સમાં એક મુસદ્દો રજુ કર્યો. પણ તેમાં હારી જતાં તેણે રાજીનામું આપ્યું, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૫૮.

રાણીએ હવે લૉર્ડ ડર્બીને મુખ્ય મંત્રી બનાવ્યો. ડિઝરાઇલિ બીજી વાર ખજાનચી થયો. સિપાઈઓનો બળવો શાંત થઈ ગયો, એટલે બ્રિટિશ હિંદના કારભાર માટે નવો કાયદો કરવામાં આવ્યો, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૫૮. દરમ્યાન ઑસ્ટ્રિઆ અને સાર્ડિનિઆ વચ્ચે લડાઈ સળગી ઊઠી હતી. ફ્રાંસ ઇટાલિને ઉત્તેજન આપતું હતું. નેપોલિઅને ઇટાલિમાં લશ્કર મોકલ્યું. ડિઝરાઇલિએ હાઉસ ઑફ્ કૉમન્સના બંધારણમાં સુધારો કરવનો ઠરાવ કર્યો. પણ પરદેશ ખાતાના કારભાર ઉપર અને સુધારાના સવાલ ઉપર લિબરલો અને પીલના અનુયાયીઓ ભેગા થઈ ગયા. પરિણામે ડર્બી અને ડિઝરાઇલિ હારી ગયા અને પામર્સ્ટન ફરી મુખ્ય પ્રધાન થયો, મે, ઇ. સ. ૧૮૫૯.

**લૉર્ડ પામર્સ્ટનનો છેલ્લો કારભાર: ઈ. સ. ૧૮૫૯–૬૫.** **ખજાનચી ગ્લૅડ્સ્ટન:**—પામર્સ્ટનના છેલ્લા મંત્રીમંડળમાં ગ્લૅડ્સ્ટન ખજાનચી થયો. અત્યાર સુધી ગ્લૅડ્સ્ટન પીલના પક્ષકારોમાં ખપતો હતો. પણ તે જૂના કૉન્ઝર્વેટિવ પક્ષમાંથી હંમેશને માટે ખસી ગયો અને લિબરલોની સાથે કારભારમાં દાખલ થયો. પામર્સ્ટન પોતે પાર્લમેંટના સુધારાથી વિરુદ્ધ હતો. પણ તે સવાલનો ખાસ ઉત્સાહી રસલ મંત્રીમંડળમાં હતો; છતાં તે પ્રશ્ન હમણાં તો અધર જ રહ્યો. પામર્સ્ટનના આંતર કારભારમાં ગ્લૅડ્સ્ટનના આર્થિક સુધારાઓ ખાસ લક્ષમાં રાખવા જોગ છે. તેણે ફ્રાંસ સાથે વેપારનો કરાર કર્યો, સાધારણ વપરાશની ઘણી જણસો ઉપરની જગાતો ઓછી કરી અથવા કાઢી નાંખી, કાચો માલ, ખાધાખોરાકીની ચીજો અને કારખાનાંમાં બનેલો માલ, એટલી ચીજો ઉપર માત્ર નામની જ જગાત રાખી, અને જેમ બને તેમ ઓછી ચીજો ઉપર થોડીશી જગાત રહેવા દીધી. આયપતવેરો હવેથી દેશમાં કાયમનો કર થયો. ગ્લૅડ્સ્ટને કાગળ ઉપરની જગાત કાઢી નાંખી. તેમાં હાઉસ ઑફ્ કૉમન્સ અને હાઉસ ઑફ્ લૉર્ડ્ઝ વચ્ચે તકરાર થઈ. તેથી પ્રજા ઉપરના જૂના કરોમાં ફેરફારો કરવાની અને નવા કરો નાંખવાની સત્તા હાઉસ ઑફ્ કૉમન્સની જ છે, અને હાઉસ ઑફ્ લૉર્ડ્ઝને તે બાબતમાં ખાસ દરમ્યાન થવાની સત્તા હોવી જોઈએ નહી, એ ઉપયોગી સૂત્ર સ્વીકારનારા ત્રણ ઠરાવો પામર્સ્ટને હાઉસ ઑફ્ કૉમન્સમાં પસાર કરાવ્યા, જુલાઈ, ઈ. સ. ૧૮૬૦. બીજે વર્ષે ગ્લૅડ્સ્ટને હાઉસ ઑફ્ કૉમન્સની નાણાં ઉપરની સત્તા વિશેષ સાબુત કરી. જગાતના ફેરફારોથી અને ફ્રાંસ સાથેના વેપારના કરારથી ઇંગ્લંડનું ઉત્પન્ન વધ્યું. તેથી ખજાનચીએ આયપતવેરો ઘટાડી દીધો અને ખોરાકીનાં સાધનો ચા વિગેરે સોંઘાં કર્યાં. ગ્લૅડ્સ્ટને પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બૅંકો સ્થાપી. મધ્યમ વર્ગના લાખો લોકો પોતાનાં બચત નાણાં સલામતીથી આ બૅંકોમાં રાખી શક્યા અને સરકારને ઓછે વ્યાજે નાણું મેળવવાની સારી સગવડ થઈ; હરઘડી શરાફી પેઢીઓ અને બૅંકો પાસે જવાની તેને જરુર રહી નહી. રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓનાં ખર્ચો તપાસવા ગ્લૅડ્સ્ટને એક સ્વતંત્ર અમલદાર નીમ્યો. આ સુધારાથી પાર્લમેંટની આર્થિક સવાલો ઉપરની સત્તા વધી. તેણે રાજ્યનું કેટલુંક નકામું ખર્ચ કાઢી નાંખ્યું.

**પામર્સ્ટનના કારભારનું યૂરોપ: ઇંગ્લંડની તટસ્થતા: ઇ. સ. ૧૮૫૯—૬૫:**—પામર્સ્ટન યૂરોપનાં રાજ્યોના આંતર કારભારમાં બહુ માથું* મારતો, પણ તેના છેલ્લા કારભારમાં ઇંગ્લંડ તટસ્થ રહ્યું; કારણ કે એ વખતે જૉન રસલ પરદેશ ખાતાનો પ્રધાન હતો. ક્રિમિઆના વિગ્રહ વખતે સાર્ડિનિઆના રાજ્ય તરફથી કાઉંટ કાવૂરે મિત્રરાજ્યોને લશ્કરી મદદ મોકલી હતી અને પૅરિસની પરિષદ્‌માં સાર્ડિનિઆને યોગ્ય સ્થાન મળ્યું હતું, તે આપણે ઉપર જોઈ ગયા છીએ. ફ્રાંસના સમ્રાટ્ નેપોલિઅને સાર્ડિનિઆનો પક્ષ લીધો અને નાઇસ તથા સેવૉયના પ્રાંતોના બદલામાં તેણે સમસ્ત ઇટાલિમાંથી ઑસ્ટ્રિઆના પક્ષકાર રાજ્યકર્તાઓને કાઢી મૂકી સમગ્ર ઇટાલિનું એક રાજ્ય બને તે માટે તમામ મદદ આપવા કાવૂરને વચન આપ્યું. રાણી વિક્ટોરિઆને ઇટાલિઅનોનું બંડ ગમતું નહોતું. પણ પામર્સ્ટનના મંત્રીમંડળે ઇટાલિનો પક્ષ લીધો. ઇટાલિ એક રાજ્ય થયું, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૬૧. ચીનની સરકારે ઇ. સ. ૧૮૫૮ની Tienstien—ટીનસ્ટીનની સુલેહ હજુ કબૂલ કરી નહોતી. તેથી પામર્સ્ટને ચીનના કિનારા ઉપર સવારી મોકલી. ઇ. સ ૧૮૬૦ના પેકિનના તહથી પહેલો કરાર મંજૂર થયો અને ટીનસ્ટીનનું બંદર બ્રિટિશ વેપાર માટે ખુલ્લું થયું. લૂઈ નેપોલિઅનને મેકિસકોમાં ફ્રાંસની વગ કરવી હતી. તેથી તેણે પોતાનો ગુપ્ત હેતુ મનમાં રાખી ઇંગ્લંડને યુક્તિથી ફ્રાંસના પક્ષમાં લીધું. પણ રસલ યુક્તિ સમજી ગયો, તેથી ઇંગ્લંડ નેપોલિઅનના કાવાદાવાઓમાં ફસાયું નહી, ઇ. સ. ૧૮૬૧—૬૨. ઇ. સ. ૧૮૬૧માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના ઉત્તર અને દક્ષિણ વિભાગો વચ્ચે ગુલામીના પ્રશ્ન ઉપર લડાઈ સળગી ઊઠી. ઇંગ્લંડમાં કેટલાએક લોકો દક્ષિણ સંસ્થાનો તરફ, તો કેટલાએક ઉત્તર તરફ હતા. "ટ્રેન્ટ" નામની ઇંગ્રેજ મેઇલ આગબોટમાં

---

*પામર્સ્ટનની પરદેશ સંબંધી રાજ્યનીતિ નીચે આપેલા તેના ભાષણના એક ભાગ ઉપરથી એકદમ સ્પષ્ટ થઈ શકે છે: It is a narrow policy to suppose that this country or that is to be marked as the eternal ally or the perpetual enemy of England. We have no eternal allies and we have no perpetual enemies. Our interests are eternal and perpetual.

દક્ષિણ વિભાગનાં સંસ્થાનો તરફથી ઇંગ્લંડ અને ફ્રાંસની સરકારો સાથે મસલત કરવા બે વકીલો નીકળ્યા હતા, તેમને ઉત્તર વિભાગનાં સંસ્થાનોની સરકારે પકડ્યા. "ટ્રેન્ટ" બ્રિટિશ આગબોટ હતી. તેથી બંને સરકારો વચ્ચે લડાઈ સળગી ઊઠત; પણ રાણી અને પ્રિન્સ આલ્બર્ટ વચ્ચે પડ્યાં અને બંનેનાં મનનું સમાધાન થયું. બ્રિટિશ ગોદીમાં તૈયાર થએલી "આલાબામા" (Alabama) નામની એક મનવારે ઉત્તર સંસ્થાનોના વેપારને ઘણું નુકસાન કર્યું. તેથી તેમણે વાંધો ઊઠાવ્યો, જેનું સંતોષકારક સમાધાન કરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૬૩ના જૂનમાં પોલંડમાં રશિઆ સામે બળવો થયો. પ્રશિઆમાં પ્રિન્સ બિસ્માર્ક (Bismarck) ચૅન્સેલર–વઝીર હતો. ફ્રાંસ પોલ લોકોના પક્ષમાં હતું. તેથી બિસ્માર્કે ઝારનો પક્ષ લીધો. ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅને ઝારને ધમકી આપી. પણ ઈંગ્લંડ લડાઈમાં ઉતરવા ઇચ્છતું હતું તે ઝાર સારી રીતે જાણતો હતો. તેથી તેણે નેપોલિઅનની ધમકી ઉપર કાંઈ લક્ષ આપ્યું નહીં. બિસ્માર્કને ઑસ્ટ્રિઆને જર્મનીમાંથી કાઢવું હતું અને જેમ સાર્ડિનિઆની આગેવાની નીચે ઇટાલિ એક થયું હતું તેમ, પ્રશિઆની આગેવાની નીચે જર્મનીનાં નાનાં મોટાં રાજ્યોને તેને એક કરવાં હતાં. આ વખતે ડેન્માર્કની પાસે આવેલાં શ્લેશવિગ અને હૉલ્સ્ટાઇન (Schleswig અને Holstein)ની માલિકીનો સવાલ ઊભો થયો. એક રીતે તે બંને સંસ્થાનો (ડચિઓ) ડેન્માર્કના રાજાની માલિકીનાં હતાં. પણ હૉલ્સ્ટાઇનમાં જર્મનો વસતા હતા અને તે જર્મનીનું એક નાનું સંસ્થાન ગણાતું. શ્લેશવિગમાં જર્મનો ઝાઝા નહોતા. પણ જર્મનીને મન તે પણ જર્મન સંસ્થાન હતું. ડેન્માર્કને બંને પરગણાં –ડચિઓ–પોતને માટે જોઈતાં હતાં. તેથી ઇ. સ. ૧૮૬૩માં અગાઉના એક કરારની ઉપરવટ થઈને પણ નવા ડેઈન રાજા નવમા ક્રિશ્ચિઅને બંને ડચિઓને પોતાના કબજામાં લીધી. બિસ્માર્કે તુરત જ પોતાનો લાગ જોયો. તેણે પ્રશિઆને નામે બને સંસ્થાનોમાં લશ્કરો મોકલ્યાં, ઇ. સ. ૧૮૬૪. બિસ્માર્કે ઑસ્ટ્રિઆ સામે બીજો પ્રપંચ રચ્યો. ઇ. સ. ૧૮૬૬માં તેણે ઑસ્ટ્રિઆ સામે લડાઈ જાહેર કરી તેને જર્મનીના પ્રમુખપણામાંથી બાતલ કર્યું, અને બંને ડચિઓ તથા હૅનોવર, વિગેરેને પ્રશિઆમાં ભેળવી દીધાં. તેણે જર્મનીમાં ઉત્તરનાં તમામ સંસ્થાનોને

પ્રશિઆના રાજાના પ્રમુખપણા નીચે મૂકી દીધાં. પ્રશિઆ મોટા રાજ્યની કોટિમાં આવ્યું; બિસ્માર્કનું બળ વધ્યું; પ્રશિઆને કીલનું ભવ્ય બંદર મળતાં ત્યાં ભવિષ્યમાં પ્રચંડ નૌકાસૈન્ય તૈયાર થયું; ઇ. સ. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધની તૈયારીઓ શરુ થઈ. આ વખતે ઇંગ્લંડે તટસ્થતા જાળવી હતી.

ઇ. સ. ૧૮૬૫ના ઑક્ટોબર માસમાં પામર્સ્ટન ૮૧ વર્ષની ઉંમરે મરી ગયો. બુઢ્ઢાપામાં પણ તેનામાં જુવાનીનાં ઉત્સાહ અને શક્તિ હતાં.

**પામર્સ્ટનની રાજ્યનીતિઃ**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે પામર્સ્ટનની યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો સાથેની રાજ્યનીતિ તપાસી ગયા છીએ. પામર્સ્ટન નહોતો વ્હિગ કે લિબરલ; નહોતો ટારિ કે કૉન્ઝર્વેટિવ; તે રૅડિકલ પણ નહોતો. પરદેશ ખાતાના કારભારમાં તે કૅનિંગનો ચેલો હતો. બેલ્જિઅમ, ગ્રીસ, ઇટાલિ, સ્પેઇન, પોર્ટુગલ અને તુર્કીનો તે મિત્ર હતો; પરદેશી પ્રજાઓને તે સુખી અને જવાબદાર રાજ્યતંત્ર નીચે રહેલી જોવા ઇચ્છતો હતો. તે પાર્લમેંટના જૂના બંધારણને તોડવા ઇચ્છતો નહી. તે ગરીબોની દયા ખાતો અને મજૂરોની પરિસ્થિતિને સુધારવા માટે તે હમેશાં ઉત્સાહ બતાવતો; ઇંગ્રેજો તેને સારી પેઠે ચાહતા. લિબરલો, કૉન્ઝર્વેટિવો અને રૅડિકલો તેને અનુમોદન આપતા. વસ્તુતઃ તે ઓગણીસમી સદીનો નહી પણ અઢારમી સદીનો મુસદ્દી હતો. હરકોઈ સવાલ ઉપસ્થિત થયો કે તુરત તે તેના ઉપર નિર્ણય કરી નાંખતો અને પછી કરેલા નિશ્ચય પ્રમાણે વર્તતો. એ બાબતમાં તે કદિ ઢીલ કરતો નહી. ઇંગ્રેજ પ્રજાનો તે માનીતો મુસદ્દી હતો. રાણીને તે ગમતો નહી; કારણ કે તે "ચટાક," ગમ્મતી, ઉતાવળીઓ, ઉદ્ધત અને સ્વતંત્ર મિજાજનો હતો. તેની રાજ્યનીતિથી ઇંગ્લંડ યૂરોપની રાજ્યનીતિમાં આગેવાન થયું; એ જ સાથે તેના જોહુકમીપણાથી યૂરોપનાં રાજ્યોના દરબારોનો ઇંગ્લંડ ઉપરનો ભરોસો ઘટી ગયો. પામર્સ્ટન દેશનો આગેવાન હતો ત્યાં સુધી જુદા જુદા પક્ષો તેના દબાણમાં હતા; તેના મરણ પછી એ પક્ષો દબાણથી છૂટા થઈ ગયા અને ઇંગ્લંડના ઇતિહાસમાં નવું પરિવર્તન થયું. પામર્સ્ટન ઇંગ્લંડનો

છેલ્લો વૃદ્ધ મુસદ્દી હતો. તેના પછી નવા આગેવાનો આગળ આવ્યા અને તેમના કારભારોમાં ઓગણીસમી સદીના નવા વિચારોને જોસ મળ્યું.§

---

# પ્રકરણ ૧૭મું

## વિક્ટોરિઆનો યુગ ( ચાલુ )

### ઇ. સ. ૧૮૩૫–૯૫

### નવા "લિબરલો" અને "કૉન્ઝર્વેટિવો"

### ગ્લૅડ્સ્ટન. ડિઝરાઇલિ. "યુનિઅનિસ્ટ" પક્ષ.

**નવા સવાલો:**—પામર્સ્ટનના મરી ગયા પછી જે નવાં મંત્રીમંડળોએ ઇંગ્લંડનો કારભાર સંભાળ્યો, તેમને તદ્દન નવા કોયડાઓ ઊકેલવા પડ્યા. પહેલું તો પાર્લમેંટનું બંધારણ ફરી ગયું; પ્રજામત પાર્લમેંટમાં વધારે પડવા માંડ્યું. બીજું, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોના વહિવટ માટે યોગ્ય સૂત્રો ઘડાયાં. ત્રીજું, યૂરોપમાં ઇટાલિ અને જર્મની, એ બે નવાં રાજ્યો થતાં ઇંગ્લંડના પરદેશ ખાતાનો કારભાર ફરી ગયો. ચોથું, એક રાષ્ટ્રીય પક્ષ ઊભો થયો; જે પક્ષને આયર્લંડને ઇંગ્લંડની પાર્લમેંટના અંકુશથી મુક્ત કરવું હતું. આ જ અરસામાં આયર્લંડમાં ઇંગ્લંડથી દરેક બાબતમાં તદ્દન સ્વતંત્ર થવાની હીલચાલ શરુ થઈ. છેલ્લું, વિક્ટોરિઆ રાણીના અમલનાં છેલ્લાં ત્રીસ વરસોમાં સામાજિક સુધારાઓ દાખલ થયા. પ્રજાના પરસ્પર વ્યવહારમાં રાજ્યે

---

§ The veteran Parliamentarian, a Whig by association, a Conservative in sentiment, popular with the masses though he had small sympathy with their aspirations, had exactly represented the passing phase of public opinion. His death was the "letting out of the waters," and a prelude to a new era of stress and activity in domestic politics.

*Pol. Hist. of England*, Vol. XII.

જેમ બને તેમ ઓછું દરમ્યાન થવું જોઈએ એ જૂનો વ્યક્તિવાદ (Individualism) નબળો થઈ ગયો. તેને બદલે પ્રજાહિતની સર્વ પ્રવૃત્તિઓ રાજ્યે હાથમાં લઈ લેવી જોઈએ એ રાજ્ય કે સમાજ સત્તાવાદ (Socialism) લોકપ્રિય બન્યો. તેનાં પરિણામો વીસમા–ચાલુ–સૈકામાં આપણે જોઈ શકીએ છીએ; પણ તેનો પાયો ઓગણીસમી સદીનાં છેલ્લાં ત્રીસ વર્ષમાં નંખાયો હતો.

**રસલ: ઇ. સ. ૧૮૬૫–૬૬:**—પામર્સ્ટનના મરી ગયા પછી રસલ મંત્રીમંડળનો મુખ્ય પુરુષ થયો. જામેઈકાના સંસ્થાનના હબસીઓએ આ વખતે બળવો કર્યો. તેથી ગવર્નર (Eyre) આયરે લશ્કરી કાયદો (Martial law) જાહેર કર્યો અને ઘણા નિરપરાધી માણસોને ફાંસી આપી અને દેશપાર કર્યા. રસલે આ વિષયમાં ઘણી બેદરકારી બતાવી. પાર્લમેંટના સુધારાના સવાલ ઉપર રસલ હારી ગયો. તેથી ડર્બી મુખ્ય પ્રધાન થયો, જૂન, ઇ. સ. ૧૮૬૬. ડર્બી વૃદ્ધ અને અશક્ત હતો. તેથી ઇ. સ. ૧૮૬૮માં તે નિવૃત્ત થયો, એટલે ડિઝરાઇલિ મુખ્ય સત્તા ઉપર આવ્યો.

**ડર્બીનું મંત્રીમંડળ: ઇ. સ. ૧૮૬૬–૬૮. ડિઝરાઇલિનું રિફૉર્મ બિલ: ઇ. સ. ૧૮૬૭:**—રસલે હાઉસ ઑફ્ કૉમન્સના બંધારણના સવાલ ઉપર રાજીનામું આપ્યું હતું. પણ તે બાબત પ્રજામાં ઘણી ચર્ચાતી હતી. ઇંગ્લંડમાં કામદાર લોકોએ તોફાનો કર્યાં. બ્રાઇટ જેવા ધુરંધર વક્તાઓએ તે પ્રશ્ન પોતાનો કર્યો. આ વખતે ડિઝરાઇલિ જે હાઉસ ઑફ્ કૉમન્સનો–"લીડર"–આગેવાન હતો, તેણે સુધારાનો કાયદો પસાર કરાવ્યો, ઑગસ્ટ ઇ. સ. ૧૮૬૭. નવા કાયદાથી હાઉસ ઑફ્ કૉમન્સના સભ્યોની સંખ્યામાં કાંઈ ફેરફાર કરવામાં આવ્યો નહી. પણ નકામા કસ્બાઓ (boroughs)ના મતાધિકારો લઈ લેવામાં આવ્યા; જ્યારે સારા કસ્બાઓના તથા પરગણાંના અધિકારો વધારવામાં આવ્યા. નવા સુધારાથી લગભગ અગ્યાર લાખ માણસોને ચુંટણીના હકો મળ્યા. પરિણામે કામદાર વર્ગના કેટલાએક લોકો પાર્લમેંટની ચુંટણીમાં ભાગ લેતા

થયા; મધ્યમ વર્ગના લોકોનું બળ એટલે અંશે નબળું પડયું. કૉન્ઝર્વેટિવ પ્રધાનમંડળે આ સુધારો કર્યો તેથી મજૂરવર્ગનાં મંડળો તે પક્ષમાં ભળ્યાં. લૉર્ડ ડર્બી જેવા ચુસ્ત ટોરિઓને ડિઝરાઇલિના આ નવા પ્રયોગનો ઝાઝો ભરોસો નહોતો.* પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ બધા પક્ષને અનુભવથી એટલી તો ખાતરી થઈ શકી કે ઇ. સ. ૧૮૬૭ના કાયદાથી ઇંગ્લંડના રાજ્યતંત્રને હાનિ નહી, પણ લાભ થયો હતો. તેથી ડિઝરાઈલિ કૉન્ઝર્વેટિવ પક્ષનો ખરો આગેવાન બન્યો.

આ વખતે એબિસિનિઆના સુલતાને કેટલાક યૂરોપિઅનોને અને બ્રિટિશ એલચીને કેદ કર્યા. તેથી ઇ. સ. ૧૮૬૮માં તેની સામે હિંદથી લશ્કર મોકલવામાં આવતાં તેની સરકાર શરણ થઈ. યૂરોપ બહાર ઇંગ્લંડ દરમ્યાન થયું. પણ ખુદ યૂરોપમાં જ પ્રશિઆ અને ઑસ્ટ્રિઆ વચ્ચે જે ટૂંકો વિગ્રહ થયો તેમાં ઇંગ્લંડ તદ્દન તટસ્થ રહ્યું. ઑસ્ટ્રિઆ હારી ગયું. પ્રશિઆ બિસ્માર્કની ભભકભરી કુનેહથી ઉત્તર જર્મનીનાં રાજ્યોનું આગેવાન બન્યું, જૂન, ઇ. સ. ૧૮૬૬. ઇ. સ. ૧૮૬૭માં પાર્લમેંટે કૅનેડાના જુદા જુદા પ્રાંતોનું એક સંસ્થાન બનાવી તેને ગવર્નર જનરલ નીચે મૂક્યું અને પ્રાંતોને લેફ્ટેનન્ટ ગવર્નરો નીચે મૂક્યા. દરેક પ્રાંતને જુદી ધારાસભા આપવામાં આવી. આ એકત્રિત થએલાં સંસ્થાનમાં કોલંબિઆ, વાનકુંવર ટાપુ અને પ્રિન્સ એટવર્ડ ટાપુ ભળ્યાં. આયર્લંડના ચર્ચનો સવાલ આ વખતે મુખ્ય પ્રશ્ન હતો. તે ઉપર ગ્લૅડસ્ટને ડિઝરાઇલિને હરાવ્યો. તેથી પાર્લમેંટને રજા આપવામાં આવી. નવી ચુંટણી થઈ તેમાં લિબરલો ફાવ્યા. તેથી ડિઝરાઇલિએ રાજીનામું આપ્યું, ડિસેંબર, ઇ. સ. ૧૮૬૮.

હવેથી ઇંગ્લંડના ઇતિહાસમાં બે મહાન્ પુરુષોનો અખાડો જામ્યો: એક તરફ ડિઝરાઇલિ અને બીજી તરફ ગ્લૅડસ્ટન. ઇ. સ. ૧૮૮૦ સુધીનો બ્રિટિશ ઇતિહાસ એટલે ગ્લૅડસ્ટન અને ડિઝરાઇલિનું દ્વંદ્વયુદ્ધ.

**ગ્લૅડસ્ટન: ઇ. સ. ૧૮૩૩–૧૮૬૮:**—ઉપરનાં પૃષ્ઠોમાં ગ્લૅડસ્ટનના જીવનચરિત વિષે આપણે કાંઇ જોઈ શક્યા નથી. ઇ. સ. ૧૮૬૮ની

*It is a "leap in the dark."

ત્યારથી તે ઠેઠ ઇ. સ. ૧૮૯૮ સુધી ગ્લૅડ્સ્ટન ઈંગ્લંડનો ધુરંધર મુત્સદ્દી હતો. તેથી તેના જીવનનો આગલો ભાગ અહીં તપાસવાની જરુર છે; તેના જીવનનો પૂર્વ વૃત્તાંત અને તેના ગુણદોષ એમને જાણ્યા વગર આપણે હવે પછીનાં ત્રીસ વર્ષનો ઇતિહાસ બરોબર સમજી કે વિચારી શકીએ નહી.

વિલિઅમ એવર્ટ ગ્લૅડ્સ્ટન (William Ewart Gladstone) ઇ. સ. ૧૮૦૯ના ડિસેંબર માસમાં લિવર્પૂલ મુકામે જન્મ્યો હતો. તેનો બાપ સર જ્હૉન ગ્લૅડ્સ્ટન લિવર્પૂલનો મોટો વેપારી હતો. તે પહેલાં વ્હિગ હતો. પણ પાછળથી પિટ્ટની અને કૅનિંગની મૈત્રી થતાં તે કૉન્ઝર્વેટિવ પક્ષમાં ભળ્યો હતો. નાનપણથી જ ગ્લૅડ્સ્ટનના મગજ ઉપર કૉન્ઝર્વેટિવ વાતાવરણની સજ્જડ છાપ પડી હતી. શાળામાં અને કૉલેજમાં ગ્લૅડ્સ્ટન ઘણાં છટાદાર ભાષણો કરતો. એ વખત દરમ્યાન તેને ગ્રીક અને લૅટિન સાહિત્યનો શોખ લાગ્યો. કૉલેજ છોડ્યા પછી તેને ચર્ચમાં દાખલ થવું હતું. પણ તે વિચાર તેણે છોડી દીધો અને ઇ. સ. ૧૮૩૩માં તે પહેલી વાર પાર્લમેંટમાં દાખલ થયો. પાર્લમેંટમાં તે હમેશાં કૉન્ઝર્વેટિવ આગેવાન સર રૉબર્ટ પીલનો પક્ષ કરતો. ઇ. સ. ૧૮૩૫માં પીલના મંત્રીમંડળમાં ગ્લૅડ્સ્ટન સંસ્થાનોનો નાયબ દિવાન (Under Secretary of State for the Colonies) થયો. પીલને રાજીનામું આપવું પડયું એટલે ગ્લૅડ્સ્ટન નિવૃત્ત થયો. ઇ. સ. ૧૮૪૧માં પીલ ફરી મુખ્ય પ્રધાન થયો, ત્યારે તેણે ગ્લૅડ્સ્ટનને બોર્ડ ઑફ ટ્રેઈડનો પ્રમુખ અને મંત્રીમંડળનો સભ્ય બનાવ્યો. ગ્લૅડ્સ્ટને આ વખતે વેપારરોજગાર, જગાત, કરપદ્ધતિ, વિગેરેનો સારો અભ્યાસ કર્યો. પીલે આયર્લંડની મેનુથ (Maynooth) કૉલેજને સરકારી મદદ આપી. તે ટોરિ ગ્લૅડ્સ્ટનને ગમ્યું નહી, તેથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું



ગ્લૅડ્સ્ટન

આપ્યું. પણ ઇ. સ. ૧૮૪૬માં તે પાછો મંત્રીમંડળમાં દાખલ થયો અને સંસ્થાનોનો સેક્રેટરિ (Colonial Secretary) બન્યો. અનાજની આયાત વિષેના કાયદાઓ (Corn Laws) રદ થયા પછી પીલે રાજીનામું આપ્યું એટલે ટોરિઓનો અંત આવ્યો. ત્યાર પછી ગ્લૅડ્સ્ટન ઇટાલિ ગયો. ત્યાં નેપલ્સના રાજ્યકર્તાનો જુલમ જોઈ તેનું અંતર બળી ગયું, અને યૂરોપ તરફના વલણમાં તે "લિબરલ" વિચારો ધરાવતો થયો. ઇ. સ. ૧૮૫૨ના ઍબરડીનના મંત્રીમંડળમાં ગ્લૅડ્સ્ટન Chancellor of the Exchequer –ખજાનચી થયો. તેણે ક્રિમિઆના વિગ્રહના ખર્ચને પોતાના બાહોશ બજેટોથી નિભાવ્યું. ઇ. સ. ૧૮૫૫માં તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. હવે તે લગભગ "લિબરલ" થઈ ગયો હતો. ઇ. સ. ૧૮૫૮માં લૉર્ડ ડર્બીએ તેને આયોનિઆના ટાપુઓના કમિશનરની જગ્યા આપી. પામર્સ્ટનના કારભારમાં ગ્લૅડ્સ્ટન બીજી વાર ખજાનચી થયો. તે વખતે તેણે કરેલા તમામ સુધારાઓને આપણે ઉપર જોઈ ગયા છીએ. પામર્સ્ટનના મરણ પછી ગ્લૅડ્સ્ટન પહેલી વાર હાઉસ ઑફ્ કૉમન્સનો લીડર–આગેવાન થયો. તે હવે ચુસ્ત લિબરલ થયો હતો. હાઉસ ઑફ્ કૉમન્સને સુધારવા તેણે પાર્લમેંટમાં એક બિલ દાખલ કર્યું. તેમાં તે ફાવ્યો નહી. રસલના છેલ્લા કારભારનો અંત આવ્યો. ડર્બી અને ડિઝરાઇલિ સત્તા ઉપર આવ્યા. ઇ. સ. ૧૮૬૮માં કાન્ઝર્વેટિવ આગેવાનોની હાર થઈ. તેથી રાણીએ "લિબરલ" પક્ષના આગેવાન ગ્લૅડ્સ્ટનને મુખ્ય મંત્રીનું પદ આપ્યું *

**ગ્લૅડ્સ્ટનના ગુણદોષ:**—ગ્લૅડ્સ્ટનનું શરીર જેટલું મજબુત હતું તેટલું જ તેનું મનોબળ મજબુત હતું. જે કોઈ બાબત તે હાથમાં લેતો તેનો તે કોઈ પણ રીતે નિકાલ કરતો. તે નિકાલ એ બાબતનો પૂરો અભ્યાસ કર્યા પછી જ તે કરતો. તે ઘણો ઉદ્યમી હતો. તેના વિચારો ઘણા ઊંચા હતા. દરેક ઊંચા વિચારને તે વ્યવહારમાં મૂકતો. ગ્લૅડ્સ્ટનના

---

* Liberalism was at its zenith, more hopeful and more self-confident than it had been since the first reform bill or again to become during the remainder of the nineteenth century. P. 231, Vol. XII, *Political Hist. of England*, edited by Hunt and Poole.

ચારિત્ર્યનું એક બીજું ખાસ લક્ષણ નોંધવા જેવું છે. તેનો સ્વભાવ ઉદાસીન હતો. ફત્તેહથી તે કદિ મલકાતો નહી, તો નિષ્ફળતાથી તે કદિ નિરાશ થતો નહી. દુઃખી પ્રજાઓની તે દયા ખાતો. તે મોટો ભાષણકર્તા હતો. જ્યારે તે ભાષણ કરતો ત્યારે શબ્દો અને વાક્યો આપોઆપ તેના હોઠમાંથી સરવા માંડતાં. તે સ્વભાવે ઘણો ભોળો હતો. માણસોની પરીક્ષા કરવામાં તે ઘણી વાર ભૂલ ખાતો. ખ્રિસ્તી ધર્મ ઉપર તેને ઘણી શ્રદ્ધા હતી. ગ્લૅડ્સ્ટન લડાઈમાં માનતો નહી; લડાઈ ઉપર તેને તિરસ્કાર છૂટતો. નાનાં મોટાં રાજ્યો ભેગાં થઈ પંચ મારફત પોતાની તકરારોનું સમાધાન કરે એમ તે ઇચ્છતો. ઇંગ્લંડના સામ્રાજ્યમાં તેને શ્રદ્ધા હતી. પણ તે સામ્રાજ્યના બધા ભાગો સ્વતંત્ર હોવા જોઈએ એમ તે માનતો. ગોરી પ્રજાઓએ સંસ્થાનોના અસલ વતનીઓ ઉપર ન્યાય અને નીતિનાં ધોરણો પ્રમાણે અમલ કરવો જોઈએ એમ તે માનતો. પહેલેથી જ કોઈ ચોક્કસ કરેલાં સૂત્રો પ્રમાણે ગ્લૅડ્સ્ટન વર્ત્યો નથી; જેમ જેમ વખત જતો તેમ તેમ તે વિચાર કરતો અને સમય પ્રમાણે તે પોતાનાં સૂત્રો નક્કી કરતો. દેશાવર સાથે વેપારની છૂટ, પરરાજ્યો સાથે સુલેહ, ખુદ ઇંગ્લંડમાં લોકોની ઇચ્છાનુસાર રાજ્યકારભાર, રાજ્યના ખર્ચમાં ખૂબ કરકસર, એ તેનાં મુખ્ય સૂત્રો વર્ણવી શકાય. ગ્લૅડ્સ્ટન "લિબરલ" હતો પણ તે "રૅડિકલ" નહોતો. માણસજાતની સમાનતામાં તે કદિ માનતો નહી. જૂની સંસ્થાઓ તરફ અને જૂનાં ધોરણો તરફ તે પૂજ્યભાવ ધરાવતો. ગ્લૅડ્સ્ટને લિબરલ પક્ષને નવો ઓપ આપ્યો અને કૉન્ઝર્વેટિવો સામે તે પક્ષને મજબુત બનાવ્યો.

**ગ્લૅડ્સ્ટન અને આયર્લંડ:**—આયર્લંડનો સવાલ હજુ અણઉકલેલો રહ્યો હતો. તે સવાલના મુખ્યત્વે ત્રણ મુદ્દાઓ હતાઃ (૧) ધર્મનો (૨) જમીનનો (૩) રાજ્યસત્તાનો. આયર્લંડના લોકો ધર્મે રોમન કૅથૉલિકો હતા. જ્યારે ઇંગ્લંડના લોકો ધર્મે પ્રોટેસ્ટન્ટ હતા. આયર્લંડમાં જમીનની માલિકી પ્રોટેસ્ટન્ટોના હાથમાં હતી અને રોમન કૅથૉલિક પ્રજા માત્ર જમીન ખેડી તે ઉપર ગણોત ભરી પ્રોટેસ્ટન્ટ જમીનદારોની તાબેદારી ઊઠાવતી. આયર્લંડનો ત્રીજો પ્રશ્ન રાજ્યકીય હતો. આયર્લંડ ઇ. સ. ૧૮૦૧ના કાયદાથી ઇંગ્લંડ સાથે સંકળાએલું હતું. તે તેના લોકોને ગમતું નહોતું. ઇ. સ. ૧૮૨૯થી

કૅથૉલિકોને પાર્લમેન્ટમાં બેસવાની છૂટ હતી. પણ તે દેશની પ્રજાને ઇંગ્લંડ સાથેનો સંયુક્ત કારભાર જરાય ગમતો નહોતો અને જેમ બને તેમ વેળાસર તેમને ઇંગ્લંડની પાર્લમેન્ટની સત્તાથી મુક્ત થવું હતું.

ઇ. સ. ૧૮૪૫માં ભયંકર દુષ્કાળ પડયો હતો. તેમાં દસ લાખ માણુસો ભૂખમરાથી મરી ગયાં હતાં, જ્યારે તે પછીનાં વરસોમાં દસ લાખ માણુસો સ્વદેશ છોડી અમેરિકા ચાલ્યાં ગયાં હતાં. આ લોકોએ ઇંગ્લંડ સામે પોતાના દેશનો રોષ વધારે કર્યો. આયર્લંડનાં દારુણુ દુઃખોની બધી જવાબદારી તેમણે ઇંગ્લંડની સરકારને શિર નાંખી. તેમણે પોતાના દેશભાઈઓને નાણાંની મદદ મોકલી અને ઇંગ્લંડ સામે બળવો કરીને પણુ સ્વતંત્રતા મેળવવા માટે તેમણે આઈરિશ પ્રજાને ઉશ્કેરી.

આયર્લંડના કૅથૉલિક લોકોને ઉપજનો દસમો ભાગ પ્રોટેસ્ટન્ટ ચર્ચના ખરચ પેટે આપવો પડતો. આ હડહડતો અન્યાય હતો. જે રોમન કૅથૉલિક આઈરિશ લોકો એ દસમો ભાગ ન આપતા તેમને બ્રિટિશ સરકાર ફરજ પાડી આપવાનું કહેતી. છતાં જે લોકો ન આપતા તેમની જમીન લઈ લેવામાં આવતી અને તેમનાં બાળબચ્ચાંને રંજાડવામાં આવતાં. જે લોકો આવા કાયદા સામે થતા તેમની સામે વધારે કડક કાયદાઓ લાગુ પાડવામાં આવતા, તેથી આઈરિશ પ્રજાનો રોષ રોજ રોજ વધતો જતો હતો. આયર્લંડમાં આ વખતે ઓકૉનેલની વગ ઘણી ઓછી થઈ ગઈ હતી. લોકોને બંડ કરી સ્વતંત્રતા જોઈતી હતી, જ્યારે ઓકૉનેલને બંડ કરીને સ્વતંત્રતા જોઈતી નહોતી. લોકોએ તેના સામે મંડળો ઊભાં કર્યાં, જે Fenians કહેવાતાં હતાં; (કારણુ પુરાણા ઇતિહાસના આઇરિશ રાજાઓના પરિચારકો તે નામથી ઓળખાતા હતા.) તેમનો આગેવાન ઓબ્રાયન (O'Brien) હતો. બ્રિટિશ સરકારે આ મંડળને દાબી દેવા પ્રયત્નો કર્યા. પણુ તેમાં તે ફાવી નહી.

આવે વખતે ગ્લૅડ્સ્ટન મુખ્ય પ્રધાન થયો. તેણે ત્રણુ માર્ગો લીધાઃ (૧) પ્રથમ તો તેણે આઇરિશ ચર્ચને રોમન કૅથૉલિક પ્રજાના ઉત્પન્નના

કસમા ભાગથી મુક્ત કરવા નિશ્ચય કર્યો. (૨) બીજું, તેણે આઇરિશ ખેડુતોની સ્થિતિનો સુધારો કરવાનો વિચાર કર્યો. (૩) ત્રીજું, તેણે આયર્લંડને ઈંગ્લંડના સામ્રાજ્યનો તાબેદાર નહી પણ સ્વરાજ્ય ભોગવતો પ્રદેશ બનાવવાનો નિર્ણય કર્યો.*

(૧) પ્રથમ તો ગ્લૅડ્સ્ટને આયર્લંડનાં અને ઈંગ્લંડનાં ચર્ચોને નોખાં કરી નાંખ્યાં, તેમને મળતી તમામ મદદ બંધ કરી, તેમના નિભાવ માટે બીજો બંદોબસ્ત કર્યો, અને બધું ખર્ચ કાઢતાં બાકી વધેલી રકમનો ઉપયોગ ગરીબ આઇરિશ લોકોને રાહત આપવા માટે કરવો, એવો ઠરાવ કર્યો, ઇ. સ. ૧૮૬૯.

(૨) ખેડુતોની કંગાળ સ્થિતિ એ આયર્લંડનું બીજું દરદ હતું. જમીનના માલિકો બહારગામ રહેતા અને મહેસૂલ વસુલ કરવા પોતાના માણસોને મોકલતા. જમીનને સુધારીને જો ખેડુત વધારે ઉત્પન્ન કરે તો તેનો લાભ માલિકો ભોગવતા, અને નિયમસર મહેસૂલ વસુલ ન થાય તો તેઓ ખેડુતોને કાઢી મૂકતા. ગ્લૅડ્સ્ટન છેલ્લી બાબતનું નિવારણ કરી શક્યો, પણ આઇરિશ ખેડુતોને માટે મહેસૂલના બંદોબસ્તની બાબતમાં અને સુધારેલી ખેતીથી થતા વિશેષ ઉત્પન્નના યોગ્ય હિસ્સાની બાબતમાં કાંઈ કરી શક્યો નહી, ઇ. સ. ૧૮૭૧. તેણે આયર્લંડમાં કેળવણીને ઉત્તેજન આપ્યું. લિબરલ પ્રધાનોએ આયર્લંડ માટે આટલાં આટલાં વાનાં કર્યાં, છતાં ફેનિઅનોની હીલચાલો કાંઈ નરમ પડી નહી. તેથી ગ્લૅડ્સ્ટનને તેમની સામે કડક કાયદાઓનો અમલ કરવો પડ્યો.

(૩) આયર્લંડને સ્વરાજ્ય આપવાની વાત ગ્લૅડ્સ્ટને હાલ તો મોકુફ રાખી.

**કેળવણી. લશ્કર. નોકરી. ઉદ્યમી કારભાર. ઇ. સ. ૧૮૭૦-૭૪:**—ગ્લૅડ્સ્ટનના સહકારી ફૉર્સ્ટરે ઇ. સ. ૧૮૭૦માં પ્રાથમિક કેળવણી માટે આખા દેશમાં યોગ્ય બંદોબસ્ત કર્યો, જો કે હજુ પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત નહોતી. અમુક ખાતાં સિવાય રાજ્યના

*ડિઝરાઈલિ કહેતા કે આયર્લંડના ત્રણ પ્રશ્નો એટલે (૧) Starving People (૨) an alien church and (૩) an absentee aristocracy.

તમામ મોટા હોદ્દાઓ જાહેર પરીક્ષાઓનાં પરિણામો ઉપર ભરવા એવું નક્કી કરવામાં આવ્યું. કાર્ડવેલ નામના બાહોશ અમાત્યે લશ્કરી ખાતું સારી રીતે સુધાર્યું. લશ્કરના મોટા હોદ્દાઓ (Commissions) અત્યાર સુધી ખરીદી શકાતા; જે કાર્ડવેલે (Cardwell) બંધ કર્યું. લડાઈ વખતે લશ્કર એકદમ ભેગું થઈ શકે તે માટે તેણે નવી વ્યવસ્થા કરી. તેણે સેનાપતિને લશ્કર ખાતાના મંત્રીની નીચે મૂકયો. ગ્લૅડ્સ્ટને લોકોને પોતાનાં મતો ખાનગી (By Ballot) આપવાનો હક આપ્યો. ઇ. સ. ૧૮૭૪ની ચુંટણીમાં ગ્લૅડ્સ્ટનનો પક્ષ હારી ગયો. કૉન્ઝર્વેટિવો બહુમતીએ પાર્લમેંટમાં આવ્યા. તેથી રાણીએ તે પક્ષના વિખ્યાત આગેવાન ડિઝરાઇલિને પ્રધાન બનાવ્યો, ફેબ્રુઆરિ, ઈ. સ. ૧૮૭૪.

**ગ્લૅડ્સ્ટન અને યૂરોપ: ઇ. સ. ૧૮૬૮–૭૪:**—ગ્લૅડ્સ્ટનના પહેલા કારભાર દરમ્યાન યૂરોપમાં જબરા ફેરફારો થયા. ફ્રાંસ અને પ્રશિઆ વચ્ચે લડાઈ થઈ. પ્રશિઆ સાથે દક્ષિણ જર્મનીનાં રાજ્યો જોડાયાં. ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅન હારી ગયો અને કેદ પકડાયો; પૅરિસ પડયું; નેપોલિઅનના સામ્રાજ્યનો નાશ થયો; તેને બદલે ફ્રાંસમાં પ્રજારાજ્ય (Republic) ની સ્થાપના થઈ. દક્ષિણ જર્મનીનાં રાજ્યો ઉત્તર જર્મની સાથે એકત્રિત થયાં અને પ્રશિઆના રાજાની આગેવાની નીચે જર્મન સામ્રાજ્ય (German Empire) ની સ્થાપના થઈ. ફ્રાંસે જર્મનીને આલ્સાસ ( Alsace ) અને લૉરેન (Lorraine) ના પ્રાંતો આપ્યા. ઇટાલિએ રોમમાં રાજધાની કરી. પોપની રાજ્યકીય ( Temporal ) સત્તાનો નાશ થયો. રશિઆના ઝારે ઇ. સ. ૧૮૫૬ની પૅરિસની સુલેહની કેટલીક શરતોનો ઇનકાર કર્યો અને બ્લૅક સી–કાળા સમુદ્ર ઉપર પોતાનો હક જાહેર કર્યો. "આલાબામા" મનવાર વિષે ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે જે તકરાર ચાલી હતી તેનો ફૈસલો પંચે ઇંગ્લંડ વિરુદ્ધ આપ્યો. તેથી ઇંગ્લંડે અમેરિકાને રૂ. ૧ કરોડનો મોટો દંડ નુકસાની પેટે ભર્યો. આ બધા વિષયોમાં ગ્લેડ્સ્ટનનું મંત્રીમંડળ તટસ્થ રહ્યું. તેથી તેમના ઉપર દેશ ઘણો ચીડાઈ ગયો અને ઇ. સ. ૧૮૭૪માં જ્યારે ચૂંટણી થઈ ત્યારે તે હારી ગયો. તેના પછી ડિઝરાઇલિ મુખ્ય પ્રધાન થયો.

**ડિઝરાઇલિઃ**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઘણી વાર ડિઝરાઇલિ વિષે લખી ગયા છીએ. ઇ. સ. ૧૮૭૪માં તે કૉન્ઝર્વેટિવ પક્ષના આગેવાન તરીકે મુખ્ય પ્રધાન થયો; ઇ. સ. ૧૮૮૦ સુધી તે હોદ્દા ઉપર રહ્યો. એ વખત દરમ્યાન તેણે કૉન્ઝર્વેટિવ પક્ષને નવો ઓપ આપ્યો. વર્ષો સુધી તેણે નક્કી કરી રાખેલાં સૂત્રો ઉપર કૉન્ઝર્વેટિવોએ બ્રિટિશ સામ્રાજ્યનો કારભાર ચલાવ્યો. એ કારણોથી ડિઝરાઇલિ અથવા લૉર્ડ બીકન્સફીલ્ડનું પૂર્વ ચરિત્ર તપાસવાની અહીં ખાસ જરુર છે.

બેન્જામિન ડિઝરાઇલિના બાપદાદાઓ યાહુદીઓ હતા અને સ્પેઇનથી તેઓ ઇંગ્લંડમાં વસવા આવ્યા હતા. બેન્જામિનના બાપ આઇઝાકે ઇંગ્લંડના ચર્ચનો પંથ સ્વીકાર્યો. તે કવિ, લેખક અને નવલકથાકાર હતો. બેન્જામિન તેનો બીજો પુત્ર થાય. તેનો જન્મ ઇ. સ. ૧૮૦૪ના ડિસેંબર માસમાં થયો હતો. કેળવણીની બાબતમાં તેના ઉપર ઝાઝું લક્ષ આપવામાં આવ્યું નહોતું, પણ બેન્જામિન ચાલાક, કડક, ઉદ્ધત, ટીખળી, મિથ્યાભિમાની અને ખુમારીથી તથા નવા વિચારોથી ખૂબ ભરેલો હતો. પોશાકમાં તે હમેશાં ફાંકડો રહેતો—ઓળખીતાઓ એનાં દરબારી અને ભપકાદાર કપડાં જોઇ ખૂબ હસતા. ઇ. સ. ૧૮૨૧માં તે એક સૉલિસિટરની ઑફિસમાં કારકુન થયો. વીસ વર્ષની ઉંમરે તેણે "*Vivian Grey*" નામની અદ્ભુત અને નવીન વિચારોથી એકદમ સમૃદ્ધ વાર્તા ઇંગ્રેજ સાહિત્યપ્રેમીઓને ચરણે રજુ કરી. એ વાર્તામાં કર્તાએ પોતાના જીવનનું આલેખન કર્યું છે. તેણે રાજ્યકીય, સામાજિક અને આર્થિક વિષય ઉપર વાર્તાઓ દ્વારા પોતાના વિચારો જાહેર કરવા માંડ્યા. તેણે સ્પેઇન, માલ્ટા, એશિઆ માઇનર, અને જેરુસલેમનો પ્રવાસ કર્યો. તેના બાપનો વિચાર એવો હતો કે પુત્ર મોટો વકીલ થાય અને કાયદાના જ્ઞાનમાં અને વકીલાતના ધંધામાં નામ કાઢે. પણ બેન્જામિન જુદી પ્રકૃતિનો માણસ હતો. તેને તો પાર્લમેંટમાં દાખલ થઇ ઇંગ્લંડના રાજ્યતંત્રના ઇતિહાસમાં મોટું નામ કાઢવું હતું. તેથી ઇ. સ. ૧૮૩૭માં તે પાર્લમેંટમાં દાખલ થયો.* આ વખતે પીલે જૂના ટોરિ વિચારોનો ત્યાગ કર્યો

*જ્યારે તે પ્રથમ બોલવા ઊભો થયો ત્યારે બધાએ તેની રીતભાત ઉપર મશ્કરી કરી તેને બોલતો બંધ કર્યો. તેથી તે ક્રોધથી બોલી ઊઠયો: I will sit down now, but the time will come when you will hear me.

હતો અને નવા "લિબરલ" વિચારોને તે અમલમાં મૂકતો હતો. તેથી તેના મિત્રોએ ડિઝરાઇલિને પોતાના પક્ષની આગેવાની આપી. ઇ. સ. ૧૮૫૧માં, ઇ. સ. ૧૮૫૮-૫૯માં, અને ઇ. સ. ૧૮૬૭માં તે Chancellor of the Exchequer-ખજાનચીના હોદ્દા ઉપર હતો. ઇ. સ. ૧૮૬૭માં તેણે પાર્લમેંટના બંધારણમાં યોગ્ય ફેરફારો કર્યા હતા. ઇ. સ. ૧૮૭૪ની ચુંટણીમાં લિબરલો હારી ગયા. વિકટોરિઆ રાણીએ ડિઝરાઇલિને મુખ્ય પ્રધાન બનાવ્યો. જ્યારે જ્યારે તે કારભારી મંડળની બહાર રહેતો ત્યારે દરેક વાર તે કોઇક અદ્‌ભુત વાર્તા લખી કાઢતો.

**કૉન્ઝર્વેટિવ પક્ષનો પુનર્જન્મ:**—ઇ. સ. ૧૮૭૪માં ડિઝરાઇલિની બાહોશ અને નવીન વિચારોથી સમૃદ્ધ આગેવાની નીચે કૉન્ઝર્વેટિવો રાણીના અમાત્યો બન્યા. તેનો લાભ લઈ વૃદ્ધ ડિઝરાઇલિએ તે પક્ષને નવો રંગ આપ્યો. (૧) લિબરલોએ હમણાં દેશની બધી સંસ્થાઓમાં ફેરફારો કરવાની ધમાલ કરી હતી. તેથી ડિઝરાઇલિએ જાહેર કર્યું કે ઇંગ્લંડના રાજ્યતંત્રની તમામ ઐતિહાસિક સંસ્થાઓનું કૉન્ઝર્વેટિવ પક્ષ યોગ્ય રક્ષણ કરશે. (૨) "લિબરલ" મુસદ્દીઓએ બ્રિટિશ સામ્રાજ્યની અવગણના કરી હતી, સંસ્થાનો ઉપર જરા પણ લક્ષ આપ્યું નહોતું અને બ્રિટિશ હિત તરફ દુર્લક્ષ બતાવ્યું હતું; તેથી ડિઝરાઇલિએ જાહેર કર્યું કે યૂરોપ અને એશિઆમાં ઇંગ્લંડ તટસ્થ નહી રહે. સંસ્થાનોને યોગ્યતા પ્રમાણે ઇંગ્લંડ "સ્વરાજ્ય" આપશે. તે સામ્રાજ્યને મજબુત બનાવશે અને દરેક બાબતમાં બ્રિટિશ હિત ઉપર મુખ્ય લક્ષ આપવામાં આવશે. (૩) "લિબરલો" રાજ્યતંત્રમાં તાજનું અપમાન કરતા હતા; તેથી ડિઝરાઇલિએ જાહેર કર્યું કે "તાજ" રાજ્યતંત્રમાં અને સામ્રાજ્યની વ્યવસ્થામાં અગત્યનો ભાગ લઈ શકે છે. તેથી પ્રજાએ તેને માન આપવું જોઈએ. (૪) "લિબરલો"એ ચર્ચનો તુચ્છકાર કર્યો હતો; તેથી કૉન્ઝર્વેટિવો ચર્ચની સત્તાના સંરક્ષકો તરીકે બહાર પાડ્યા. (૫) ડિઝરાઇલિએ જાહેર કર્યું કે કૉન્ઝર્વેટિવો મજૂરો, ગરીબો, વિગેરેને યોગ્ય મદદ આપશે અને તેમને રાજ્યતંત્રમાં ભાગ આપશે; તેણે "લિબરલો"ને વેપારીઓ અને કારીગરોના પ્રતિનિધિઓ તરીકે તુચ્છકારી કાઢ્યા. તેણે જાહેર કર્યું કે રાજ્યમાં માલધારીઓ, મજૂરો, કારીગરો,

મુસદ્દીઓ, લેખકો, બધાને યોગ્ય ન્યાય મળવો જોઈએ; તેમણે પરસ્પર લડવું જોઇએ નહી. આ સૂત્રોમાં આપણે બૉલિંગબ્રોકની અને બર્કની રાજ્યનીતિનાં સૂત્રો જોઈ શકીએ છીએ. ઈંગ્લંડના લોકો ડિઝરાઇલિને બરોબર સમજી શકતા નહોતા; તે વસવાટે ઈંગ્રેજ અને પાશ્ચાત્ય હતો, છતાં સ્વભાવે, બુદ્ધિમાં, કલ્પનાશક્તિમાં અને સમજશક્તિમાં તે યાહુદી-હિબ્રૂ અથવા પૌર્વાત્ય હતો.*

**ડિઝરાઇલિનો કારભાર: ઇ. સ. ૧૮૭૪–૮૦.**—(૧) હવે આપણે ડિઝરાઇલિનો કારભાર તપાસીએ. ડિઝરાઇલિએ ચર્ચની અને કેળવણીની સંસ્થાઓમાં સુધારો કર્યો, કામદારોને અને મજૂરોને Trade Unions-મંડળોના કાયદાઓ કરી રાહતો આપી, અને ખેડુતોની સ્થિતિ સુધારી. તેણે ઇજિપ્તના ખેદિવ (Khedive)ના સુએઝની સંયોગીભૂમિ-હવે નહેર—ના શેરો ખરીદી લીધા અને એશિઆના એ પ્રદેશ ઉપર બ્રિટિશ હકુમતની સ્થાપના કરી, ઈ. સ. ૧૮૭૫. ઇ. સ. ૧૮૭૬માં મહારાણી વિક્ટોરિઆએ કૈસર-એ-હિંદનો ઇલ્કાબ ધારણ કર્યો. ડિઝરાઇલિએ લૉર્ડ લિટ્ટનને હિંદનો વાઇસરૉય બનાવ્યો. તેણે અફઘાનીસ્તાન સામે લડાઇ જાહેર કરી.

(૨) આ વખતે તુર્કીની સલ્તનતના ડૅન્યુબિઅન પ્રાંતોમાં રુમાનિઆ નામનું રાજ્ય સ્થપાયું. ઇ. સ. ૧૮૭૫–૭૬માં તુર્કીના યૂરોપી પ્રાંતોમાં એટલે બોઝ્નિઆ, હર્ઝેગોવિના, સર્વિઆ, અને બલ્ગેરિઆમાં બંડો થયાં.

---

* Seemed the orient spirit incarnate, lost
In contemplation of the Western Soul:
Reposeful, patient, undemonstrative,
Aloof from our mutations and unrest,
Alien to our achievements and desires,
Another brain dreaming another dream,
Another heart recalling other loves;
And in majestic taciturnity,
Refraining his illimitable scorn.

*A Study in Contrasts* by William Watson.

તુર્કીએ બલ્ગેરિઆમાં અસહ્ય જુલમો કર્યાની વાત એ દરમ્યાન બહાર આવી. ગ્લૅડ્સ્ટને મુસલમાની રાજ્યસત્તાને યૂરોપમાંથી નાબુદ કરવાની ઝુંબેશ લીધી. ઝારના લશ્કરે ઇ. સ. ૧૮૭૮માં એડ્રિઆનોપલ અને ઇસ્તંબૂલ કબજે કર્યાં. તેથી સુલતાને નામોશીથી સુલેહ કરી. તુરત ઈંગ્લંડ દરમ્યાન થયું. ઇ. સ. ૧૮૭૮ના જુલાઈ માસમાં બર્લિન મુકામે સંધિ થઈ. તેમાં ઑસ્ટ્રિઆને બોઝ્નિઆ અને હર્ઝેગોવિનાના પ્રાંતો મળ્યા, સર્વિઆ અને બલ્ગેરિઆ સ્વતંત્ર થયાં; ઈંગ્લંડને સાઇપ્રસનો ટાપુ મળ્યો; અને રશિઆને કાળા સમુદ્ર ઉપર કેટલાક અધિકારો મળ્યા.

આ વખતે ટ્રાંસવાલના સ્વતંત્ર ડચ રાજ્યને દક્ષિણ આફ્રિકાનાં બ્રિટિશ સંસ્થાનોમાં જોડી દેવામાં આવ્યું, ઇ. સ. ૧૮૭૮. પશ્ચિમ આફ્રિકામાં લૉર્ડ વૂલ્ઝીએ આશાંટીઓને હરાવી કુમાસી કબજે કર્યું. ટ્રાંસવાલ પાસેનું ઝુલુલેંડ કબજે થયું. પણ ડિઝરાઇલિના અફ્ઘાન વિગ્રહથી અને તુર્કીની રાજ્યનીતિથી ઈંગ્રેજો કંટાળી ગયા. ગ્લૅડ્સ્ટને કૉન્ઝર્વેટિવો સામે વૃદ્ધ ઉંમરે આખા દેશમાં અને ખાસ કરીને સ્કૉટ્લંડમાં સખ્ત આઘાતો કર્યા. ઇ. સ. ૧૮૮૦ની નવી ચુંટણીમાં લિબરલોની બહુમતી થતાં ગ્લૅડ્સ્ટન મુખ્ય પ્રધાન થયો. ડિઝરાઇલિને રાણીએ લૉર્ડ બીકન્સફીલ્ડ (Beaconsfield) બનાવ્યો. તે ઇ. સ. ૧૮૮૧માં મરી ગયો.*

**ગ્લૅડ્સ્ટનનો બીજો અને ત્રીજો કારભાર : ઇ. સ. ૧૮૮૦–૮૬:**– (૧) બીજા કારભાર દરમ્યાન ગ્લૅડ્સ્ટને આયર્લંડનું પ્રકરણ હાથમાં લીધું.

---

*ગ્લૅડ્સ્ટન અને ડિઝરાઈલિનો સુંદર મુકાબલો નીચે આપ્યો છેઃ—
Disraeli, with all his penetration, could not understand, any more than Gladstone, with all his piety, could forgive Disraeli. Gladstone was emotional and composed in mind; Disraeli was clear in intellect and superbly self-controlled. Gladstone was a crowd-interpreter; Disraeli a crowd-compeller. Gladstone was a man of enormous talent; Disraeli one of incontestable genius. Gladstone was an opportunist; Disraeli an idealist. Gladstone was highly ecclesiastical; Disraeli deeply religious. Gladstone's horizon was small and easily

પણ આયર્લંડના લોકોએ "બૉયકૉટ"ની હીલચાલ શરુ કરી. સુલેહનો ભંગ તો ત્યાં થયાં જ કરતો હતો. ઇ. સ. ૧૮૮૨ના મે માસમાં હરામખોરોએ આઇરિશ સેક્રેટરિ લૉર્ડ ફ્રેડરિક કૅવેન્ડિશ અને તેના મદદનીશ બર્ક એમનાં ફિનિક્સ પાર્કમાં ધોળે દિવસે ખુન કર્યાં. તેથી ગ્લૅડ્સ્ટને સખ્ત કાયદાઓ પસાર કર્યા. આ વખતે હાઉસ ઑફ્ કૉમન્સના બંધારણમાં સુધારો કરવામાં આવ્યો અને લગભગ વીસ લાખ નવા માણસોને મત આપવાનો હક મળ્યો, જૂન, ઇ. સ. ૧૮૮૫. પાર્લમેન્ટમાં આ વખતે પાર્નેલ ( Parnell ) નામનો આઇરિશ આગેવાન ઘણો જોરાવર હતો.

(૨) ગ્લૅડ્સ્ટનના બીજા કારભાર દરમ્યાન મધ્ય, પશ્ચિમ અને પૂર્વ આફ્રિકાની યૂરોપનાં રાજ્યો વચ્ચે વહેંચણી કરવામાં આવી. ટ્રાંસવાલના બોઅર લોકોએ બળવો કર્યો અને માજુબા હિલ ઉપર ઈંગ્રેજ લશ્કરને કેદ કર્યું. ઇ. સ. ૧૮૮૧માં ટ્રાંસવાલ સ્વતંત્ર થયું. ગ્લૅડ્સ્ટને અફ્ઘાન વિગ્રહનો અંત આણ્યો અને અફ્ઘાનીસ્તાનનું રાજ્ય અબ્દુર્રહમાનને આપી તેને ઈંગ્લંડનો રક્ષિત બનાવ્યો. ઇજિપ્તમાં અરબી પાશાએ બંડ કર્યું તેથી લૉર્ડ વૂલ્ઝીએ તેને હરાવ્યો અને ઈંગ્લંડે ઇજિપ્તનો કુલ કબજો લીધો, ઇ. સ. ૧૮૮૨.

ઇ. સ. ૧૮૮૪માં સુદાનના લોકો ખેદિવની સામે ઊઠયા. ગ્લૅડ્સ્ટને ગૉર્ડનને મોકલ્યો. પણ તે ખાર્તુમ (Khartum)નો બચાવ કરતાં માર્યો ગયો. રશિઆએ અફ્ઘાન સરહદ ઉપર પેંજદેના પ્રાંતની માગણી કરી અને હિંદના વાઇસરૉય ડફરિને જો કુનેહથી કામ ન લીધું હોત તો જરુર લડાઈ સળગી ઊઠી હોત, ઇ. સ. ૧૮૮૫.

---

visible to the naked eye; Disraeli lived in a universe of wide expanses and large vsitas. In every way they were antipathetic, contradictory, and incompatible.

Pp. 208-209; *Prime Ministers of 19th century,* ( *1926* ) edited by Hearnshaw.

એવા જ બીજા સુંદર ચારિત્ર્યલેખનના નમુના માટે જુઓ, *Pol. Hist. of Eng.* Vol. XII, P. 222.

આયર્લંડ, દક્ષિણ આફ્રિકા, ઇજિપ્ત, સુદાન, વિગેરેનાં પ્રકરણોમાં ગ્લૅડ્સ્ટન બીલકુલ કુનેહ કે બાહોશી બતાવી શક્યો નહી. તેથી ઇ. સ. ૧૮૮૫ના જૂનમાં તેણે રાજીનામું આપ્યું. કૉન્ઝર્વેટિવ આગેવાન લૉર્ડ સૉલ્સબરિ મુખ્ય પ્રધાન થયો. પણ નવી ચુંટણીમાં કૉન્ઝર્વેટિવોને બહુમતી ન મળી. તેથી તેણે રાજીનામું આપ્યું. ગ્લૅડ્સ્ટન ફરી મુખ્ય મંત્રી થયો. તેણે આયર્લંડને "હોમરુલ"–સ્વરાજ્ય આપવાની યોજના પોતાના મંત્રીમંડળ સમક્ષ રજુ કરી. પણ હાર્ટિંગ્ટન, જોસફ ચેંબરલેઇન, વિગેરે લિબરલ આગેવાનો તે યોજનાથી વિરુદ્ધ થયા અને તેઓ કૉન્ઝર્વેટિવોની સાથે




ઇજિપ્ત ને સુદાન.

મળી ગયા. "લિબરલ" પક્ષમાં આવી રીતે બે તડ પડયાં. જો ગ્લૅડ્સ્ટનની યોજનાનો સ્વીકાર થયો હોત તો આયર્લંડ શાંત થાત ને બ્રિટિશ ઇતિહાસનું રૂપ ફરી જાત. પણ કૉન્ઝર્વેટિવો અને કેટલાક લિબરલોની હઠીલાઇથી

આયર્લૅંડ અને ઈંગ્લંડ વચ્ચેના મતભેદનો ઉકેલ થઈ શક્યો નહી. બંને પ્રજાઓ વચ્ચેની કડવાશ ઉલટી વધતી ગઈ. ગ્લૅડ્સ્ટને રાજીનામું આપ્યું અને નવી ચુંટણી થઈ.

**યુનિઅનિસ્ટો:**—આયર્લૅંડને "સ્વરાજ્ય" ન મળવું જોઈએ અને ઈંગ્લંડ તથા આયર્લૅંડની એકતા (Union) કાયમ રહેવી જોઈએ એ ધોરણને જે પક્ષે સ્વીકાર્યું તે પક્ષના લોકો યુનિઅનિસ્ટો (Unionists) કહેવાયા. આયર્લૅંડને સ્વરાજ્ય આપવાના હીમાયતીઓ "લિબરલો" કહેવાયા.

**પહેલી યુનિઅનિસ્ટ પાર્લમેંટ : ઇ. સ. ૧૮૮૬–૯૨:**—ઇ. સ. ૧૮૮૬ના જુલાઈ માસમાં નવી ચુંટણી થઈ. યુનિઅનિસ્ટો બહુમતીથી પાર્લમેંટમાં દાખલ થયા. લૉર્ડ સૉલ્સબરિ બીજી વાર મુખ્ય મંત્રી બન્યો. તેના વખતમાં આયર્લૅંડની પરિસ્થિતિ કફોડી થઈ. બાલ્ફર આયરિશ સેક્રેટરિના હોદ્દા ઉપર હતો. તેના કડક કારભારથી સુલેહ સચવાઈ. પણ આઇરિશ "સ્વરાજ્ય"ના પ્રશ્નને હવે વહેલોમોડો ઉકેલ્યા સિવાય છૂટકો નહોતો. ઇ. સ. ૧૮૮૭માં રાણીને પચાસ વર્ષ પૂરાં થયાંનો ઉત્સવ આખા સામ્રાજ્યમાં ઊજવાયો. ઇ. સ ૧૮૮૮માં ઈંગ્લંડનાં પરગણાં (Counties)માં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને વધારે પ્રજાકીય (Democratic) કરવામાં આવી. કૉન્ઝર્વેટિવ મંત્રીમંડળે સેસિલ રહોડ્ઝ (Cecil Rhodes)ને પૂર્વ આફ્રિકામાં રહોડેશિઆનું સંસ્થાન વસાવવાનો પટ્ટો કરી આપ્યો. આ વખતે ઝાંઝીબારમાં અને યુગેંડા (Uganda)માં બ્રિટિશ હકુમત સ્થપાઈ ડફરિને ઉત્તર બ્રહ્મદેશ જીતી લીધો. ઇ.સ. ૧૮૯૨માં નવી ચુંટણી થઈ. તેમાં આઇરિશ હોમ રુલરો (Home Rulers) અને લિબરલો યુનિઅનિસ્ટ કરતાં વધી ગયા; તેથી સૉલ્સબરિએ રાજીનામું આપ્યું. ગ્લૅડ્સ્ટન ચોથી અને છેલ્લી વાર મુખ્ય પ્રધાન થયો, ઇ. સ. ૧૮૯૨.

**ગ્લૅડ્સ્ટનનો ચોથો અને છેલ્લો કારભાર : ઇ.સ. ૧૮૯૨–૯૫:**—ગ્લૅડ્સ્ટને પોતાના મિડલોથિઅન (Midlothian) પ્રવાસમાં પ્રજાને વચનો આપ્યાં હતાં, કે જો લિબરલો સત્તા ઉપર આવશે તો તેઓ ઈંગ્લંડ અને સ્કૉટ્લંડનાં ચર્ચોને રાજ્યના સંબંધથી છૂટાં (disestablished) કરશે, કામદાર વર્ગ માટે કાયદાઓ કરશે, આયર્લૅંડને "સ્વરાજ્ય" આપશે

અને દારુની બદી ઉપર યોગ્ય અંકુશ મૂકશે. તેથી પ્રધાન થયા બાદ તુરત ગ્લૅડ્સ્ટને આયર્લંડને સ્વરાજ્ય આપવાનું બિલ પાર્લમેંટમાં દાખલ કર્યું; તેમાં લશ્કર, વેપાર, જગાત અને પરદેશ ખાતા સિવાય બીજી બધી બાબતોમાં આયર્લંડને "સ્વતંત્રતા" આપવામાં આવી હતી. પણ બિલ હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં પસાર થઈ શક્યું નહીં. તેથી ગ્લૅડ્સ્ટને તે સવાલ પડતો મૂક્યો. આઇરિશ પ્રકરણ બાવીસ વર્ષ સુધી અદ્ધર રહ્યું; પરિણામે બંને પ્રજા વચ્ચે મતભેદ કાયમ રહ્યો. તેનું ભયંકર પરિણામ ઇંગ્લંડને વીસમી સદીના બીજા દશકામાં ભોગવવું પડ્યું. ગ્લૅડ્સ્ટને પૅરિશો–નાનાં ગામડાંને વિશેષ (સ્થાનિક) સ્વરાજ્ય આપ્યું. અમીરોની સભાએ તેના કેટલાક ઉદાર મુદ્દાઓને રદ કર્યા. તેથી તેણે અમીરોની સત્તા પર કાપ મૂકવાની ધમકી આપી. તે હવે ઘરડો થઈ ગયો હતો. તેને આંખે બરાબર સૂઝતું નહોતું. કાને તે બરાબર સાંભળી શકતો નહોતો. તેના સહકારીઓ તેનાથી કંટાળી ગયા હતા. એ કારણોથી ગ્લૅડ્સ્ટને ઇ. સ. ૧૮૯૪ના ફેબ્રુઆરિ માસમાં રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૯૮ના મે માસમાં તે મરી ગયો. લૉર્ડ રોઝબરિ (Rosebery) લિબરલ પક્ષનો આગેવાન થયો. ઇ. સ. ૧૮૯૫ના જુલાઈ માસમાં નવી ચુંટણીમાં લિબરલો હારી ગયા. યુનિઅનિસ્ટો સત્તા ઉપર આવ્યા; લૉર્ડ સૉલ્સબરિ ત્રીજી વાર મુખ્ય પ્રધાન થયો. આ સત્તા યુનિઅનિસ્ટોએ ઠેઠ ઇ. સ. ૧૯૦૬ સુધી ભોગવી.

લિબરલોના વખતમાં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે સિઆમના રાજ્ય સંબંધી મતભેદ થતાં પરસ્પર કરાર કરવામાં આવ્યો. બંને રાજ્યોએ સિઆમને સ્વતંત્ર રાજ્ય તરીકે કબૂલ્યું, ઇ. સ. ૧૮૯૩–૯૬. દક્ષિણ આફ્રિકામાં નાતાલ (Natal) ને "સ્વરાજ્ય" આપવામાં આવ્યું. માટાબેલાલેંડ ઉપર બ્રિટિશ હકુમત સ્થાપવામાં આવી. આ વખતે જાપાને ચીનને હરાવ્યું. લડાઈ વખતે રશિઆ, જર્મની અને ફ્રાંસ જાપાન વિરુદ્ધ વર્ત્યાં. તેથી તે રાજ્ય ઇંગ્લંડનું મિત્ર બન્યું, ઇ. સ. ૧૮૯૪–૯૫.

**યુનિઅનિસ્ટ કારભાર: ઈ. સ. ૧૮૯૫-૧૯૦૧:**—કૉન્ઝર્વેટિવો અને લિબરલ યુનિઅનિસ્ટો હોમરુલરો અને ગ્લૅડ્સ્ટનના અનુયાયીઓ સામે એક થયા. તેમણે વિકટોરિઆના અમલનાં બાકી રહેલાં છ વર્ષ દરમ્યાન

મુખ્ય સત્તા ભોગવી. બાલ્ફર તેમનો મુખી (Leader) થયો. મિ. જોસફ ચેમ્બરલેઈન સંસ્થાનો (Colonies)નો સેક્રેટરિ થયો. તેણે પોતાની નવી રાજ્યનીતિનાં સૂત્રો બહાર પાડ્યાં. સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચેનો વેપાર વધારવો, બ્રિટિશ ટાપુઓની વધતી જતી વસ્તીને સંસ્થાનોમાં વસાવવી અને દરેક સંસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યના કારભારમાં યોગ્ય વગ આપવી, એ તેની રાજ્યનીતિનાં નવાં સૂત્રો હતાં. એ પ્રમાણે તેણે કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા અને ન્યુઝીલંડના પ્રતિનિધિઓની પરિષદોને (Imperial Oonference) બચાવ, વેપાર, વસાહત, ટપાલ વિગેરે પ્રશ્નોનો વિચાર કરવા નિમિત્તે જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે બોલાવવાની પ્રથા શરુ



બ્રિટિશ દક્ષિણ આફ્રિકા

કરી. ઈ. સ. ૧૮૯૭માં વિક્ટોરિઆ રાણીએ હીરક મહોત્સવ (Diamond Jubilee) ઊજવ્યો. ઈ. સ. ૧૯૦૧માં ઑસ્ટ્રેલિઆનાં જુદાં જુદાં સંસ્થાનો

એકત્રિત થયાં. બ્રિટિશ પાર્લમેંટે એકત્રિત સંસ્થાનોને કૅનેડાના જેવું "સ્વરાજ્ય" આપ્યું.

**બોઅર લોકો સાથે વિગ્રહ : ઇ. સ. ૧૮૯૯-૧૯૦૧:**—આ મંત્રીમંડળના કારભાર દરમ્યાન દક્ષિણ આફ્રિકાના બોઅર સંસ્થાનિકોએ ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી. બોઅર પ્રજારાજ્યનો પ્રમુખ ડચ જન ક્રુગર (Kruger) હતો. તેને પોતાનો વેપાર વધારવા બંદર જોઈતું હતું; પણ ઈંગ્લંડની સરકાર વચ્ચે આવી. ઇંગ્રેજો ટ્રાંસવાલની સોનાની ખાણો ઉપર નજર કરતા હતા. બ્રિટિશ સંસ્થાન Rhodesia–રૂહોડેશિઆના અમલદાર ડૉ. જેમિસને ટ્રાંસવાલના કેટલાએક ઇંગ્રેજોની અને કેઇપ કૉલોનિના પ્રધાન રૂહોડ્ઝની શીખવણીથી વગર કારણે અને માત્ર બ્રિટિશ વગ વધારવા માટે, જૉનીઝબર્ગ (Johannesburg) ઉપર હલ્લો કર્યો, ડિસેંબર ઇ. સ. ૧૮૯૬.* બોઅર લોકો આ ગેરવ્યાજબી અને હડહડતા અન્યાયી હુમલાથી ઇંગ્લંડ ઉપર ચીડાઈ ગયા. ઇ. સ. ૧૮૯૯ના ઑકટોબર માસમાં બંને પ્રજાઓ વચ્ચે વિગ્રહ ફાટી નીકળ્યો. ઑરેંજ ફ્રી સ્ટેઇટ (Orange Free State)ના વલંદાઓ ટ્રાંસવાલની મદદે ગયા. ક્રિશ્ચિઅન દ વેટ (Christian de Wet) અને લૂઈ બોથાએ (Louis Botha) ઇંગ્રેજ લશ્કરોને ખૂબ થકવી દીધાં. પણ લૉર્ડ રૉબર્ટ્સની અને કિચનરની કુનેહથી બ્રિટિશ લશ્કરોની ફત્તેહ થઈ; ઑરેંજ ફ્રી સ્ટેઇટને અને ટ્રાંસવાલને બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં, ઇ. સ. ૧૯૦૨. પાછળથી આ બધાં રાજ્યો એકત્રિત થયાં અને તેમણે દક્ષિણ આફ્રિકાનું સમૂહ રાજ્ય (Federation) ઊભું કર્યું.

**યુનિઅનિસ્ટોનો પરદેશ ખાતાનો કારભાર: ઇ. સ. ૧૮૯૫-૧૯૦૧:**—યુનિઅનિસ્ટોએ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો સાથે વેનેઝુએલા સંબંધી તકરારનો નિકાલ કર્યો. મુખ્યત્વે, આ વખતે ઈંગ્લંડ અને જર્મની વચ્ચે અંતસ્ વધતું જતું હતું, અને જર્મની, ઑસ્ટ્રિઆ તથા તુર્કી એક થતાં જતાં હતાં. તેમની સામે ભવિષ્યમાં ફ્રાંસ, ઈંગ્લંડ

*જર્મન શાહેનશાહ કાઈઝર બીજા વિલિઅમે આ વખતે ક્રુગરને પોતાની સહાનુભૂતિ દર્શાવનારો તાર મોકલ્યો હતો.

અને રશિઆ એક થયાં. ઇંગ્લંડે ક્રીટના ટાપુને તુર્કીથી છૂટો પડવા દીધો–તે ટાપુ ગ્રીસને ગળી જવો હતો, ઇ. સ. ૧૮૯૭. ઇ. સ. ૧૮૯૮માં અમેરિકાનાં સંસ્થાનોની સરકારે સ્પેઇનને હરાવી ક્યુબા (Cuba)નો ટાપુ સર કર્યો. તે વખતે સૉલ્સબરિએ અમેરિકન પક્ષ લઈ બંને પ્રજાઓ વચ્ચે સુવાસ ઉત્પન્ન કર્યો. યૂરોપનાં મોટાં રાજ્યોએ ગરીબ અને નાદાર ચીનની સરકાર પાસેથી આ વખતે જુદા જુદા લાભો પડાવ્યા. સર હર્બર્ટ–લૉર્ડ કિચનરે (Kitchener) સૂદાનનો કબજો લીધો અને ત્યાં બ્રિટિશ હકુમત સ્થાપવામાં આવી. ઇંગ્લંડની સરકારે મધ્ય આફ્રિકાની નાઇજર (Niger) કંપની પાસેથી હિંદુસ્તાનના ત્રીજા ભાગ જેટલી જમીન ઇ સ. ૧૮૯૮માં ખંડી લીધી. આ વખતે રશિઆના ઝારના પ્રોત્સાહનથી હેગ (Hague) મુકામે એક સર્વરાષ્ટ્રીય પરિષદ્ બોલાવવામાં આવી.

**રાણી વિકટોરિઆનું મરણ: યુગપલટો. ઇ. સ. ૧૯૦૧:—** આવી રીતે જ્યારે બ્રિટિશ ઇતિહાસ જગત્‌ના ઇતિહાસમાં ભળી જતો હતો અને માનવ ઇતિહાસના જૂના કલેવરમાં નવું વીર્ય સિંચાતું હતું ત્યારે ઓગણીસમી સદીનો ઇતિહાસ, અને તેની સંસ્કૃતિ, એ બંનેની સાક્ષાત્ મૂર્તિસમી મહારાણી વિકટોરિઆ, તેનો આત્મા પોતાના નશ્વર દેહને ઇ. સ. ૧૯૦૧ના જાન્યુઆરિની બાવીસમી તારીખે છોડી ગયો.

**વિકટોરિઆનો યુગ: વાઙ્મય, સામાજિક પ્રગતિ, વિગેરે:—** વિકટોરિઆના અમલ દરમ્યાન Science–સાયન્સની અજબ પ્રગતિ થઈ. તે પ્રગતિને સમજાવવા માટે એ યુગના કવિઓએ, કળાકારોએ, ઇતિહાસના લેખકોએ અને મુસદ્દીઓએ પ્રયત્ન કર્યો. એમાં ટેનિસન કવિ–ઇ. સ. ૧૮૦૯–૧૯૦૨–પહેલું સ્થાન લેશે. તેણે *The Princess, In Memoriam, Maud, Idylls of the King*, જેવાં સુંદર મહાકાવ્યો લખ્યાં. લૉંગફેલો (Longfellow)એ સારી કીર્તિ મેળવી. બ્રાઉનિંગ (Browning) ઇ. સ. ૧૮૧૨–૮૯ અને તેની સ્ત્રી કાવ્યકળામાં પ્રસિદ્ધિ પામ્યાં. મૅથ્યુ આરનોલ્ડ (Mathew Arnold)–જન્મ ઇ. સ. ૧૮૨૨–કવિ, લેખક, અને ટીકાકાર હતો. સ્વિનબર્ન (Swinburne) –ઇ. સ. ૧૮૩૭–૧૯૦૯ ઘણો લોકપ્રિય કવિ હતો. મૉરિસ રાજ્યસત્તા-

-વાદી (Socialist) કવિ હતો. નવલકથાના લેખકોમાં ડિઝરાઇલિએ રાજ્યકીય પ્રશ્નોને વાર્તાના રૂપમાં પ્રજા સમક્ષ મૂક્યા. લૉર્ડ લિટ્ટન-ઇ. સ. ૧૮૦૪-૧૮૪૩, ઠૅકરે (Thackeray) વિગેરે નવલકથાઓ, નાટકો અને ઐતિહાસિક વાર્તાઓ લખી ગયા. ચાર્લ્સ ડિકન્સ (Charles Dickens) -ઇ. સ. ૧૮૧૨-૭૦-નામના લેખકે સાહિત્યને નવો જ રંગ આપ્યો. તેણે પોતાની વાર્તાઓમાં અને લખાણોમાં (*Pickwick Papers, Oliver Twist, David Copperfield*) મધ્યમ વર્ગનાં અને ગરીબ માણસોનાં જીવનોનાં સુંદર અને રમુજી ચિત્રો આપ્યાં છે. સ્ત્રીઓએ સારી સામાજિક વાર્તાઓ લખી. ઉદાહરણમાં શારલોટ બ્રૉન્ટ (Charlotte Bronte), મેરિઅન ઇવાન્સ (Marian Evans), જ્યૉર્જ ઇલિઅટ (George Eliot), મિસિસ ગૅસ્કેલ (Mrs. Gaskell), વિગેરે. ચાર્લ્સ અને જેઇમ્સ કિંગ્સલે (Kingsley) નામના બે ભાઈઓ ઇતિહાસ, રાષ્ટ્રહિત, ધર્મ વિગેરે ઉપર લખી ગયા. ચાર્લ્સ કિંગ્સલીએ *Westward Ho* ની ઇલિઝાબેથના વખતની ઐતિહાસિક કથા લખી છે. જ્યૉર્જ મેરેડિથ (Meredith), Thomas Hardy-હાર્ડિ, એ બીજા લેખકો, નાટકકારો અને કવિઓ થઈ ગયા. ટૉમસ બૅબિંગ્ટન મૅકૉલે-ઇ. સ. ૧૮૦૦-૫૯-નિબંધલેખક, ઇતિહાસલેખક અને કવિ થઈ ગયો. તેના મિલ્ટન વિગેરે ઉપરના નિબંધો, તેનો ઈંગ્લંડનો ઇતિહાસ (ઇ. સ. ૧૬૮૮-૧૭૦૨) અને તેની કેટલીક કવિતાઓ હજુ આપણી નિશાળોમાં અને કૉલેજોમાં રસથી વંચાય છે. તે વ્હિગ અથવા લિબરલ પક્ષનો હતો અને તેનાં લખાણોમાં વ્હિગ પક્ષની દૃષ્ટિથી દરેક બાબત ઉપર વિચાર કરવામાં આવ્યો છે. ટૉમસ કાર્લાઇલે પદ્યાત્મક ગદ્યમાં *Erench Revolution, Sartor Resartus, Letters and Speeches of Oliver Cromwell, Frederick the Great, Past and Present, Heroes and Hero-Worship* લખ્યાં. તેણે પોતાનાં લખાણોમાં વિખ્યાત સ્ત્રી-પુરુષોનો અને રાજ્યસંસ્થાઓનો સામાન્ય ઇતિહાસ નહી, પણ જનતાનો ઇતિહાસ લખ્યો છે. તે દંભ, અસત્ય, વિગેરેનો મોટો શત્રુ હતો. તે હમેશાં માણસની શક્તિનો પૂજારી હતો. ઓગણીસમી સદીમાં જર્મનીમાં ઐતિહાસિક સાહિત્યની અદ્ભુત

પ્રગતિ થઈ. જર્મન લેખકો ઇતિહાસ, રાજ્યનીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વિગેરેને શાસ્ત્રીય પદ્ધતિથી વિચારતા હતા. ઇંગ્લંડમાં તેની અસર થઈ. ફ્રાઉડે (Froud) વૂલ્ઝીથી તે ઠેઠ સ્પેઇનના આર્મેડાના પરાજય સુધીનો ઇતિહાસ નવી શૈલીથી લખ્યો, ઇ. સ. ૧૮૬૯. રૅડિકલ જ્યૉર્જ (George) ગ્રોટે. કૉનૉપ થર્લવોલે (Connop Thirlwoll), અને જ્યૉર્જ ફિનલેએ ગ્રીસનો ઇતિહાસ લખ્યો. બકલે (Buckle) નામના ઇંગ્રેજે સંસ્કૃતિનો ઇતિહાસ લખ્યો. તે લખાણમાં તેણે એવું બતાવવા પ્રયત્ન કર્યો છે કે રાષ્ટ્રની પ્રગતિ કે અવનતિનો મુખ્ય આધાર તેનાં હવામાન, વિગેરે પર છે. બકલે નાસ્તિક લેખક હતો. સર હેનરિ મેઇને (Maine) જૂનાં અને વર્તમાન ધર્મશાસ્ત્રો (Jurisprudence)નો અભ્યાસ કર્યો. તે એક વાર હિન્દના વાઇસરૉયની કાઉંસિલનો સભ્ય હતો. બિશપ વિલિઅમ સ્ટબ્ઝે (Stubbs) જૂનાં સાધનોનું સંશોધન કરી *Constitutional History of England* નામનો મહાગ્રંથ લખ્યો. એડવર્ડ ફ્રીમેને (Freeman) જગત્‌ના ઇતિહાસના દરેક યુગ ઉપર માન્ય ગ્રંથો લખ્યા. બિશપ ક્રેટન (Creighton) બીજો ઇતિહાસ લેખક થઈ ગયો. સર જ્હૉન સીલી (Seeley) એ *Expansion of England*માં બ્રિટિશ સામ્રાજ્યની ફિલસુફી સમજાવી. Lecky-લેકીએ ઇંગ્લંડના અઢારમા સૈકાના ઇતિહાસ ઉપર અને *History of Rationalism in Europe, History of European Morals, Democracy*, વિગેરે પુસ્તકો લખ્યાં. ગ્રીન (Green)નો ઇંગ્લંડનો ઇતિહાસ હજુ કૉલેજોમાં આનંદથી વંચાય છે. રસ્કિને (Ruskin) કળા, સમાજ, અને અર્થશાસ્ત્રનો ધાર્મિક દૃષ્ટિથી અભ્યાસ કર્યો. ફિલસુફીમાં, અર્થશાસ્ત્રમાં અને નીતિશાસ્ત્રમાં સર જ્હૉન સ્ટુઅર્ટ મિલે નામ કાઢયું. આપણા લોકો તેના ગ્રંથો ખાસ વાંચે છે. વિજ્ઞાનની અદ્‌ભુત શોધોનો લાભ લઈ તેના ઉપર હર્બર્ટ સ્પેન્સરે નવું સમાજશાસ્ત્ર (Sociology) રચ્યું. ડાર્વિને (Darwin) ઉત્ક્રાંતિવાદ (Evolution)નો સંદેશ આપ્યો. તે એમ પ્રતિપાદન કરી ગયો છે કે જગત્‌માં હરહંમેશ અન્યોન્ય યુદ્ધ કે હરીફાઈ થયાં કરે છે. તેમાં જેની વધારે શક્તિ તે ફાવે છે. તે સિદ્ધાંત **Survival of the Fittest કહેવાય છે. તેણે એક બીજો સિદ્ધાંત**

પ્રતિપાદન કર્યો કે મનુષ્યજાતિનો ધીમે ધીમે વિકાસ થયો છે; આ વિચારો ખ્રિસ્તી ધર્મથી વિરુદ્ધ હતા. હક્ઝલે (Huxley) વિગેરેએ તે વિચારોને વિશેષ પુષ્ટિ આપી. આ વખતે ફૅરેડે ( Faraday ), ટૉમસન, વિગેરે વિજ્ઞાનશાસ્ત્રીઓએ તાર, ટેલિફોન, વિજળી, હવા વિગેરેમાં અજબ શોધો કરી દ્રવ્ય (Matter) અને ચેતન (Force) જેવા ગૂઢ વિષયો ઉપર ઘણા નવા સિદ્ધાંતોનું પ્રતિપાદન થયું. જેમ જેમ વિજ્ઞાનની પ્રગતિ થઈ, તેમ તેમ બધાને ખાતરી થતી ગઈ કે દ્રવ્ય–ચેતનનો અભ્યાસ કાંઈ સરળ નથી અને અત્યાર સુધી થએલાં સંશોધનો તો મહાસાગરના અગાધ પાણીના એક બિંદુના લેખામાં પણ આવી શકે નહી. ટૉમસ ગ્રીન (Thomas Green) જેવા ફિલસુફે આ સિદ્ધાંતથી લોકોને પરિચિત કર્યા. તે ફિલસુફીનો અને નીતિશાસ્ત્રનો મોટો અભ્યાસી હતો. આથી આ લોક અને પરલોકના સંબંધને લોકો વધારે શાસ્ત્રીય દૃષ્ટિથી વિચારવા લાગ્યા. સાહિત્ય ઉપર તેની અસર થઈ. મેરિ કૉરેલિ, વેલ્સ, શૉ, જેવા લેખકોએ એ વિષયો ઉપર ઘણાં સારાં લખાણો આપ્યાં. રડયાર્ડ કિપલિંગે બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સારી કવિતાઓ અને વાર્તાઓ લખી. વિજ્ઞાન, ધર્મ, અથવા ફિલસુફીની પરસ્પર હરીફાઈથી સાહિત્યને અને કળાને અનેરી પુષ્ટિ મળી.

આ સૈકામાં અનેક પુસ્તકાલયો, પત્રિકાઓ માસિકો, ત્રૈમાસિકો, વર્તમાનપત્રો, સાહિત્ય અને વિજ્ઞાનની વાતો–ચર્ચા કરનારાં મંડળો ઊભાં થયાં.

પોસ્ટ, તાર, આગબોટ, રેલવે, વીજળી, ટેલિફોન, વિગેરે સાધનોથી આ વિચારોનો સર્વત્ર પ્રસાર થયો. ઇ. સ. ૧૮૭૦ની સાલથી રાષ્ટ્ર પોતે લોકોને કેળવણી આપતું થયું. પાર્લમેંટના સુધારાઓથી બ્રિટિશ જનતા સામાજિક અને રાજ્યકીય પ્રશ્નો ઉપર સારો વિચાર કરતી થઈ. લોકો સુધર્યા. માણસજાત પ્રગતિ (Progress)માં માનવા લાગી. બ્રિટિશ સામ્રાજ્યના વિકાસ સાથે બ્રિટિશ વેપારરોજગાર વધ્યો. કારખાનાં, શહેરો, એક તરફ કરોડપતિઓ, બીજી તરફ એકદમ કંગાળ આદમીઓ, ખાધાખોરાકી માટે પરદેશની આયાત ઉપર જ અવલંબન, બેકારી, (Unemployment), હડતાલો (Strikes), દેવાળાં, બેંકોની વ્યવસ્થા, અનેક કંપનીઓની ઉત્પત્તિ,

એ આ યુગનાં ખાસ આર્થિક લક્ષણો કહી શકાય. રાષ્ટ્રને આર્થિક વિષયો ઉપર વધારે લક્ષ આપવું પડયું. કારખાનાં, કેળવણી, આરોગ્ય, અને વસવાટ માટે પાર્લમેંટે યોગ્ય કાયદાઓ કર્યા. લોકોએ પણ આ બાબતો પોતાના હાથમાં લીધી. સહકારી મંડળો સ્થપાયાં. કામદારવર્ગે પોતાનાં મંડળો સ્થાપ્યાં. છતાં લોકો સંતોષાયા નહી. તેઓ એમ કહેવા લાગ્યા કે રાષ્ટ્રે તમામ આર્થિક પ્રવૃત્તિઓ પોતાના હાથમાં લઈ લેવી જોઈએ. આ રાષ્ટ્રસત્તાવાદો (Socialism, Collectivism, Communism) ઓગણીસમી સદીની આખરનાં વર્ષોમાં ખાસ આગળ આવ્યા. મજૂર અગર કામદારપક્ષ વિશેષ બળવાન થયો. તે એમ માનવા લાગ્યો, કે દેશના ગરીબ લોકોની પરિસ્થિતિ સુધારવા માટે એક જ માર્ગ છે—જેમ બને તેમ પાર્લમેંટમાં કામદારપક્ષના પ્રતિનિધિઓને વધારે સંખ્યામાં મોકલવા. એ કારણથી દેશમાં ત્રણ પક્ષો થયાઃ (૧) લિબરલો, (૨) યુનિઅનિસ્ટો, અને (૩) લેબરાઈટો (Labourites). જેમ જેમ લેબરાઈટોનું બળ વધતું ગયું તેમ તેમ પહેલા બે પક્ષોએ ભેગા થવા માંડયું.

આવી રીતે વાઙ્મય, કળા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, ફિલસુફી, નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાષ્ટ્રની પ્રવૃત્તિઓ, એ પ્રજાના જીવનના બધા પ્રદેશોમાં પરિવર્તન થયું.

પ્રગતિનો પ્રદેશ જ એવો છે. તેને માટે નથી આદિ, નથી અંત; એ કોઈ અનેરો વિષય છે. ઇતિહાસ તો તેને સહેજ સહેજ સમજાવી શકે.

---

# વીસમી સદી

**સાતમો એડ્વર્ડ: ઇ. સ. ૧૯૦૧-૧૦:**—મહારાણી વિક્ટોરિઆના મરણ પછી તેનો મોટો પુત્ર એડ્વર્ડ ગાદીએ આવ્યો. તેને પ્રિન્સ ઑફ્ વેઇલ્સ તરીકે રાજ્યકારભારનો ખાસ અનુભવ આપવામાં આવ્યો નહોતો. તે સ્વભાવે શિકાર, દમદમાટ, રમત ને મુસાફરી કરવાનો શોખીન હોવાથી કારભારમાં તેણે બહુ લક્ષ પણ આપ્યું નહી. છતાં યૂરોપના રાજ્યકર્તાઓની મુલાકાતે તે વારંવાર જતો. યૂરોપના દરબારોમાં તેના કુટુંબનાં કોઈ કોઇ માણસો સગાંસંબંધી નીકળી આવતાં. યૂરોપના ઘણા રાજ્યકર્તાઓ ઇંગ્લંડમાં આવી ગયા. પરિણામે ઈંગ્લંડ, ફ્રાંસ અને રશિઆ વચ્ચે પરસ્પર સમજુતી થઈ અને જર્મની સાથે ઈંગ્લંડને જે મતભેદ વધતો જતો હતો તે બહુ ગંભીર થઈ શક્યો નહી. ઇ. સ. ૧૯૧૦ના મે માસમાં તે મરી ગયો.




સાતમો એડ્વર્ડ

**સમ્રાટ પાંચમા જ્યૉર્જ: ઇ. સ. ૧૯૧૦-૧૯૩૬:**—એડ્વર્ડ પછી તેનો પુત્ર જ્યૉર્જ ગાદીએ આવ્યો. તેનો મોટો ભાઇ ડ્યૂક ઑફ્ ક્લૅરન્સ ઇ. સ. ૧૮૯૨માં ગુજરી ગયો ત્યાર પછી તે પ્રિન્સ ઑફ્ વેઇલ્સ તરીકે રહ્યો હતો. રાજા થયા અગાઉ તેણે નૌકાસૈન્યમાં નોકરી કરી હતી. તે અભ્યાસી, સહાનુભૂતિવાળો, પાર્લમેંટના કામકાજથી સારી રીતે વાકેફ, સાદો, ઉદ્યમી, અને સારી વક્તૃત્વશક્તિ ધરાવનારો હતો. તે ઇ. સ. ૧૯૩૬ના જાન્યુઆરિ માસમાં મરી ગયો. હાલ તેનો મોટો પુત્ર એડ્વર્ડ આઠમો ગાદી ઉપર છે.

**ઈંગ્લંડ અને યૂરોપ: ઇ. સ. ૧૯૦૧-૧૪:**—ઈટાલિ, જર્મની, ઑસ્ટ્રિઆ અને તુર્કી, એ રાજ્યો પરસ્પર કરારથી મિત્રરાજ્યો તરીકે રહેવા બંધાયાં હતાં એ આપણે ઉપર જોઈ ગયા. તેથી ઇ. સ. ૧૯૦૪માં ઈંગ્લંડે તથા ફ્રાંસે કરાર કર્યો. ઇ. સ. ૧૯૦૭માં ઈંગ્લંડે રશિઆ સાથે કરાર કર્યો તથા ઈરાનમાં અને અફ્ઘાનીસ્તાનમાં પરસ્પર વગની વહેંચણી કરી. બાલ્કન પ્રદેશોમાં ગ્રીસે ક્રીટ દબાવ્યું. બલ્ગેરિઆ અને સર્વિઆ સ્વતંત્ર થયાં—રશિઆની તેમને ખાનગી મદદ હતી. ઑસ્ટ્રિઆએ બોઝનિઆ અને હર્ઝેગોવિના દબાવ્યા. બાલ્કન રાજ્યો તુર્કી વિરુદ્ધ અને અંદર અંદર લડ્યાં. ઇ. સ. ૧૯૦૪માં



પાંચમો જ્યૉર્જ

રશિઆ અને જાપાન વચ્ચે લડાઈ સળગી ઊઠી. રશિઆ હારી ગયું. તેથી પૅસિફિક મહાસાગરમાં જાપાનનું બળ વધ્યું. જર્મનીએ આફ્રિકામાં, પૅસિફિક મહાસાગરમાં, અને ચીનમાં મુલકો મેળવ્યા અને અમેરિકામાં તથા તુર્કીમાં પોતાની વગ સ્થાપી. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં યૂરોપની સ્થિતિ આ પ્રકારની હતી—એક તરફ જર્મની, ઑસ્ટ્રિઆ, ઈટાલિ અને તુર્કી; બીજી તરફ ઈંગ્લંડ, ફ્રાંસ, રશિઆ અને જાપાન; વચમાં બાલ્કન પ્રદેશો, અમેરિકાનાં સંસ્થાનો અને ઈરાન તથા ચીન જેવાં નબળાં રાજ્યો.

**મંત્રીમંડળો: ઈ. સ. ૧૯૦૧-૧૪:**—વિક્ટોરિઆના મરણ વખતે ઈંગ્લંડનો મુખ્ય પ્રધાન લૉર્ડ સૉલ્સબરિ હતો અને કૉન્ઝર્વેટિવો પ્રધાનપદે હતા. સૉલ્સબરિ પછી બાલ્ફર મંત્રી થયો, ઇ. સ. ૧૯૦૨. કૉન્ઝર્વેટિવો

ઇ. સ. ૧૯૦૬ સુધી સત્તા ઉપર રહ્યા. ત્યાર પછી નવી વરણી (Election) થઈ. તેમાં લિબરલો ફાવ્યા. તેથી તેઓ મંત્રીપદે આવ્યા. તેમનો સરદાર Henry Campbell Bannermann મુખ્ય મંત્રી થયો. તે ઇ સ. ૧૯૦૮માં મરી ગયો. તેથી ઍસક્વિથ (Asquith) (મૃત્યુ, ઇ. સ.૧૯૨૮) મુખ્ય પ્રધાન થયો. ઇ. સ. ૧૯૧૪માં જ્યારે મહાવિગ્રહ ફાટી નીકળ્યો ત્યારે લિબરલો કારભાર ઉપર હતા અને ઍસક્વિથ મુખ્ય પ્રધાન હતો.

**આંતર કારભાર: ઇ. સ. ૧૯૦૮–૧૪:**—આ વખતે વૃદ્ધ માણસોને સરકારી ખર્ચે વર્ષાસનો આપવામાં આવ્યાં. સર્વ પ્રજાને માટે વીમાની યોજના નક્કી કરવામાં આવી. વધતા જતા ખર્ચને પહોંચી વળવા સાહુકારો ઉપર નવા કરો પડ્યા. ઇ. સ. ૧૯૦૯માં લૉઈડ જ્યૉર્જ (Lloyd George) ખજાનચી હતો. તેણે જમીનદારો ઉપર સખ્ત કર મૂક્યો. હાઉસ ઑફ લૉર્ડ્ઝે તે કરને ઉડાડી મૂક્યો. તેથી લિબરલોએ રાજીનામું આપ્યું. નવી વરણી થઈ, તેમાં તેઓ ફાવ્યા. પણ અમીરો સામા થયા; વળી લિબરલો ફાવ્યા; તેથી અમીરો નમ્યા અને તેમણે લૉઈડ જ્યૉર્જના બજેટને પસાર થવા દીધું. ઍસક્વિથે અમીરોની નાણાં ઉપરની સત્તા કમી કરવા "પાર્લમેન્ટ ઍક્ટ" પસાર કર્યો.

**બ્રિટિશ સામ્રાજ્ય: ઇ. સ. ૧૯૦૧–૧૪:**—મહારાણી વિકટોરિઆના મરણ અગાઉ ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનો એક થઈ ગયાં હતાં. ઇ. સ. ૧૯૦૭માં ન્યુઝીલંડનાં સંસ્થાનોને સ્વરાજ્ય આપવામાં આવ્યું. બે વર્ષ પછી હિંદમાં મોર્લેએ અને મિંટોએ સુધારાઓ દાખલ કર્યા. દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનો એકત્રિત થયાં. સસ્થાનોએ ઈંગ્લંડના નૌકાસૈન્યને અમુક મદદ કરવા વચનો આપ્યાં. લિબરલોએ ઇ. સ. ૧૯૧૪માં આયર્લંડને "હોમરુલ" –સામ્રાજ્યમાં સ્વરાજ્ય આપવાની હિંમત કરી. પણ લડાઈ જાહેર થતાં તમામ વસ્તુસ્થિતિ ફરી ગઈ.

**મહાયુદ્ધ: ઇ. સ. ૧૯૧૪–૧૯:**—ઓગણીસમી સદીમાં ચારેય ખંડોમાં રાષ્ટ્રીય ભાવનાના પવન ફુંકાતા હતા અને તેમાં તુર્કી જેવા નબળા

દેશનું સામ્રાજ્ય વીંખાઈ ગયું હતું. ઇ. સ. ૧૮૭૧ની હાર પછી ફ્રાંસ જર્મની ઉપર વેર લેવા તનમનાટ કરી રહ્યું હતું. જર્મનીને પોતાની વધતી જતી પ્રજાના વસવાટ માટે અને વધતા જતા વેપારરોજગારનાં નવાં બજારો માટે સંસ્થાનો અને નવા લાભો જોઈતા હતા. રશિઆને તુર્કી, ઇરાન અને અફઘાનીસ્તાનનાં જૂનાં રાજ્યો ઉપર સત્તા જોઈતી હતી. યૂરોપનાં બધાં રાજ્યોમાં મોટાં મોટાં કારખાનાંઓમાં દારુગોળો તૈયાર થતો હતો. ઘણી યુનિવર્સિટિના પ્રોફેસરો છચોક પોતાના વિદ્યાર્થીઓને અને સમાજને યુદ્ધની તૈયારીઓ કરવાને પોકાર કરી રહ્યા હતા. ઑસ્ટ્રિઆ-હંગરિના મહારાજ્યની પ્રજાઓને સ્વતંત્ર થવું હતું. ચોતરફ નૌકાબળ, જમીનનું લશ્કર, વેપાર, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વિગેરેમાં પ્રજાઓ અને રાષ્ટ્રો વચ્ચે તીવ્ર હરીફાઈ ચાલી રહી હતી; દેશેદેશનાં વર્તમાનપત્રોમાં એ જ મત જાહેર કરવામાં આવતું હતું. જેમ દરિયામાં છૂપાઈ રહેલો વડવાનળ પ્રકટ્યા વગર રહેતો નથી, જેમ શાંત દેખાતો જ્વાળામુખી પર્વત ફાટી નીકળ્યા વગર રહેતો નથી, જેમ રાખમાં છૂપાઈ રહેલો અગ્નિ દાવાનળરૂપે ફેલાયા વગર રહેતો નથી, તેમ યૂરોપનાં રાજ્યોની પરસ્પર હરીફાઈનો છૂપો અગ્નિ ભયાનક દાવાનળરૂપે પ્રકટ્યા વગર નહીં રહે, એમ બધા વિચારવંત માણસો સારી રીતે સમજતા હતા. ઘાસની ગંજીઓને સળગતાં કેટલી વાર લાગે છે? તેને માત્ર એક તણખાની જ જરુર હોય છે. ઇ. સ. ૧૯૧૪ના જૂનની ૨૮મી તારીખે બોઝ્નિઆના મુખ્ય શહેર સેરાજેવો (Serajevo) મુકામે સર્વિઆના એક માણસને હાથે ઑસ્ટ્રિઆના પાટવી કુંવર (Archduke) ફ્રાંસિસ ફર્ડિનન્ડ અને તેની સ્ત્રી એમનાં ખુન થયાં. ઑસ્ટ્રિઆએ ખુનની જવાબદારી ખુન કરનાર ઉપર નહી મૂકતાં સર્વિઆની સરકારના શિર ઉપર નાંખી. સર્વિઆને રશિઆની મદદ હતી, તો ઑસ્ટ્રિઆને જર્મનીની મદદ હતી. ઑસ્ટ્રિઆના વયોવૃદ્ધ શાહેનશાહે સર્વિઆના રાજા પાસેથી કેટલીએક સમજુતીઓ અને નવા હકો માગ્યા. સર્વિઆએ ના પાડી. ઑસ્ટ્રિઆએ સરહદ ઉપર લશ્કરો મોકલ્યાં. રશિઆએ સર્વિઆને મદદ આપવાનું વચન આપ્યું. જર્મની ઑસ્ટ્રિઆના પડખામાં રહ્યું. રશિઆને ફ્રાંસે મદદ કરી. જર્મનીએ પોતાનાં લશ્કરો બેલ્જિઅમની અંદર થઈ પૅરિસ ઉપર રવાના કર્યાં. બેલ્જિઅમમાં જર્મન લશ્કરો દાખલ થાય તે

ઈંગ્લંડને કેમ પરવડે ? ઈંગ્રેજ સરકારે વાંધો ઊઠાવ્યો. જર્મનીએ વાંધાનો ઈનકાર કર્યો એટલે ઈંગ્લંડ લડાઈમાં ઊતર્યું, ઑગસ્ટ, ઇ. સ. ૧૯૧૪. ઈટાલિ થોડા વખત પછી મિત્રરાજ્યો સાથે ભળ્યું, મે, ઇ. સ. ૧૯૧૫. તુર્કી અને બલ્ગેરિઆ જર્મનીની સાથે ભળ્યાં. રુમૅનિઆ, મૉન્ટિનિગ્રો, ગ્રીસ, પોર્ટુગલ, અમેરિકાનાં સંસ્થાનો, સિઆમ, ચીન, જાપાન, વિગેરે મિત્રરાજ્યો સાથે ગયાં.

મહાયુદ્ધમાં નાનાં મોટાં થઈને કુલ ચોવીસ રાજ્યો જર્મની, ઑસ્ટ્રિઆ–હંગરિ, તુર્કી અને બલ્ગેરિઆ સામે લડાઈમાં ઊતર્યાં; તેમાં કુલ ૫,૯૧,૭૬,૮૦૦ સિપાઈઓ લડ્યા; ૩,૩૫,૦૦,૦૦૦ માણસો ઘાયલ થયા; ૭૭,૮૧,૦૦૦ માણસો માર્યા ગયા, અને ૭૦,૮૦,૫૦૦ માણસો કેદ થયા કે ગુમ થયા.

**યુગપલટો:**—મહાયુદ્ધની થોડીક હકીકત તો આ ઇતિહાસમાં આવવી જોઈએ; કારણ કે તે હકીકત વાંચવાથી આપણને ઘણું શીખવાનું મળે છે. દુનિયાના ઇતિહાસમાં આવું મહાભારત યુદ્ધ કદિ થયું નથી. જૂની યુદ્ધકળા આ મહાભારત સંગ્રામમાં નાશ પામી. નવી યુદ્ધકળાનો જન્મ થયો. લડાઈનાં મેદાનો ઉપર ખોદેલી ખાઈઓમાં રહેતા સિપાઈઓ પાછળ બધાં–રાજા રાણીથી માંડી નાનામાં નાનું બાળક–લડાઈનાં સાધનો તૈયાર કરવામાં રોકાયાં: અર્થશાસ્ત્રીઓ, વિજ્ઞાનીઓ, કવિઓ, લેખકો, વર્તમાનપત્રોના અધિપતિઓ, વિદ્યાર્થીઓ, ઠુંઠાં, લંગડાં, આંધળાં, રોગી, બધાં સૌ સૌની શક્તિ પ્રમાણે લડાઈનું કામ કરતાં. તેઓ પોતાની સરકારો કહે તેમ ખાતાં, પીતાં, પહેરતાં, રહેતાં, બોલતાં, લખતાં, વાંચતાં, મુસાફરી કરતાં, કામ કરતાં. દરેક ઉંમરલાયક અને સશક્ત માણસ સિપાઈ થયો. દરેક સ્ત્રીએ અને દરેક બાળકે ઘેર રહી રાષ્ટ્રને મદદ કરી. મહાભારત સંગ્રામમાં અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર, વિજ્ઞાન, વિગેરે દરેક અભ્યાસમાં મોટું પરિવર્તન થયું. પચાસ વર્ષની સુલેહના વખતમાં જે ન થઈ શકત તે ચાર વર્ષની નજીવી મુદતમાં થઈ શકયું. ઉપરાંત યૂરોપ, એશિઆ, આફ્રિકા અને અમેરિકાની તમામ વસ્તુસ્થિતિ ફરી ગઈ. જેમ કુરુક્ષેત્રના યુદ્ધ પછી દ્વાપરયુગ ઊતર્યો અને કળિયુગ બેઠો, તેમ આ મહાભારત સંગ્રામ પછી દુનિયાની સંસ્કૃતિએ જૂના યુગમાંથી નવા યુગમાં પ્રવેશ કર્યો.

હવે આપણે આ દાવાનળનો ટૂંકો ખ્યાલ આપીએ.

**મહાયુદ્ધ: ફ્રાંસ અને બેલ્જિઅમ: ઇ. સ. ૧૯૧૪–૧૬:**—જર્મનીએ એક સાથે ૩૧,૦૦,૦૦૦ માણુસો બેલ્જિઅમમાં મોકલ્યા. બેલ્જિઅમ પાસે બે લાખનું લશ્કર તૈયાર હતું. ટૂંક મુદતમાં દુનિયામાં ક્યાંય નહી હોય એવા મજબુત કિલ્લાઓ એક પછી એક જર્મનીએ સર કર્યા. ઈંગ્લંડથી સર જ્હૉન ફ્રેંચ ૬૬,૦૦૦ માણુસોનું નાનકડું લશ્કર લઈ પૅરિસ બચાવવા ગયો. એના ઉપર જર્મનો તૂટી પડ્યા; જર્મનીની તોપોએ કેર વર્તાવ્યો; ઇંગ્રેજોએ પૂંઠ પકડી. જર્મનો એઈન (Aisne) નદી ઉપર આવી અટકી ગયા. ત્યાં બંને પક્ષ સામસામી ખાઈઓ ખોદી ચાર વર્ષ સુધી પડી રહ્યા. આ ખાઈઓ સ્વિટ્ઝર્લંડની સરહદ ઉપરથી તે ઉત્તરના દરિયાકિનારા સુધી આવી રહી હતી. બેલ્જિઅમ અને ફ્રાંસનો ઉત્તર ભાગ જર્મનીના પંજામાં આવી ગયા. રણુક્ષેત્રો ઉપર જર્મનોએ નવાં નવાં અસ્ત્રો અને શસ્ત્રો વાપર્યાં; તેમાં માણુસોને મૂર્ચ્છામાં નાખનારો એક વાયુ (Gas) હતો. મિત્રરાજ્યોએ આ નવાં મારક સાધનો સામે રક્ષણુના ઉપાયો લીધા.

**રશિઆની હાર:**—પૂર્વમાં રશિઆના ઝારે પૂર્વ પ્રશિઆ ઉપર ચડાઈ કરી; જર્મન સરદાર હિન્ડનબર્ગે તે લશ્કરને કાપી નાંખ્યું. જર્મનો વૉર્સોમાં દાખલ થયા. તેમણે રશિઆના લશ્કરને તોપોના મારથી ઊડાડી દીધું. સો સો ગાઉ સુધી એક રશિઅન સિપાઈ ઊભવા પામ્યો નહી. ઝાર પાસે માણુસોની અખૂટ ભરતી હતી. પણુ તેની પાસે દારુગોળો નહોતો અને દારુગોળા વગર બહાદુરમાં બહાદુર સિપાઇઓ પણુ શું કરી શકે?

**ગૅલિપોલિ:**—ઈંગ્લંડથી સર જ્હૉન હૅમિલ્ટન સવા લાખ માણુસો લઈ ગૅલિપોલિ (Gallipoli)ના દ્વીપકલ્પ ઉપર ઉપડ્યો. પણુ તુર્કીની સરકારે જર્મન મદદથી બચાવકામો તૈયાર કરી દીધાં હતાં; તેથી હૅમિલ્ટન એકદમ નિષ્ફળ ગયો અને તેને પાછું વળવું પડ્યું. આ ચડાઈમાં ઑસ્ટ્રિઆનાં અને ન્યૂઝીલંડનાં લશ્કરોએ ભાગ લીધો હતો.

**સર્વિઆ:**—સર્વિઆ તો મરણતોલ થઈ ગયું. મિત્રરાજ્યોએ ગ્રીક બંદર સૅલૉનિકા ( Salonica )નો કબજો કર્યો અને ત્યાંથી દુશ્મનોને કબજામાં રાખ્યા.

**કુત–અલ–મારા:**—ઈરાનના અખાતમાંથી જનરલ ટાઉનશેન્ડે બગદાદ ઉપર ચડાઈ કરી. પણ કુટ ( Kut ) આગળ તુર્કીને શરણ થવું પડયું, ઇ. સ. ૧૯૧૬–૧૭.

**ઇંગ્લંડની તૈયારી:**—દરમ્યાન ઇંગ્લંડમાં લૉર્ડ કિચનર ફરજિઆત ધોરણથી લાખોનું લશ્કર તૈયાર કરતો હતો, લૉઈડ જ્યૉર્જ હજારો કારખાનાંઓમાં દારુગોળો તૈયાર કરાવતો હતો, કૉન્ઝર્વેટિવો લિબરલોને મંત્રીમંડળમાં દાખલ થઈ મદદ કરતા હતા. કામદારપક્ષના આગેવાનો વગર વિરોધે લડાઈના કામમાં રોકાયા. બ્રિટિશ સામ્રાજ્યના તમામ ભાગોમાંથી હજારો સૈનિકો મહાયુદ્ધમાં લડવા નીકળી પડ્યા.

**ઇટાલિ તથા રુમૅનિઆની હાર:**—પૂર્વમાં રશિઅન સરદારે ઑસ્ટ્રિઆને હરાવ્યું, તો જર્મનીએ રુમૅનિઆનાં લશ્કરોનો ઘાણ કાઢી નાંખ્યો. તેજ પ્રમાણે ઇટાલિની હાર થઈ, ઇ. સ. ૧૯૧૭.

**વિમાની બળ:**—આ યુદ્ધમાં વિમાનોથી દુશ્મનોને સતાવવામાં આવતા.

**દરિયાઈ લડાઈ. જટ્‌લૅંડ: મે–જૂન, ઇ. સ. ૧૯૧૬: અમેરિકા લડાઈમાં દાખલ:**—બંને પક્ષનાં લશ્કરો ચોતરફ જમીન ઉપર યુદ્ધ કરતાં હતાં ત્યારે તેમના કાફલાઓ તો શાંત પડી રહ્યા હતા. મિત્રરાજ્યના કાફલાઓ વેપારનું અને કિનારાઓનું રક્ષણ કરતા હતા. ઇંગ્લંડનું નૌકાસૈન્ય ડોવર પાસે અને ઉત્તરમાં ઑર્કનિના ટાપુ પાસે વહેંચાઈ ગયું હતું, અને ત્યાંથી જર્મન નૌકાસૈન્ય ઉપર પાકો પહેરો રાખતું હતું. બંને પક્ષો દરિયામાં સુરંગ નાંખતા અને વહાણોને ઉડાડી દેતા, પરસ્પર વેપારની જણસો કબજે કરતા અને એક બીજાને ભૂખે મારવાની કોશીશ કરતા. ઇ. સ. ૧૯૧૬ના મે માસની છેલ્લી તારીખે જર્મન કાફલો બ્રિટિશ કાફલા સામે થયો; તેમાં જર્મનો હારી ગયા. તેમની સબમરીનોનો મિત્રરાજ્યો એ

નાશ કર્યો જર્મનીની સબમરીનો વગર સૂચનાએ ગમે તે સ્ટીમરોને હવે ડુબાડવા મંડી-દાખલા તરીકે *Lusitania.* આવાં કૃત્યોથી અમેરિકા ઘણું ચીડાયું અને પ્રેસિડંટ વિલ્સનની આગેવાની નીચે લડાઈમાં દાખલ થયું. ઇ. સ. ૧૯૧૭.

**રશિઆમાં રાજપલટો : ઇ. સ. ૧૯૧૭:**—જર્મનીએ રશિઆને જબરદસ્ત ફટકાઓ માર્યા હતા. રશિઆમાં ભૂખમરો વધવા લાગ્યો. ઝારના અમલની પોલ ખુલ્લી થઈ ગઈ. લોકોએ બળવો કર્યો. સિપાઈઓ લોકોના થયા. મધ્યમ વર્ગના પ્રતિનિધિઓ સત્તા ઉપર આવ્યા. ઝાર પદભ્રષ્ટ થયો. લેનિન અને ટ્રોસ્કિની આગેવાની નીચે રાજ્યસત્તાવાદી (Socialists)ઓએ બીજો બળવો કર્યો; ઝારને અને તેના કુટુંબને મારી નાંખવામાં આવ્યાં; સોવિએટ (Soviet)નો અમલ શરુ થયો, માર્ચ-નવેંબર, ૧૯૧૭. તેમણે ઇ. સ. ૧૯૧૮ના માર્ચમાં જર્મની સાથે સુલેહ કરી.

**જર્મનીમાં રાજપલટો:**—જર્મનીના લોકો લડાઈથી કંટાળી ગયા; કાઈઝરની પોલ જાહેર થઈ ગઈ. તેમને રશિઆનો ચેપ લાગ્યો. ઇ. સ. ૧૯૧૮ના નવેંબરમાં લોકોએ બળવો કર્યો; કાઈઝરનું કુટુંબ પદભ્રષ્ટ થયું; નાના મોટા રાજાઓ રાજ્યો છોડી ગયા; દેશમાં એક રાજ્ય (Republic) સ્થાપવામાં આવ્યું; નવા રાજ્યે મિત્રરાજ્યોની સાથે સુલેહ કરી.

**જર્મન સંસ્થાનો:**—મિત્રરાજ્યોએ જર્મનીનાં તમામ સંસ્થાનો એક પછી એક તાબે કર્યાં હતાં. જેમકે, ટોગોલેંડ, કામેરુન, પશ્ચિમ ને પૂર્વ આફ્રિકા, સામોઆ, બિસ્માર્ક આર્કિપેલેગો, સિંગટાઉ, વિગેરે.

**મિત્રરાજ્યોની ફત્તેહ : નવેંબર, ઈ. સ. ૧૯૧૮:**—ઇ. સ. ૧૯૧૮ના માર્ચ, એપ્રિલ અને મે મહીનાઓમાં જર્મન સરદાર લુડેન્ડૉર્ફે ત્રણ વાર ઇંગ્રેજોને કૅલે તરફ, આમીન્સ તરફ અને પૅરિસ તરફ ભગાડી મૂકયા અને જે જમીન ઇંગ્રેજોને લેતાં ત્રણ વર્ષ લાગ્યાં હતાં તે જમીન તેમને ત્રણ દિવસમાં છોડી દેવી પડી. પણ ઉપર કહ્યું તેમ ખુદ જર્મનીમાં હારનો ગર્ભ પાકી ગયો હતો. પ્રેસિડન્ટ વિલ્સને અમેરિકાથી દસ લાખ માણસો મોકલ્યાં. તુરત માઇલોના માઇલોની આખી હાર ઉપર જર્મનોને રોકવામાં આવ્યા. ત્રણ માસમાં તો તેઓ મિત્રરાજ્યોનો બધો પ્રદેશ છોડી ચાલ્યા ગયા.

મિત્રરાજ્યોએ બલ્ગેરિઆ ઉપર ચઢાઈ કરી. બલ્ગેરિઅનો હારી ગયા. તુર્કી શરણ થયું. ઑસ્ટ્રિઆનો શાહેનશાહ ફ્રાંસિસ ઇ. સ. ૧૯૧૬માં મરી ગયો; તેની જુદી જુદી પ્રજાઓ સ્વતંત્ર થઈ ગઈ; તેનું લશ્કર હારી ગયું; આવી રીતે મિત્રરાજ્યોની ચોમેર ફત્તેહ થઈ.*

**રાજપલટો. રાજ્યપલટો. પ્રજાપલટો : નવી દુનિયા:—** વર્સાઇલ મુકામે સુલેહ થઈ, ઑકટોબર, ઇ. સ. ૧૯૧૯. પ્રેસિડન્ટ વિલ્સન આ સમાધાનીમાં મુખ્ય હતો. કાઈઝર દેશપાર થયો; તેના બીજા સહકારી રાજાઓ દેશપાર થયા; ફ્રાંસને આલ્સાસ અને લૉરેનના પ્રાંતો પાછા મળ્યા; જર્મનીના કાફલાને ડુબાડી દેવામાં આવ્યો; તેનાં લશ્કરોને ઘટાડી નાંખવામાં આવ્યાં; પોલંડ, ઝેકોસ્લૉવેકિઆ, યુગોસ્લાવિઆ, હંગરિ અને ઑસ્ટ્રિઆનાં નવાં રાજ્યો ઊભાં કરવામાં આવ્યાં; ઇટાલિને ટ્રીસ્ટનો પ્રાંત મળ્યો; ઑસ્ટ્રિઆ-હંગરિનું સામ્રાજ્ય વીંખાઈ ગયું; ડેન્માર્કને શ્લેશ્વિગ મળ્યું; જર્મનીનાં સંસ્થાનો લઈ લેવામાં આવ્યાં; કિયાઉ-ચાઉ ( Kiaochow ) જાપાનને, પૅસિફિકના ટાપુઓ ઑસ્ટ્રેલિઆને અને પૂર્વ-પશ્ચિમ આફ્રિકા દક્ષિણ આફ્રિકાને મળ્યાં; રૂમૅનિઆને ટ્રાન્સિલવૅનિઆ મળ્યું; ગ્રીસને એશિઆ માઇનરમાં થોડીક જમીન મળી; ફ્રાંસે સિરિઆ લીધું; ઈંગ્લંડે પેલૅસ્ટાઇન અને મેસોપોટેમિઆ-ઇરાક-લીધાં; જર્મનીએ મોટો દંડ ભરવાનું ઠર્યું. નાનાંમોટાં રાજ્યોનું એક આંતર રાષ્ટ્રીય રાજ્યમંડળ ( League of Nations ) થયું. તેમાં પ્રેસિડન્ટ વિલ્સન ખાસ મુખી હતો. Mandatory States-ની નવી યોજના તૈયાર થઈ. દુશ્મનો પાસેથી જે જે દેશોને મિત્રરાજ્યોએ લીધા તે માટે તેમણે પોતાની બાંહેધરી આ લીગને આપી.

રશિઆની સલ્તનતના કટકા થઈ ગયા. બિસેરૅબિઆ રુમાનિઆએ લીધું; ફિનલૅંડ, લેટ્વિઆ, લિથોનિઆ, ઇસ્ટ્રિઆ અને યૂક્રેઇનનાં નોખાં રાજ્યો થયાં. રશિઆની સરકારે ઇરાન, ચીન અને અફઘાનીસ્તાન ઉપરના જૂના હકો જતા કર્યા; બોખારા, આર્મિનિઆ વિગેરે પ્રદેશોમાં પ્રજા-રાજ્યો ઊભાં થયાં. ચીનમાં જૂની શાહેનશાહત નાશ પામી. તુર્કીએ ઇસ્તંબૂલથી અંગોરા રાજધાની કરી, સુલતાનને કાઢી મૂકયો અને પ્રજા-રાજ્ય સ્થાપ્યું; મુસ્તફા કમાલ આ નવા રાજ્યનો મુખી થયો.

---

* 'Above men there is a moral law and above warfare peace." General Foch.

**આયર્લૅંડ : આફ્રિકા:**—ઇ. સ. ૧૯૧૬માં આયર્લૅંડે ઇંગ્લંડ સામે બળવો કર્યો. લડાઈ પછી આયર્લૅંડને "સ્વરાજ્ય" આપવામાં આવ્યું. પણ અલ્સ્ટરને તેનાથી છૂટું રાખવામાં આવ્યું. તેને જુદી પાર્લમેંટ આપવામાં આવી. દક્ષિણ આફ્રિકામાં પણ દ વેટ વિગેરેએ બંડ ઊઠાવ્યું હતું.

**મંત્રીમંડળો : ઇ. સ. ૧૯૧૮–૩૬:**—લડાઈ પૂરી થયા પછી ઇંગ્લંડમાં નવી વરણી થઈ; લૉઈડ જ્યૉર્જના પક્ષકારો (Coalitionists) બહુમતીએ પાર્લમેંટમાં આવ્યા. તેથી તે મુખ્ય પ્રધાન તરીકે ચાલુ રહ્યો. તેણે ઇ. સ. ૧૯૧૮માં મતદારોની સંખ્યામાં વધારો કર્યો. લૉઈડ જ્યૉર્જે ઇ. સ. ૧૯૨૨ના ઑક્ટોબરમાં રાજીનામું આપ્યું. કૉન્ઝર્વેટિવોની બહુમતી હતી. તેથી તેમનો મુખી બૉનર લૉ (Bonar Law) અને તેના મરણ પછી બૉલ્ડવિન (Stanly Baldwin) મુખ્ય પ્રધાન થયો. આ પ્રધાનમંડળે ઇ. સ. ૧૯૨૪માં જગાતના વિષય ઉપર રાજીનામું આપ્યું. લિબરલો, કૉન્ઝર્વેટિવો, કામદારપક્ષ, એ ત્રણેયમાં એકે પક્ષ બહુમતીએ પાર્લમેંટમાં દાખલ થઈ શક્યો નહી. તેથી કામદારપક્ષનો આગેવાન રામ્સે મૅકડોનલ્ડ (Ramsay Macdonald) મુખ્ય મંત્રી થયો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૯૨૪. તેમને લિબરલોની મદદ હતી એટલે તેઓ રાજ્યતંત્ર ચલાવી શક્યા. પણ રશિઆ સાથેના વર્તનમાં તેમના હરીફોએ દેશમાં ખોટી ધાંધલ મચાવી. તેથી દસ મહીનામાં તો મૅકડોનલ્ડે રાજીનામું આપ્યું ને બૉલ્ડવિન વળી મુખ્ય પ્રધાન થયો, ઇ. સ. ૧૯૨૫. ઇ. સ. ૧૯૨૯ના જૂન માસમાં ઇંગ્લંડમાં ફરી વરણી (Election) થઈ. તેમાં કામદારવર્ગની બહુમતી થઈ. તેથી રાજાએ તેમના આગેવાન રામ્સે મૅકડોનલ્ડ (Ramsay Macdonald) ને પ્રધાનપદ આપ્યું. પણ આ સમાજસત્તાવાદી પક્ષને એકદમ સત્તા ઉપરથી નીકળી જવું પડ્યું. નવી વરણી થઈ. તેમાં ત્રણ પક્ષોમાં કોઈ પણ એક પક્ષ બહુ જોરમાં નહોતો. તેથી લિબરલ, કૉનઝર્વેટિવ અને લેબર અથવા સોશ્યાલિસ્ટ, એમનું એકત્રિત પ્રધાનમંડળ ઊભું કરવામાં આવ્યું અને મૅકડોનલ્ડ મુખ્ય પ્રધાન થયો. ઇ. સ. ૧૯૩૫માં નવી વરણી થઈ. તેમાં લેબર પક્ષનું જોર વધારે થયું. પણ મૅકડોનલ્ડ હારી જતાં મુખ્ય મંત્રી તરીકે બૉલ્ડ્વિન થયો. તેમના કારભારોને વિગતવાર તપાસવાની અહીં જરુર નથી.

# બ્રિટિશ રાજ્યતંત્ર

**રાજ્યવહિવટની સામાન્ય સંસ્થાઓ:**—દરેક સુવ્યવસ્થિત અને પ્રગતિશીલ રાજ્યમાં ત્રણ પ્રકારની સંસ્થાઓ જોવામાં આવશે: (૧) કાયદાઓ કરતી સંસ્થાઓ, જેને આપણે લોકસભાઓ (Legislatures) કહીશું; (૨) કાયદાઓને લાગુ કરતી સંસ્થાઓ, જેને આપણે અદાલતો, ન્યાયમંદિરો, કે કોર્ટો (Courts) કહીશું; અને (૩) Executive કાયદાઓનો, ધારાધોરણોનો, અને નિયમોનો વહિવટ કરતી સંસ્થાઓ, જેને આપણે વહિવટી સંસ્થાઓ કહીશું.

**બ્રિટિશ રાજ્યતંત્ર:**—રાજ્યતંત્રના પાયા હમેશાં ઊંડા હોય છે. કાયદાઓ, સનંદો, નિયમો, રાજાપ્રજા વચ્ચે અથવા પ્રજાનાં જુદાં જુદાં અંગો વચ્ચેના કરારો, વિગેરે રાજ્યતંત્રના મુખ્ય પાયાઓ કહી શકાય. આ પાયાઓ ઉપર બધી ઈમારતનું ચણતર કરેલું હોય છે. કોઈ પણ રાજ્યતંત્ર એકદમ ઉત્પન્ન કરી શકાતું નથી. રાજ્યતંત્રના વિકાસ માટે વર્ષોનાં વર્ષો જોઈએ છીએ; માત્ર કાયદાઓ અને નિયમો પ્રમાણે રાજ્યનો વહિવટ ચાલતો નથી. અમલદારો કાયદાઓનો અને નિયમોનો પોતાની બુદ્ધિ પ્રમાણે અમલ કરે છે. તેથી રાજ્યતંત્રનો વિકાસ અમલદારોની આપખુશી ઉપર આધાર રાખે છે. એક વખતના અમલદારની આપખુશી ત્યાર પછીના અમલદારને દૃષ્ટાંતરૂપે કામ લાગે છે. અમલદારોના અને રાજ્યતંત્રનાં બીજાં અંગોના અનુભવો રૂઢિરૂપે રાજ્યતંત્રમાં દાખલ થઈ જાય છે. ઘણી વાર આ રૂઢિઓ, દૃષ્ટાંતો, અને અનુભવો કાયદાઓ અને નિયમો કરતાં વધારે માન્ય ગણાય છે. રાષ્ટ્રનો વહિવટ આવા અણુલખ્યા અનુભવો ઉપર વર્ષો સુધી ચાલે છે.

બ્રિટિશ રાજ્યતંત્ર આવા અણુલખ્યા (unwritten) અનુભવો ઉપર ઘણે ભાગે ચાલે છે. જેમકે (૧) રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર હોવું જોઈએ એ સિદ્ધાંતને ઈંગ્લંડનો કોઈ માનવી હવે તુચ્છકારતો નથી; પણ એ સિદ્ધાંતને પાર્લમેન્ટે કોઈ કાયદારૂપે પસાર કર્યો નથી; (૨) રાજ્યતંત્ર પ્રધાનમંડળ

મારફત ચાલવું જોઈએ, અને પ્રધાનમંડળના માણસો હાઉસ ઑફ્ કૉમન્સમાં બહુમતી ધરાવતા પક્ષના માણસો હોવા જોઈએ, પ્રધાનમંડળનો મુખ્ય પુરુષ મુખ્ય પ્રધાન તરીકે ગણાવો જોઈએ, એ સૂત્રો પાર્લમેન્ટે કોઈ કાયદામાં જણાવ્યાં નથી; છતાં અત્યારે એ સૂત્રો કાયદા કરતાં વધારે માન્ય ગણાય છે. અહીં તો અમુક દાખલાઓ આપવામાં આવ્યા છે. પણ આખા બ્રિટિશ રાજ્યતંત્રમાં અનુભવને વધારે માન અપાય છે. તેથી એમ કહેવાય છે કે બ્રિટિશ રાજ્યતંત્ર કોઈ કાળે અમુક તારીખે ઉત્પન્ન થયું નથી; પણ તેનો કાળક્રમે વિકાસ થયો છે; બ્રિટિશ રાજ્યતંત્ર લિખિત નથી; તે રાજ્યતંત્ર અલિખિત છે, તેમાં જ તેના વિકાસની ખરી ચાવી રહેલી છે. બ્રિટિશ રાજ્યતંત્ર પ્રજામતને અનુસરતું રાજ્યતંત્ર છે. આ બાબત નીચે વધારે સ્પષ્ટ કરવામાં આવી છે.

**તાજ: (Crown):**—ઇંગ્લંડના રાજ્યતંત્રની મુખ્ય સંસ્થા તાજ છે. તાજ આખા સામ્રાજ્યમાં સાર્વભૌમ સત્તા ધરાવે છે. સામ્રાજ્યની બધી પ્રજાઓ તાજની-ઇંગ્લંડના રાજાની-પ્રજાઓ ગણાય છે. તાજની સત્તા સાર્વભૌમ સંસ્થાના જેટલી છે. તાજની સંમતિ વગર કોઈ કાયદો થઈ શકે નહી. તાજને નામે સામ્રાજ્ય લડાઈ જાહેર કરી શકે અથવા કોલકરારો કરી શકે; અદાલતોમાં ન્યાય તાજને નામે અપાય છે; બધા રાજ્યતંત્રની સર્વોપરિ સત્તા તાજ પાસે રહે છે; સિક્કાઓ તાજને નામે પડે છે; ગુનેગારોને સજાની માફી માત્ર તાજ આપી શકે છે; લાયક લોકોને માનચાંદ આપવાની સત્તા તાજને છે; પાર્લમેન્ટને બોલાવવાની અને તેને બરખાસ્ત કરવાની સત્તા તાજની છે. ટૂંકામાં, તાજ (એટલે રાજા કે રાણી) ઇંગ્લંડમાં કુલ સત્તા ધરાવે છે.

આ બધી સત્તા અત્યારે તાજ પોતે બજાવી શકતું નથી; એ સત્તા તાજના પ્રધાનો અત્યારે ભોગવે છે. આખા દેશનું અને સામ્રાજ્યનું રાજ્યતંત્ર રાજાને નામે રાજાના પ્રધાનો ચલાવે છે; છતાં રાજા તદ્દન નિરર્થક સત્તાધારી નથી. દેશના અને સામ્રાજ્યના આંતર કારભારમાં રાજા સારી સત્તા ધરાવે છે અને વહિવટની ઘણી નાનીસૂની બાબતોમાં રાજા દરમ્યાન થાય છે. પ્રથમ તો રાજા મુખ્ય પ્રધાનની પસંદગી કરવામાં

સત્તા વાપરી શકે છે. બીજું, પ્રધાનો ગમે તેટલા ફરે છે. પણ રાજા તો એકનો એક રહે છે. તેથી રાજાનો અનુભવ પ્રધાનો કરતાં વધારે હોય છે. તે કારણથી રાજા કારભારની બાબતો વિષે પ્રધાનોને યોગ્ય સલાહ આપી શકે છે. પરદેશ સાથેના વ્યવહારમાં રાજા પ્રધાનોને ખાસ સલાહ આપી શકે છે; કારણ કે બીજા દેશોના રાજાઓ સાથે ઇંગ્લંડનો રાજા સમાન ભાવે પત્રવ્યવહાર કરી શકે છે અને તેમની સાથે તેનો સંબંધ વધારે પાકો હોય છે. છતાં રાજાને હમેશાં પ્રધાનોને, પાર્લમેન્ટને અને પ્રજામતને વશ રહેવું પડે છે. આમાં ખરી રીતે તો રાજાને સારું છે; કારણ કે રાજ્યકારભારનો જશ–અપજશ પ્રધાનોને શિરે રહે છે; રાજાની સત્તા ઓછી થઈ છે તો તે સાથે જ રાજાની જવાબદારી અને રાજાની ચિંતાઓ પણ ઘણી ઓછી થઈ ગઈ છે. ઇંગ્લંડના રાજ્યતંત્રના પારિભાષિકમાં એક સર્વમાન્ય વાક્ય હવે ઘર કરી ગયું છે—The King can do no wrong—રાજા કોઈ ખોટું કામ કરી શકે નહી; એટલે રાજા રાજ્યકીય ખોટું નથી કરતો; દેશનાં રાજ્યકીય અનિષ્ટો માટે રાજાને જવાબદાર ગણવામાં આવતો નથી. પણ તેથી રાજા કાયદાની ઉપરવટ થઈને કોઈ ખોટું કામ કરી શકે નહી. રાજા કોઈ ગુનો કરે તો તેની જવાબદારી પ્રજાજનના જેટલીજ રહે છે.

**King in Council:**—પહેલાં ઇંગ્લંડના રાજા પાસે એક મોટું મંત્રીમંડળ રહેતું; આ મંત્રીમંડળની તમામ સત્તાઓ પાર્લમેંટના પ્રધાનમંડળ (Cabinet) પાસે ચાલી ગઈ છે; છતાં આ જૂના મંત્રીમંડળ પાસે હજુ કેટલીક નામની સત્તા રહી ગઈ છે. તે સત્તા અત્યારે રાજાને નામે પ્રધાનમંડળ વાપરે છે. બધાં જાહેરનામાંઓ અને હુકમો આ કાઉંસિલ મારફત કાઢવામાં આવે છે. જ્યારે જ્યારે રાજા નવી પાર્લમેંટને બોલાવે છે ત્યારે હમેશાં તે હુકમ આ કાઉંસિલ મારફત કરવામાં આવે છે. નવો રાજા ગાદીએ આવે છે ત્યારે સારું રાજ્ય કરવાના સોગન તે આ કાઉંસિલમાં લે છે. પ્રધાનો, બિશપો, શેરિફો, વિગેરે મોટા મોટા અમલદારો પોતાની નીમણુકો થયા પછી રાજાને વફાદાર રહી નોકરી કરવાનું વચન આ કાઉન્સિલમાં લે છે. પાર્લમેન્ટ પોતે આ કાઉન્સિલને નિયમો કરવાની,

સ્થાનિક મંડળોના ઉપર હુકમો મોકલવાની, પરવાનાઓ આપવાની, તપાસણી કરવાની, પરચુરણ સત્તાઓ આપે છે. કેટલાંક વહિવટી કામો કરતી વખતે કાઉન્સિલના મુખ્ય અમલદાર–કલાર્ક (Clerk) ની સહી લેવી પડે છે.

આવી રીતે આ કાઉન્સિલ કેટલુંક અગત્યનું કામ કરે છે.

**પ્રધાનમંડળ (Cabinet):**—ઉપર કહ્યું તેમ ઇંગ્લંડનો રાજા પહેલાં રાજ્યકારભારમાં પ્રધાનમંડળની સલાહ પૂછતો. આ મંડળ "Curia Regis" કહેવાતું. એ કાઉન્સિલ સ્ટુઅર્ટ રાજાઓના વખત સુધી ટકી. સ્ટુઅર્ટ વંશના રાજાઓને એ સભાના સભાસદોની મોટી સંખ્યાથી કંટાળો આવતાં તેમણે એમની બધાની સલાહ પૂછવી બંધ કરી. પણ તેઓ તેમાંથી થોડાએક અનુભવી અને વિશ્વાસુ માણસોને માત્ર બોલાવતા. બીજા ચાર્લ્સના વખતમાં પ્રીવિ કાઉન્સિલને પ્રધાનમંડળ તરીકે ગણવાનો ચાલ બંધ થયો અને પ્રધાનો પોતાના કારભાર માટે પ્રજાને કે પાર્લમેન્ટને જવાબદાર નહોતા. ઇ. સ. ૧૬૮૮માં જેઈમ્સ પદભ્રષ્ટ થયો અને વિલિઅમ તથા મેઇરિ રાજારાણી થયાં, ત્યારથી કારભારી મંડળ પાર્લમેન્ટને જવાબદાર રહેવું જોઈએ એમ ઈંગ્રેજ મુસદ્દીઓ માનવા લાગ્યા; વૉલ્‌પોલ, મોટો પિટ્ટ, નાનો પિટ્ટ, વિગેરે પ્રજામતને વશ રહી દેશનો કારભાર કરવા લાગ્યા. પહેલો જ્યૉર્જ ઈંગ્રેજી ભાષા સમજી શકતો નહી. તેથી તેણે કારભારી મંડળના પ્રમુખસ્થાને બેસવાનું બંધ કર્યું. તેના પછીના રાજાઓએ આ રૂઢિ ચાલુ રાખી. પરિણામે કારભારી મંડળની બેઠકોમાં રાજાની પ્રત્યક્ષ હાજરી બંધ થઈ. કારભારનું બધું નાનું મોટું કામકાજ પ્રધાનો પોતે ઉપાડવા મંડ્યા. આ વખત દરમ્યાન દેશમાં બે મોટા રાજ્યકીય પક્ષો–વ્હિગ અને ટોરિ ઊભા થયા. કાળક્રમે આમાંથી જવાબદાર રાજ્યતંત્ર વિકાસ પામ્યું. એ જવાબદાર રાજ્યતંત્રનો આત્મા કૅબિનેટ (Cabinet) છે.

**રાજ્યકીય પક્ષોનો કારભાર: જવાબદાર રાજ્યતંત્ર: (Responsible Government. Government by party):**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળનો વિચાર આપણે કરીએ તે અગાઉ જવાબદાર રાજ્યતંત્રનો ખરો અર્થ સમજવાની ખાસ જરુર છે. જવાબદાર રાજ્યતંત્ર એટલે પ્રધાનમંડળ લોકમતને અનુસરીને કારભાર કરે

તેવું રાજ્યતંત્ર. પ્રધાનમંડળ લોકમતને બે રીતે અનુસરી શકે, અથવા તો સમાજ પ્રધાનમંડળ ઉપર બે રીતે અંકુશ રાખી શકે–પ્રધાનોની રાજ્યનીતિ અને લોકમત એ બંને વચ્ચે જ્યારે ભેદ માલમ પડે ત્યારે પ્રધાનો પોતાની નોકરીઓનું રાજીનામું આપી દે, અને રાજા બીજા પ્રધાનોને નીમે છે. પ્રધાનોને રાજીનામું આપી દેવાની ફરજ લોકોની વતી પાર્લમેંટમાં અથવા વધારે સ્પષ્ટ કરીએ તો હાઉસ ઑફ કૉમન્સમાં બેસતા લોકોના પ્રતિનિધિઓ પાડી શકે, અથવા લોકો કે પ્રજા સીધી રીતે પ્રધાનોને રાજીનામું આપવાની ફરજ પાડી શકે. ઇંગ્લંડમાં બંને રીતે જવાબદાર રાજ્યતંત્રનો અમલ કરાવી શકાય છે. જો પ્રજા સીધી રીતે પ્રધાનોને રાજીનામું આપવાની અથવા પોતાના વિચાર પ્રમાણે કારભાર કરવાની ફરજ હમેશાં પાડે તો કારભાર ઘણો બગડી જાય, તેથી પ્રજા સીધી જવાબદારી પ્રધાનો પાસેથી વારંવાર માગતી નથી. એ જવાબદારી પ્રજા હાઉસ ઑફ કૉમન્સમાં બેસતા પોતાના પ્રતિનિધિઓ મારફત પ્રધાનો પાસેથી હરહંમેશ માગે છે અને તે પ્રતિનિધિઓ પ્રજામતને હાઉસ ઑફ કૉમન્સમાં બરોબર રજુ કરવા બંધાયા છે.

**કૅબિનેટનો કારભાર:**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળ મારફત ચાલતો ઇંગ્લંડનો કારભાર જુદા જ પ્રકારનો છે. ઇંગ્લંડમાં અત્યારે ખાસ ત્રણ રાજ્યકીય પક્ષો છે–લિબરલ, કૉન્ઝર્વેટિવ, અને લેબર. કૅબિનેટના પ્રધાનો હમેશાં, વિના અપવાદે, અને દરેક બાબતમાં, એક જ પક્ષના હોવા જોઈએ. કારભારની **વિગતો** પરત્વે તેમના વચ્ચે મતભેદ હોઈ શકે; પણ કારભારનાં **મૂળ સૂત્રો** ઉપર તો તેઓ બધા એકમત રહેવા જોઈએ. કારભાર ઉપર આવતાં અગાઉ આ લોકો પોતાના વિચારો પ્રજા સમક્ષ મૂકે છે. તેઓ પ્રજાને વચન આપે છે કે જો અમે બહુમતીએ હાઉસ ઑફ કૉમન્સમાં ચુંટાઈ ને જઈ શું તો અમે જાહેર કરેલા અમારા પક્ષના કાર્યક્રમ પ્રમાણે અમે દેશનો કારભાર ચલાવીશું. પ્રજાને જો આ કાર્યક્રમ ગમે તો બહુમતીએ એ પક્ષને પ્રજા હાઉસ ઑફ કૉમન્સમાં મોકલે. જે પક્ષ બહુમતીએ હાઉસ ઑફ કૉમન્સમાં જાય તે પક્ષના આગેવાનો કારભારની તમામ જવાબદારી રાજા પાસેથી સંભાળી લે છે. જ્યાં સુધી તેઓ કારભાર ઉપર રહે છે,

જ્યાં સુધી હાઉસ ઑફ્ કૉમન્સમાં તેમની બહુમતી રહે છે, અને પ્રજામત તેમને અનુકૂળ હોય છે, ત્યાં સુધી તેઓ કારભારની તમામ જવાબદારી પોતાને શિરે રાખે છે, પોતાના પક્ષના સિદ્ધાંતો પ્રમાણે પોતે અગાઉ પ્રજા સમક્ષ મૂકેલા કાર્યક્રમ પ્રમાણે કાયદાઓ કરે છે, પરદેશો સાથે વ્યવહાર રાખે છે, અને બીજાં ખાતાં સંભાળે છે. બધા પ્રધાનો એક સાથે કારભાર ઉપર આવે છે, અને તેઓ એક સાથે કારભાર ઉપરથી ખસી જાય છે. દરેક પ્રધાન પોતાના બીજા સાથીઓ સાથે સહકાર કરવા બંધાયલો હોય છે. દરેકની જવાબદારી બે જાતની હોય છે, વ્યક્તિગત (Several કે Individual) અને સમસ્તમંડળગત (Collective). કોઈ પ્રધાન પોતાના પક્ષના સિદ્ધાંતોને છોડી દે, પોતાના સાથીઓને સહકાર આપે નહી, બોલે કાંઈ અને વર્તે કાંઈ, પોતાની સંમતિ વગર અથવા તેની વિરુદ્ધ કોઈ નવો કાર્યક્રમ ગોઠવે, પોતાના ખાતા વિષે હાઉસ ઑફ્ કૉમન્સમાં નિંદાત્મક ઠરાવ પસાર થયો હોય, તો તેને એકદમ પોતાના હોદ્દાનું રાજીનામું આપી દેવું પડે છે. પ્રધાનમંડળના બધા સભાસદો કોઈ આગેવાનને તાબે રહેવા બંધાયલા હોય છે. તેઓ પોતે રાજા સાથે પ્રધાનમંડળની વતી કાંઈ વાટાઘાટ કરી શકે નહી; તમામ વાટાઘાટો માત્ર પ્રમુખ કે મુખ્ય પ્રધાનમંડળની મારફત જ થવી જોઈએ.

કૅબિનેટમાં ૨૦–૨૨ કારભારીઓ બેસે છે, પણ તેનું ખરું કામકાજ તો ચાર પાંચ મુખીઓના હાથમાં હોય છે. પહેલાં તો કૅબિનેટના કામકાજની કશી નોંધ રાખવામાં આવતી નહી. પણ ગયા મહાયુદ્ધ વખતે લૉઈડ જ્યૉર્જ બંને પક્ષના પ્રધાનમંડળ (Coalition Ministry) નો મુખ્ય પ્રધાન હતો, ત્યારથી કૅબિનેટના કામકાજની નોંધ રાખવાનો રિવાજ શરુ થયો અને કૅબિનેટ માટે એક જુદી ઑફિસ ખોલવામાં આવી. એ રિવાજ હજુ ચાલુ છે. પ્રથમ કૅબિનેટમાં થતાં કામકાજનો કોઈ હેવાલ રાખવામાં આવતો નહી. તે સંબંધી જે હકીકતો આપણે જાણવી હોય તે બ્રિટિશ મુસદ્દીઓનાં જીવનચરિત્રો, તેમનાં પ્રસિદ્ધ થએલાં પત્રો, વિગેરે ઉપરથી આપણે જાણી શકતા; બીજી કોઈ રીતે નહી. પણ હવે તે માટે સેક્રેટરિઅટ અથવા ઑફિસ રાખવામાં આવી છે.

**મુખ્ય પ્રધાન :**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળનો મુખી મુખ્ય પ્રધાન (Prime Minister) કહેવાય છે. આ હોદ્દો પ્રથમ બ્રિટિશ રાજ્યતંત્રમાં નહોતો. પણ ઇ. સ. ૧૯૦૫ની સાલથી તે હોદ્દો ધોરણસર થયો છે. તે અગાઉ લોકો અને પાર્લમેંટ પ્રધાનમંડળના આગેવાનને મુખ્ય પ્રધાન કહેતા. પણ રાજ્યતંત્રની પરિભાષામાં એ નામ દાખલ થયું નહોતું. મુખ્ય પ્રધાન ઇંગ્લંડનો ખરો કારભારી કહી શકાય. રાજાની તમામ સત્તા તે પોતે વાપરે છે. કારભારની દરેક બાબત વિષે રાજા તેની સલાહ મુજબ વર્તે છે. બ્રિટિશ સલ્તનતના મોટા મોટા હોદ્દાઓને તે ભરે છે. કારભારી મંડળમાં કોને દાખલ કરવો, કોને દાખલ ન કરવો, તે તેની મુનસફીની વાત છે. હાઉસ ઑફ્ કૉમન્સની આગેવાની ( Leadership ) તેના હાથમાં હોય છે. તે સરકારી કામકાજની બધી માહિતી પાર્લમેંટને આપે છે. તે રાજાને કારભારી મંડળના કામકાજની અને તેના અભિપ્રાયોની ખબર આપી શકે છે. તે રાજાને જવાબદાર હોય છે, અને તે પાર્લમેંટને તથા પ્રજાને પણ જવાબદાર હોય છે. મુખ્ય પ્રધાનની પસંદગી કરવાનો અધિકાર રાજાનો ગણાય છે. પણ પસંદગી કરતી વખતે રાજાએ શક્તિ, આગેવાની, પ્રજાનો વિશ્વાસ, કારભાર જેના હાથમાં હોય તે પક્ષના માણસોનું વલણ, એ બધું જોવું પડે છે. હવે બનતાં સુધી મુખ્ય પ્રધાન હાઉસ ઑફ્ કૉમન્સનો હોવો જોઈએ. આ કારણથી ઇંગ્લંડના ભલા ભલા મુસદ્દીઓ નિવૃત્ત થતાં સુધી હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં જતા નથી. મુખ્ય પ્રધાન જ્યાં સુધી પ્રજાનો અને હાઉસ ઑફ્ કૉમન્સનો વિશ્વાસ ભોગવતો હોય ત્યાં સુધી તેની સત્તા રાજાથી પણ વધારે હોય છે. તે ગમે તેવાં અનુભવી અને પાકી વયનાં રાજારાણીને પણ દબાવી શકે છે. ગ્લૅડ્સ્ટન રાણી વિક્ટોરિઆને ખૂબ દબાવતો. પણ એક વાર પ્રજાને કે હાઉસ ઑફ્ કૉમન્સને તેના ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો એટલે મુખ્ય પ્રધાન પાર્લમેંટના ગમે તે સાધારણ સભાસદ જેવો થઈ જાય છે. અત્યારે લૉઇડ જ્યૉર્જની આવી સ્થિતિ છે! મુખ્ય પ્રધાન જો કારભારની બાજી ફેરવી નાખે, તો કારભારી મંડળમાંથી તેને ખસી જવું પડે છે અથવા રાજીનામું આપી દેવું પડે છે. મુખ્ય પ્રધાન અને બીજા કારભારીઓ બીજી બાબતો પરત્વે સરખા હોય છે. કારભારી મંડળનું પ્રમુખસ્થાન તેની પાસ રહે છે.

તેથી તેટલા પુરતી તેની સત્તા વિશેષ છે એમ કહી શકાય. આવી રીતે મુખ્ય પ્રધાન રાજાનો ધુરંધર સલાહકાર અને પ્રથમ અમલદાર છે, કારભારી મંડળનો પ્રમુખ છે, દેશના એક રાજ્યકીય પક્ષનો આગેવાન છે, અને હાઉસ ઑફ કૉમન્સની કે હાઉસ ઑફ લૉર્ડ્ઝની આગેવાની ધરાવે છે; તેની પાસે કોઈ એક ખાતું પણ રહે છે. તેને રહેવા માટે સરકારી મકાન મળે છે. મુખ્ય પ્રધાનનું માન કાંઈ જેવું તેવું નથી. તેની ખુરસી રાજા, રાણી, પાટવીકુંવર, રાજકુટુંબનાં માણસો, અને યૉર્કના આર્ચબિશપ પછી હોય છે. તે પગાર લેતો નથી. પણ સાધારણ રીતે તે First Lord of the Treasury નો હોદ્દો લે છે અને તે હોદ્દાનો પગાર તેને મળે છે. જો તે એ હોદ્દો ન લે તો બીજું કોઈ ખાતું સંભાળે છે અને તે ખાતાના મુખ્ય અધિકારીને મળતો પગાર તેને મળે છે.



પાર્લમેંટ હાઉસ

પાર્લમેંટના બે વિભાગો છે : હાઉસ ઑફ કૉમન્સ અને હાઉસ ઑફ લૉર્ડ્ઝ.

ઉપર તાજ, તેની કાઉંસિલ, કારભારી મંડળ, અને મુખ્ય પ્રધાન, એટલાં બ્રિટિશ રાજ્યતંત્રનાં અંગો આપણે જોઈ ગયા. હવે આપણે પાર્લમેંટ જોઈએ.

**પાર્લમેંટ:**—રાજા અને પાર્લમેંટ દેશમાં સાર્વભૌમ સત્તા ધરાવે છે. તેઓ એક મત થતાં ગમે તે કાયદો રદ કરી શકે છે અને ગમે તે કાયદો પસાર કરી શકે છે. ઈંગ્લંડના કારભારનું તમામ કામકાજ પાર્લમેંટને તાબે રહે છે. કોઈ પણ કાયદો પાર્લમેંટની સંમતિ વગર પસાર થઈ શકે નહી. રાજાએ પણ પાર્લમેંટના કાયદાઓ પ્રમાણે વર્તવું જોઈએ. પાર્લમેંટનાં મુખ્ય કર્તવ્યો નીચે આપ્યાં છે.

**પાર્લમેંટનાં કર્તવ્યો:**—પાર્લમેંટ દેશના કારભાર ઉપર વિચાર (Deliberation) કરી શકે છે, તે વિષે ઠરાવો (Resolutions) પસાર કરી શકે છે, પ્રધાનોને નિન્દી (Censure) શકે છે, રાજાની સંમતિથી કાયદાઓ કરે છે, કારભારી મંડળને અને રાજાને નાણું આપી શકે છે, પ્રજા ઉપર કર નાંખી શકે છે, ગમે તે પ્રધાનના ઉપર કામ ચલાવી શકે છે અને કારભારીઓને પ્રશ્નો અને ઉપપ્રશ્નો પૂછી કારભાર વિષે ખબર મેળવી શકે છે.

**હાઉસ ઑફ્ કૉમન્સ:**—રાજા કારભારી મંડળની સલાહ પ્રમાણે અથવા આપખુશીથી નવી વરણી ( Election ) કરવાનો હુકમ આપી શકે છે. પાર્લમેંટને બરખાસ્ત કરવાનો, બોલાવવાનો અને રજા આપવાનો અધિકાર રાજા કે તાજને હોય છે. પણ એ અધિકાર હવે તાજ માત્ર કારભારી મંડળની સલાહ પ્રમાણે વાપરી શકે છે; તેથી વિરુદ્ધ અને આપમુખત્યારીથી ભાગ્યે જ તે અધિકાર તાજથી ઉપયોગમાં લઈ શકાય.

રાજા દરેક કાઉન્ટિ-પરગણા-ના શેરિફ્ને અને કસ્બા કે શહેર (Borough)-બરોના મેયરને લિખિત હુકમ ( Writ ) મોકલે છે અને વરણી કરવાનો હુકમ આપે છે. આ માટે ઇંગ્લંડ, સ્કૉટ્લંડ, વેઇલ્સ અને ઉત્તર આયર્લંડના લગભગ ૬૦૦ વિભાગો પાડી નાંખવામાં આવ્યા છે. આવો દરેક વિભાગ મતદારમંડળ (Constituency) કહેવાય છે. તેને એક પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો છે. કેટલાક વિભાગ બે

પ્રતિનિધિઓ મોકલી શકે છે. દરેક વિભાગમાં રાજ્યકીય પક્ષો–લિબરલ, કૉન્ઝર્વેટિવ અને લેબર અથવા સોસ્યલિસ્ટ પક્ષો–નાં મંડળો હોય છે. તે મંડળો પોતાના પ્રતિનિધિઓનાં નામો ધોરણસર શેરિફને અને મેયરને મોકલે છે. જો એક જ નામ મૂકવામાં આવે તો વરણી થતી નથી. જો વધારે નામો મૂકવામાં આવે તો વરણી થાય છે. જે ઉમેદવાર બહુમતી મેળવે તે ચુંટાય છે.

દેવાળીઆઓ, ચિત્તભ્રમના રોગવાળાઓ અને ઈંગ્લંડના ચર્ચના ક્લર્જિઓ પાર્લમેન્ટમાં બેસી શકતા નથી. ચુંટણીમાં આવનાર ઉમેદવાર પાસેથી અમુક રકમ અનામત લેવામાં આવે છે; જો તે અમુક મતો ન મેળવી શકે તો અનામત મૂકેલી રકમ જપ્ત થાય છે. લેભાગુઓ ચુંટણીમાં ન ઊભા રહે તે માટે આ નિયમ કરવામાં આવ્યો છે. સગીર વયનાં સ્ત્રીપુરુષો, દેવાળીઆઓ અને ચિત્તભ્રમથી પીડાતા લોકો માત્ર મત આપી શકતાં નથી; તેમના સિવાય લગભગ બધાં સ્ત્રીપુરુષો અત્યારે મત આપી શકે છે.

વરણી માટે સાધારણ રીતે આખા દેશમાં એક જ દિવસ રાખવામાં આવે છે. તે દિવસે મતદારો નિયત કરી રાખેલી જગ્યાએ (Polling Station)જઈ પોતાનું મત કોઈ ન જુએ તેમ સરકારે આપેલા કાગળ ઉપર (ગુપ્ત રીતે) નોંધી આવે છે. પછી અગાઉથી નીમાએલા અમલદારો શેરિફની કે મેયરની હાજરીમાં મતોનાં કાગળીઆંની પેટીઓ ઉઘાડે છે, મતો ગણે છે અને બહુમતી મેળવનાર ઉમેદવારને પ્રતિનિધિ તરીકે જાહેર કરે છે. હાઉસ ઑફ કૉમન્સમાં આરી રીતે કુલ ૬૭૦ સભ્યો ચુંટાઈને આવે છે. સાધારણ રીતે દર ૭૦,૦૦૦ માણસો દીઠ એક પ્રતિનિધિ ત્યાં બેસે છે. જ્યારે ચુંટણીનું કામ ખલાસ થાય છે ત્યારે રાજા બધાને–કૉમન્સને અને લૉર્ડ્ઝને –હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં બોલાવે છે અને પોતાનું ભાષણ તેમના બધા સમક્ષ વાંચે છે.

**હાઉસ ઑફ લૉર્ડ્ઝ:**—હવે આપણે પાર્લમેંટનું ત્રીજું અંગ–હાઉસ ઑફ લૉર્ડ્ઝ લઈએ. આ સંસ્થા ઘણી જૂની સંસ્થા છે. તે પહેલાં ઘણી વગવાળી અને જોરાવર સંસ્થા હતી. આ સંસ્થામાં અત્યારે નીચે પ્રમાણે લોકો બેસે છે:

(૧) ઈંગ્લંડ, સ્કૉટ્લંડ અને આયર્લંડના ટેમ્પોરલ અમીરો લગભગ ૭૦૦. તેઓ ડ્યૂક (Duke), માર્ક્વેસ (Marquess), અર્લ (Earl), વાઇકાઉન્ટ (Viscount), અને બૅરન (Baron)ના ચડતા ઊતરતા વર્ગોમાં આવી જાય છે. આ લોકોની જગ્યા વંશપરંપરા ચાલી આવે છે, અથવા રાજાએ તેમને નવેસર તે જગ્યા વંશપરંપરા આપેલી હોય છે.

(૨) ચર્ચના પ્રતિનિધિઓ. (Spiritual Peers)

(૩) અપીલો સાંભળવા જિંદગીભર બેસતા ચાર ન્યાયાધીશો (Lords of Appeal in Ordinary)

**સ્પીકર (Speaker). લૉર્ડ ચૅન્સેલર. (Lord Chancellor):**—રાજા પોતાનું ભાષણ કૉમન્સ અને લૉર્ડ્ઝની સંયુક્ત સભા સમક્ષ વાંચી રહે છે ત્યારે બંને નોખા પડી જાય છે અને પોતપોતાના સભાગૃહમાં ચાલ્યા જાય છે. પછી કૉમન્સ લોકો પોતાનો પ્રમુખ-**સ્પીકર**-પસંદ કરે છે. રાજાની સંમતિ મેળવ્યા પછી તે પ્રમુખ કામકાજ શરુ કરે છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝનો પ્રમુખ **લૉર્ડ ચૅન્સેલર** કહેવાય છે. પ્રમુખ અથવા સ્પીકરની સત્તા અને તેનો હોદ્દો ઘણાં અગત્યનાં ગણાય છે. સ્પીકર ઉપર કૉમન્સની સ્વતંત્રતાનો આધાર હોય છે. સાધારણ રીતે સ્પીકરની ખુરસી કાયમ રહે છે અને બધા રાજ્યકીય પક્ષો સ્પીકરનાં તટસ્થતા, નિષ્પક્ષપાતિપણા અને પ્રામાણિકપણા ઉપર વિચાર કરી અનુભવી અને જાણીતા માણસને પસંદ કરે છે. કૉમન્સમાં જે ભાષણો થાય છે તે બધાં સ્પીકરને સંબોધીને કરવામાં આવે છે. સ્પીકર સભામાં સુલેહશાંતિ જાળવે છે, કૉમન્સના નિયમો પ્રમાણે ચર્ચાઓ કરવા દે છે, કોઈ સભ્ય નિયમથી બહાર જાય તો તેને નિયમમાં લાવે છે, અનિયમિત ઠરાવો, વિગેરેને ચર્ચા બહાર ઠરાવે છે, સુલેહશાંતિનો ભંગ કરનાર સભ્યને શિક્ષા કરે છે, અને રાજા પાસેથી હાઉસ ઑફ કૉમન્સના હકોનું સંરક્ષણ માગે છે. સ્પીકરના કામકાજને સરળ કરવા માટે ખાસ એક ઑફિસ રાખવામાં આવે છે. કોઈ પણ મુસદ્દો પૈસા સબંધી છે કે નહી તે જાહેર કરવાની સત્તા સ્પીકર એકલો ભોગવે છે અને તેનો અભિપ્રાય બંધનકર્તા ગણાય છે.

**પાર્લમેંટનું કામકાજ:**—પાર્લમેંટ રાત્રે પોણાત્રણ વાગ્યાને સુમારે બેસે છે અને ફેબ્રુઆરિથી ડિસેંબર મહીના સુધી મળે છે, જો કે એ મુદ્દત દરમ્યાન ઇસ્ટર, વસંતઋતુ, વિગેરે દિવસોએ રજા પાળવામાં આવે છે. પ્રથમ સવાલોના જવાબો આપવામાં આવે છે. ત્યાર પછી કાયદાઓ કરવાનું કામકાજ હાથમાં લેવામાં આવે છે.

**બિલ:**—કાયદાઓ બે પ્રકારે કરવામાં આવે છે. પાર્લમેંટ જે કાયદાઓ જાહેર પ્રજા માટે કરે છે તે કાયદાઓ સાધારણ જાહેર કાયદાઓ (Ordinary Public Bills) કહેવાય છે. જે કાયદાઓ સ્થાનિક ઉપયોગના હોય છે અથવા અમુક વર્ગ માટે કરવામાં આવે છે તે કાયદાઓ Private Bills-ખાનગી કાયદાઓ કહેવાય છે. જેમકે કોઈ ઠેકાણે રેલવે કરવા માટે. કોઈ સભ્ય પોતાની જવાબદારી ઉપર કાયદો કરાવવા ઇચ્છે તે Private Member's Bill કહેવાય છે. પાર્લમેન્ટના કોઈ પણ વિભાગમાં-કૉમન્સમાં કે લૉર્ડ્ઝમાં-મુસદ્દા દાખલ થઈ શકે છે મુસદ્દા પ્રધાનમંડળ તરફથી કે ગમે તે સભ્ય તરફથી દાખલ થઈ શકે છે. જે મુસદ્દાને પસંદગી આપવામાં આવે છે તે પહેલી વાર તે વિભાગમાં વંચાય છે. આ વખતે કોઈ ચર્ચા થતી નથી. ત્યાર પછી મુસદ્દો છપાય છે. પછી તે બીજી વાર વંચાય છે. આ વખતે મુસદ્દાના સામાન્ય સિદ્ધાંતો માત્ર ચર્ચાય છે; તેની વિગતો તપાસવામાં આવતી નથી. જો હાઉસ એ વખતે પસંદગી બતાવે તો મુસદ્દાનું ત્રીજી વાર વાચન થઈ શકે છે, પણ તે અગાઉ સમગ્ર સભા તરફથી તેની તપાસ કરવા એક સમિતિ નીમાય છે. આ સમિતિ હાઉસને પોતાનું નિવેદન (Report) કરે છે. એ વખતે હાઉસ કે સભામાં મુસદ્દા ઉપર સુધારોવધારો થઈ શકે છે. ત્યાર પછી તેનું ત્રીજું અને છેલ્લું વાચન થાય છે. આ વખતે મુસદ્દાનો દરેક શબ્દ સભામાં ચર્ચાય છે અને તે ઉપર વિગતવાર ચર્ચા થાય છે. જો મુસદ્દો આ છેલ્લી કસોટીમાંથી પસાર થાય તો સભા તેને સંમતિ આપે છે. આવી રીતે એક હાઉસમાંથી પસાર થએલો મુસદ્દો બીજા હાઉસ પાસે જાય છે અને ત્યાં પણ તેનું ત્રણ વાર વાચન થાય છે. છેલ્લા વાચન વખતે જો બીજા હાઉસે મુસદ્દાને સંમતિ આપી હોય તો તે મુસદ્દો રાજા

પાસે જાય છે. રાજાની સહી થતાં તે કાયદો થાય છે. જે કોઈ મુસદ્દો હાઉસ ઑફ કૉમન્સે પસાર કર્યો હોય, પણ જેને હાઉસ ઑફ લૉર્ડ્ઝે બે વર્ષ સુધી સંમતિ ન આપી હોય તે મુસદ્દો આપોઆપ સીધો રાજા પાસે જઈ શકે છે. જો રાજા તેને સંમતિ આપે તો હાઉસ ઑફ લૉર્ડ્ઝનો વિરોધ હોય છતાં તે કાયદો થઈ શકે છે. Private Bills–ખાનગી મુસદ્દાઓ માટે પાર્લમેન્ટ એક ખાસ સમિતિ નીમે છે. જો સમિતિમાંથી મુસદ્દો પસાર થાય તો પાર્લમેન્ટ તેને હાથમાં લે છે; પણ એમાં ઘણું ખર્ચ થાય છે.

**બજેટ:**—બધાં ખાતાંના મુખ્ય અમલદારો પોતાનાં ખાતાંને જોઈતા પૈસાના હેવાલો ત્રિજુરીના અમલદારને મોકલે છે. તે અમલદાર એ બધા હેવાલો ઉપરથી ખર્ચનો અંદાજ કાઢે છે. ખર્ચ કાઢવા માટે જોઈતાં નાણાં કેવી રીતે ઉપજાવવાં એનો પણ અંદાજ નીકળે છે. પછી બંને બજેટ રૂપે હાઉસ ઑફ કૉમન્સ પાસે મુકાય છે. આ વખતે હાઉસ ઑફ કૉમન્સ સ્પીકરને રજા આપે છે અને નવો પ્રમુખ ચુંટાઈ બધા સભ્યો સમિતિમાં ગોઠવાઈ જાય છે. ત્યાર પછી તે ઉપર ચર્ચા ચાલે છે. જેવી રીતે સામાન્ય મુસદ્દાઓ ત્રણ વાર દરેક સભામાં વંચાય છે તેવી રીતે બજેટના મુદ્દાઓવાળું ફિનૅન્સ બિલ–નાણાંનો મુસદ્દો દરેક સભામાં ત્રણ વાચનમાંથી પસાર થાય છે. પછી રાજાની સંમતિ મળતાં તે કાયદો થાય છે. ખર્ચપૂરતું નાણું કેમ મેળવવું તે માટે હાઉસ ઑફ કૉમન્સ ખાસ બેઠક ભરે છે. એ બેઠકનું ખાસ નામ Committee of Ways and Means હોય છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝ હાઉસ ઑફ કૉમન્સની વિરુદ્ધ જાય, તો નાણાંને લગતો મુસદ્દો પરબારો રાજા પાસે સંમતિ માટે લઈ જવામાં આવે છે અને હાઉસ ઑફ લૉર્ડ્ઝનો વિરોધ તદ્દન નિરર્થક થઈ જાય છે. કોઈ મુસદ્દો નાણાંને લગતો છે કે કેમ તે જાહેર કરવાની છેવટની સત્તા હાઉસ ઑફ કૉમન્સના સ્પીકરને આપવામાં આવી છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. હાઉસ ઑફ લૉર્ડ્ઝની સત્તાઓ ઉપર આવડો મોટો કાપ ઈ. સ. ૧૯૧૧ના કાયદાથી મૂકવામાં આવ્યો છે.

અત્યારે બ્રિટિશ સરકાર લગભગ ૮૨,૫૦,૦૦,૦૦૦ પૌંડ દર વર્ષે પ્રજા પાસેથી ઉઘરાવે છે. પણ પાર્લમેંટ આવડી મોટી રકમ એકસામટી

કારભારી મંડળના હાથમાં મૂકી દેતી નથી અને તે રકમમાંથી ગમે તે ખર્ચ કરવાની સત્તા આપી દેતી નથી. જે જે કાર્ય માટે કારભારી મંડળ પાર્લમેંટ પાસે ખર્ચ માગે છે તે દરેક કાર્ય માટે પાર્લમેંટ જુદું ખર્ચ આપે છે. ખર્ચ અંદાજપત્રમાં બતાવેલા મુદ્દા માટે જ થવું જોઈએ એમ પાર્લમેંટ હુકમ કરે છે. આ કાર્ય Appropriation કહેવાય છે. પાર્લમેંટે બતાવેલા મુદ્દા પ્રમાણે ખર્ચ કરવામાં આવ્યું છે કે કેમ તે પાર્લમેંટ તરફથી નીમાએલી ઍકાઉન્ટ કમિટી તપાસે છે. કોઈ ભૂલ પકડાઈ જતાં તે વિષેની ખબર તે સંસ્થા તુરત પાર્લમેંટને આપે છે.

કારભારી મંડળ માત્ર ખર્ચ માગી શકે છે; પાર્લમેંટનો કોઈ સભ્ય કારભારી મંડળ (એટલે તાજ)ની પરવાનગી વગર ખર્ચ માગી શકતો નથી. પાર્લમેંટના સભ્યો ખર્ચ ઘટાડી શકે. પણ તેઓ ખર્ચ વધારી શકે નહી, તેમ તેઓ નવું ખર્ચ માગી શકે પણ નહી.

**હાઉસ ઑફ લૉર્ડ્ઝ ન્યાયસભા તરીકે:**—હાઉસ ઑફ કૉમન્સની અને હાઉસ ઑફ લૉર્ડ્ઝની સત્તાઓ આપણે ઉપર જોઈ. પણ હાઉસ ઑફ લૉર્ડ્ઝ પાસે એક ખાસ જૂની સત્તા હજુ રહેવા દેવામાં આવી છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝ કોઈ વાર અદાલતનું કામ કરે છે. આ કામ બે જાતનું છે: (૧) તે સભા પ્રાથમિક ફરિયાદ સાંભળી શકે છે—Original Jurisdiction. (૨) તે સભા અપીલ સાંભળી શકે છે. પહેલી સત્તા પ્રમાણે જે અમીરો ઉપર રાજદ્રોહનો અને ફોજદારી ગુનાનો આરોપ મૂકવામાં આવ્યો હોય છે તે અમીરો સામેની ફરિયાદો સાંભળે છે.* ઉપરાંત હાઉસ ઑફ કૉમન્સ તરફથી જે લોકો ઉપર ફરિયાદી કરવામાં આવી હોય તે લોકોનું કામ હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં ચાલે છે—દાખલા તરીકે, બકિંગહામ જેવા પ્રધાન ઉપર હાઉસ ઑફ કૉમન્સે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં કામ ચલાવ્યું હતું, તે જ પ્રમાણે વૉરંન હેસ્ટિંગ્સના કારભાર ઉપર હાઉસ ઑફ કૉમન્સે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં કામ ચલાવ્યું હતું. હાઉસ ઑફ લૉર્ડ્ઝ અપીલ સાંભળી શકે અને તે ઉપર યોગ્ય ફેંસલો આપી શકે. તે માટે તેમાં ચાર ન્યાયાધીશો જિંદગીભર બેસે છે. અપીલનો નિકાલ તેમની સલાહ પ્રમાણે કરવામાં આવે છે.

---

*હમણાં જ આ સત્તાને સામાન્ય અદાલતોને આપવામાં આવી. (ઇ.સ ૧૯૩૬)

**હાઉસ ઑફ લૉર્ડ્ઝનું ખરું પ્રયોજન:**—ઉપરના વિવેચન ઉપરથી એટલું તો જણાઈ ગયું હશે કે બ્રિટિશ રાજ્યતંત્રમાં ખરી સત્તા હાઉસ ઑફ કૉમન્સ ભોગવે છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝ ઘણી ઓછી સત્તા વાપરી શકે છે. દેશના ખરા આગેવાનો હાઉસ ઑફ કૉમન્સમાં બેસે છે. સામ્રાજ્યના વ્યવહારનાં મુખ્ય સૂત્રો હાઉસ ઑફ કૉમન્સમાં નક્કી થાય છે. પ્રજા હાઉસ ઑફ કૉમન્સ ઉપર પોતાના વિચારોના અમલની જવાબદારી મૂકે છે. રાજાની દૃષ્ટિ હાઉસ ઑફ કૉમન્સ ઉપર ઠરે છે. આખું સામ્રાજ્ય હાઉસ ઑફ કૉમન્સના ઉપર નજર ઠેરવે છે; પણ હાઉસ ઑફ લૉર્ડ્ઝ કાંઈ તદ્દન નિરર્થક નથી. મોટા મોટા લશ્કરી અમલદારો, સામ્રાજ્યના ભાગોના ગવર્નરો અને ગવર્નર જનરલો વિગેરે, હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં જગ્યાઓ મેળવે છે. તેમનો વહિવટી અનુભવ પાર્લમેંટને જુદે જુદે વખતે ઘણો ઉપયોગી થઈ પડે છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝ અત્યારે ઇંગ્લંડના રાજ્યતંત્રમાં બહુ અગત્યની સત્તા ધરાવતું નથી તે ખરું છે; પણ તેની પાસે કાયદાઓમાં સુધારો કરાવવાની, કાયદાઓને ઢીલમાં નાંખવાની અને રાજ્યતંત્ર ઉપર દૃષ્ટિપાત કરવાની સત્તાઓ હજુ છે; જો તે સત્તાઓનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો તેમાં રાષ્ટ્રને લાભ છે. ઉપરાંત જે લોકો હાઉસ ઑફ કૉમન્સમાં ચુંટાઈ શક્યા ન હોય, જેઓ ગરીબ, વૃદ્ધ પણ અનુભવી હોય, તેમને તે સભામાં નીમવામાં આવે છે અને પ્રજા તેમનાં અનુભવનો ને બુદ્ધિનો લાભ લઈ શકે છે.

**રાજ્યકીય પક્ષો:**—ઇંગ્લંડનો અને તેના સામ્રાજ્યનો તમામ કારભાર રાજ્યકીય પક્ષો ઉપર આધાર રાખે છે. અત્યારે ઇંગ્લંડમાં મુખ્ય ત્રણ રાજ્યકીય પક્ષ ( Political Parties ) ગણાવી શકાય: (૧) કૉન્ઝર્વેટિવ, (૨) લિબરલ, (૩) સોશ્યલિસ્ટ. દરેક મતદાર આ ત્રણમાંથી એક પક્ષનો હોય છે. દરેક પક્ષ ગામે ગામે, શહેરે શહેરે, તાલુકે તાલુકે, પ્રાંતે પ્રાંતે પોતાનાં મંડળો સ્થાપે છે, અને નાણું ઉઘરાવી વર્તમાનપત્રો, માસિકો, ત્રૈમાસિકો, વિગેરે દ્વારા અને ભાષણો દ્વારા, પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરે છે અને પ્રજાને પોતાનામાં ભેળવવા તજવીજ કરે છે. કૉન્ઝર્વેટિવો વેપારરોજગારનું રક્ષણ માગે છે, સામ્રાજ્યને વધારવા ઇચ્છે

છે, તાજને અને હાઉસ ઑફ લૉર્ડઝને રાખવા ધારે છે, અને આર્થિક, બાબતોમાં રાષ્ટ્રની દરમ્યાનગીરી માત્ર મોટા વેપારીઓ માટે ઇચ્છે છે. લિબરલો સામ્રાજ્યના ભાગો તરફ વિશેષ સહાનુભૂતિ બતાવે છે, તાજનું અને હાઉસ ઑફ લૉર્ડઝનું માત્ર સમયપૂરતું રક્ષણ ઇચ્છે છે, વેપાર-રોજગારમાં રક્ષણ નહી, પણ નિરાબાધ છુટ્ટી ટકાવી રાખવા ઇચ્છે છે, અને ઉદ્યમો માટે વ્યકિતસ્વાતંત્ર્ય ઇચ્છે છે. સોશ્યલિસ્ટો આર્થિક બાબતમાં રાષ્ટ્રીય નિયમન ઇચ્છે છે, મુડીદારોની માલમતા ઉપર કાપ મૂકી ગરીબોનો કરનો બોજો ઓછો કરવા ધારે છે, દરેક આર્થિક વ્યવહારમાં રાષ્ટ્રના (Interference)ને વધાવી લે છે, હાઉસ ઑફ લૉર્ડઝ તથા તાજની સત્તા તરફ માનથી જોતા નથી, સામ્રાજ્ય તરફ સહેજ બેદરકારી બતાવે છે, ધર્મની બાબતમાં બેપરવા રહે છે, અને ગરીબ શ્રીમંતોના ભેદો જેમ બને તેમ વહેલા દૂર થાય તે જોવા ઇચ્છે છે.

**રાજ્યનો વહિવટ: અમલદારવર્ગ:**—કારભારી મંડળ પાર્લમેંટના અથવા વધારે સ્પષ્ટતાથી લખવામાં આવે તો પાર્લમેંટના સભ્યોમાં બહુમતીવાળા પક્ષની એક સમિતિ છે. એ મંડળના સભાસદો રાજાની વતી જુદાં જુદાં ખાતાંના મુખ્ય પ્રધાનો તરીકે કામ કરે છે. પણ તેઓ જ્યાં સુધી પાર્લમેંટનો વિશ્વાસ ધરાવતા હોય છે ત્યાં સુધી કારભાર ઉપર રહે છે. તે વિશ્વાસ તેઓ ગુમાવી બેસે છે ત્યારે તેઓ સત્તા ઉપરથી એકદમ ખસી જાય છે. તેઓ સત્તા ઉપર હોય છે ત્યારે દેશનાં બધાં ખાતાં સંભાળે છે. પણ સત્તાભ્રષ્ટ થતાં ખાતાંનો કારભાર તેઓ પોતાના વિરોધીઓને સોંપી દે છે. કારભારી મંડળના સભાસદો આવી રીતે આવે છે અને જાય છે. પણ દેશનો કારભાર તો હરહંમેશ ચાલવો જોઈએ, તેમાં કોઈ દિવસ વિક્ષેપ પડવો જોઈએ નહી. કારભારી મંડળના સભાસદો બધાં ખાતાંના ઉપયોગ માટે સામાન્ય નિયમો કે સિદ્ધાંતો નક્કી કરે છે. ખાતાંના અમલદારો તે પ્રમાણે વર્તે છે. આ ખાતાંના અમલદારોને પોતાનાં ખાતાંનો વર્ષોનો અનુભવ હોય છે. તે અનુભવનો લાભ તેઓ રાજી ખુશીથી કારભારી મંડળને આપે છે. કારભારી મંડળનો દરેક સભાસદ સાધારણ રીતે એકેક ખાતું પોતાની પાસે રાખે છે. એ ખાતામાં ઈંગ્લંડની સિવિલ સર્વિસ અને તાબેદારી

સર્વિસના અમલદારો કાયમ નોકરી કરતા હોય છે. કારભારી મંડળ ફરી જાય છે. કારભારી મંડળ "લિબરલ" પક્ષનું હોય, કે "કૉન્ઝર્વેટિવ" પક્ષનું હોય, કે "સોશ્યલિસ્ટ" પક્ષનું હોય–તે મંડળ વારંવાર બદલાતું જાય છે. પણ આ લોકો હરહંમેશ ખાતાંમાં નોકરી કર્યે જાય છે; તેમના પગારો, પેન્શનો, વિગેરે તેમને નિયમ પ્રમાણે મળ્યે જાય છે. તેઓ ગમે તે રાજ્યકીય પક્ષના હોય છે. પણ જ્યાં સુધી તેઓ નિયમસર નોકરી ઊઠાવે છે ત્યાં સુધી તેમને બીલકુલ કનડવામાં આવતા નથી. આ કારણથી બ્રિટિશ સામ્રાજ્યનો કારભાર અસ્ખલિત ચાલ્યો જાય છે. અનુભવી અમલદારો બિનઅનુભવી પણ પ્રજામતને અનુસરીને વર્તવા બંધાએલા કારભારીઓને સલાહ આપે છે; તેઓ પ્રજામત પ્રમાણે કારભાર કરતા કારભારી મંડળના સભાસદોના વિચારો પ્રમાણે પોતપોતાનાં ખાતાંઓનો વહિવટ કરે છે. દરેક ખાતામાં કાયમનો સેક્રેટરિ (Permanent Secretary) હોય છે. તે ખાતાનો મુખી ગણાય છે. તેની ઉપર Under Secretary of State હોય છે. તે કારભારી મંડળનો સભ્ય હોય છે. આ માણસ કારભારી મંડળ સાથે બદલાય છે. તે પાર્લમેંટનો સભ્ય હોય છે અને હાઉસ ઑફ કૉમન્સ કે હાઉસ ઑફ લૉર્ડ્ઝ એ બેમાંથી એક સભામાં બેસે છે. તેના ઉપર મુખ્ય સેક્રેટરિ હોય છે. તે પાર્લમેંટનો સભ્ય અને કારભારી મંડળમાં બેસનારો છે. કાયમનો સેક્રેટરિ પાર્લમેંટમાં બેસી શકતો નથી. તે કારભારી મંડળનો સભાસદ હોતો નથી. તે ઉત્તરોત્તર ચડતો ચડતો છેવટે કાયમના સેક્રેટરિના હોદ્દા ઉપર આવે છે. ખાતાંના અમલદારો તેની નીચે કામ કરે છે. બ્રિટિશ રાજ્યતંત્ર ઉપર એક ગ્રંથ લખનાર કોઈ વિદ્વાન કહેતો ગયો છે તેમ It is not the business af a Cabinet Minister to work his department. His business is to see that it is properly worked.

નીચે બ્રિટિશ કારભારનાં મુખ્ય ખાતાં જણાવવામાં આવ્યાં છે.

**૧. ત્રિજુરી ખાતું (The Treasury):—**આ ખાતાનો ઉપરી સામાન્ય રીતે મુખ્ય પ્રધાન હોય છે. તેના હોદ્દાનું નામ First Lord

of the Treasury હોય છે: ખાતાનું ખરું કામકાજ તો Chancellor of the Exchequer–ખજાનચી કરે છે. આ ખજાનચીને મદદ કરવા માટે જે અમલદાર રાખવામાં આવે છે તે Finance Secretary to tne Treasury કહેવાય છે. એ બંને જણા કૅબિનેટમાં બેસે છે. ત્રિજુરી ખાતાના કાયમના અને વડા અમલદારનો હોદ્દો આ બંને હોદ્દાઓ પછી આવે છે. ખજાનચીનું કામકાજ ઘણું અગત્યનું ગણાય છે. ઈંગ્લિંડના તમામ નાણાંવ્યવહાર માટે ત્રિજુરી ખાતું જવાબદાર ગણાય છે.

**૨. રાષ્ટ્રના સેક્રેટરિઓ (Secretaries of State):—** ત્રિજુરી પછી રાષ્ટ્રના જુદા જુદા સેક્રેટરિઓ આવે છે. અત્યારે આવા સાત સેક્રેટરિઓ નીમાય છે. તેમને સાત જુદાં જુદાં ખાતાંઓ સોંપવામાં આવે છે. (૧) Home Office–આંતર કારભાર માટે, (૨) Foreign Office–પરરાજ્યો સાથેના વ્યવહાર માટે, (૩) War Office–યુદ્ધ માટે, (૪) Dominions and Colonial Office–સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો અને તાબેદાર સંસ્થાનો માટે, (૫) India Office–હિંદુસ્તાન માટે, (૬) Air Force–વિમાનો માટે, અને (૭) Scottish Office–સ્કૉટ્લંડ માટે.

આ ખાતાંનાં નામો તેમનાં કર્તવ્યોને સૂચવે છે, એટલે તે ઉપર વધારે લખવાની જરુર નથી.

**Admiralty—દરિયાઈ લશ્કર ખાતું:—**જેમ જમીનના લશ્કર માટે જુદું ખાતું હોય છે તેમ દરિયાઈ લશ્કર માટે એક જુદું ખાતું રાખવામાં આવ્યું છે. તેનો મુખી First Lord of the Admiralty કહેવાય છે.

**૩. Board of Trade:—**વેપાર માટે જે ખાતું રાખવામાં આવ્યું છે તે Board of Trade કહેવાય છે. તેનો પ્રમુખ (President) કારભારી મંડળનો એક સભ્ય હોય છે.

**૪. Ministry of Education:—**કેળવણી ખાતાનો પ્રધાન કારભારી મંડળમાંથી નીમાય છે.

**૫. Ministry of Health:**—આરોગ્યખાતું નવું ખોલવામાં આવ્યું છે. તેના મુખ્ય અમલદારની નીમણુક કારભારી મંડળમાંથી થાય છે. આ ખાતું દર વર્ષે બે કરોડ પૌંડનું ખર્ચ કરે છે અને તેમાં ૪,૦૦૦ માણુસો કામ કરે છે.

**૬. ખેતી ખાતું. માછી ખાતું:**—ઈંગ્લંડમાં ખેતી બહુ થતી નથી છતાં તે માટે જુદું ખાતું કરવામાં આવ્યું છે. તેની નીચે માછીના ઉદ્યમને મૂકવામાં આવ્યો છે. આ ખાતાનો પ્રમુખ કારભારી મંડળનો એકાદ માણુસ હોય છે.

**૭. જાહેર બાંધકામ ખાતું:**—રસ્તાઓ, રાજમહેલો, વિગેરે ઉપર આ ખાતું નજર રાખે છે. તે માટે કારભારી મંડળમાંથી એક પ્રધાન કોઈ વાર નીમાય છે.

**૮. લૅંકેસ્ટરની ડચિનો ચૅન્સેલર:**—લૅંકેસ્ટરમાં આવેલાં રાજાનાં જમીનો અને જંગલો, તથા તેમનાં મહેસુલ માટે જે જુદો અધિકારી નીમાય છે તે લૅંકેસ્ટરની ડચિનો ચૅન્સેલર કહેવાય છે. તે ઘણી વાર કારભારી મંડળ–કૅબિનેટનો કોઈ પણ સભાસદ હોય છે. વસ્તુતઃ તે રાજાનો નોકર ગણાય છે. રાજાનું તમામ ખર્ચ લૅંકેસ્ટરની ડચિના ઉત્પન્નમાંથી અને પાર્લમેંટ તેને આપેલી રકમ (Civil List)માંથી કાઢવામાં આવે છે.

**૯. પેન્શન માટે પ્રધાન:**—આ પ્રધાન ૧૮,૦૦૦ માણુસોનો ઉપરી હોય છે. તે દર વર્ષે છ કરોડ પાઉંડ જુદા જુદા લોકોને પેન્શનો આપવામાં ખર્ચે છે. આ ખાતું લડાઈ દરમ્યાન ખોલવામાં આવેલું.

**૧૦. કામદાર વર્ગ માટે પ્રધાન :**—ઈંગ્લંડમાં કામદારવર્ગનું બળ રોજ રોજ વધતું જાય છે, અને બેકારી, હડતાળો, વિગેરે માટે ખાસ લક્ષ અપાય છે. એ સઘળું કામ આ ખાતું કરે છે.

**૧૧. પોસ્ટ ઑફિસ:**—ટપાલ, તાર અને ટેલિફોન આ ખાતાં પાસે રહે છે અને તેનો મુખ્ય અમલદાર પોસ્ટ માસ્તર જનરલ કૅબિનેટમાં બેસે છે. આ ખાતું સરકાર તરફથી વૃદ્ધ અને અશક્ત માણુસોને પેન્શનો આપે છે.

**અદાલતો:**—રાજા અને પાર્લમેંટ કાયદાઓ કરે છે; અમલદા કાયદાઓનો અમલ કરે છે; કાયદાઓ લાગુ પાડવાનું અથવા આપવાનું કામ અદાલતો કરે છે. નાના ગુનાઓનો નાની પોલિસ અદા ન્યાય કરે છે. જો ગુનો મોટો હોય તો ક્વાર્ટર સેશન (Quar Session) નામની અદાલતોમાં તેનો ન્યાય થાય છે. અદાલતો અને મોટાં શહેરો માટે હોય છે. પ્રાંતોના મૅજિસ્ટ્રેટો કાઉન્ટિ મેજિ (County Magistrates) કહેવાય છે. શહેરના મૅજિસ્ટ્રેટો રે (Recorders) કહેવાય છે. આ અદાલતોમાં કોઈ વાર પંચ (Ju તો કોઈ વાર પંચ વગર કામ ચલાવવામાં આવે છે. જો ગુનો ગંભીર પ્રક હોય તો લંડનની અથવા એસાઈઝ (Assize) માટે નિયત થએલા કોઈ શહે એસતી હાય કૉર્ટ ઑફ્ જસ્ટિસ (High Court of Justice)- અદાલતમાં કામ ચલાવવામાં આવે છે. હાય કૉર્ટોના ન્યાયાધીશોની નીમ લૉર્ડ ચૅન્સેલર કરે છે. હાય કોર્ટના ફેંસલા સામે લંડનની ફોજદારી અપી અદાલત (Court of Criminal Appeal)માં અપીલ થઈ શકે પંચમાં બાર જણા હોય છે.

શકમંદ મરણ થયું હોય તો તેનો પ્રાથમિક ન્યાય કૉરોનર (Coron આપે છે. કૉરોનરને પંચની મદદ લેવી પડે છે.

ઉપર આપણે ઈંગ્લંડની ફોજદારી અદાલતો જોઈ. હવે આ તે દેશની દીવાની અદાલતો જોઈએ. નાના દીવાની દાવાઓ કા કોર્ટોમાં ચૂકવાય છે. આ અદાલતોમાં પંચની મદદ લેવામાં આવે તે માટે દાવાની રકમ પાંચ પાઉંડથી નીચે હોવી જોઈએ નહી. કા કોર્ટના ફેંસલા સામે વડી અદાલત–હાય કોર્ટમાં અપીલ નોંધાવી શકાય

હાય કોર્ટ દીવાની અને ફોજદારી સત્તા ધરાવે છે. હાય કો દીવાની વિભાગમાં ત્રણ જાતની અદાલતો છે: (૧) King's Ber Division, જ્યાં કેટલાક દીવાની અને ફોજદારી દાવાઓ આવે છે, Chancery Division, જ્યાં મીલકતના દાવાઓ નોંધાય છે, Probate, Divorce and Admiralty Division, વારસાના, ધણીધણીઆણી વચ્ચે ફારગતીના, અને દરિયા ઉપર ફ

વહાણો, સ્ટીમરો, વિગેરે ઉપર થતા કિસ્સાઓ ઉપર દાવાઓ નોંધાય છે. હાય કોર્ટના ફેંસલાઓ સામે Court of Appeal–અપીલની અદાલતમાં અપીલ થઈ શકે છે. અપીલની અદાલત સામે હાઉસ ઑફ લૉર્ડઝની અપીલની અદાલતમાં અપીલ નોંધાવી શકાય છે.

આ અદાલતો સિવાય પ્રિવિ કાઉન્સિલની કમિટીની એક જુદી અદાલત રાખવામાં આવી છે. આ અદાલત કેટલાંક સંસ્થાનોની અને હિંદની અદાલતોના ફેંસલાઓ સામે અપીલો સાંભળે છે. કેટલીક ધાર્મિક બાબતોના દાવાઓ પણ ત્યાં નોંધાય છે.

**સ્થાનિક સ્વરાજ્ય:**—હવે આપણે ઈંગ્લંડનું સ્થાનિક સ્વરાજ્ય લઈએ. સ્થાનિક સ્વરાજ્ય (Local Self-Government) નો નાનામાં નાનો વિભાગ Parish–પૅરિશ છે. ત્યાર પછી કાઉન્ટિ–પ્રાંત આવે છે. ઈંગ્લંડમાં પૅરિશ અથવા નાનાં ગામડાં અને કાઉન્ટિ કે પ્રાંતો અત્યારે બહુ અગત્ય ધરાવતાં નથી. સો ઈંગ્રેજોમાં એંશી ઈંગ્રેજો શહેરોમાં વસે છે. તેથી સ્થાનિક સ્વરાજ્યમાં શહેરનો વહિવટ ખાસ અગત્ય ધરાવે છે. શહેરનો વહિવટ કરતી સંસ્થાના સભાસદો Aldermen અથવા Councillors કહેવાય છે. તેનો પ્રમુખ મેયર અથવા લૉર્ડ મેયર Lord Mayor કહેવાય છે. શહેરનો વહિવટ કરનારી સંસ્થા Town Council કહેવાય છે, તેના સભાસદોનો ત્રીજો ભાગ દર ત્રણ વર્ષે નવો ચુંટાય છે. પરિણામે વરણી દર વર્ષ થાય છે. કાઉન્સિલરો શહેરનો વહિવટ કરવા માટે એક નાની સમિતિ નીમે છે અને મેયર પસંદ કરે છે. આ મેયર અને નાની સમિતિ આખા શહેરનો વહિવટ કરે છે. એ વહિવટ પાર્લમેંટે આપેલી સત્તાઓ પ્રમાણે થવો જોઈએ. શહેરનો વહિવટ રોજરોજ ઘણો મુશ્કેલ અને વિગતવાર થતો જાય છે. તેથી તે કામકાજ જુદાં જુદાં ખાતાં માટે જુદી જુદી Standing Committees–કાયમ સમિતિઓ મારફત અને પગારદાર અમલદારો મારફત કરવામાં આવે છે. પૅરિશ, કાઉન્ટિ અને મોટાં શહેરો ઉપરાંત નાનાં શહેરો અને તાલુકા (Rural Areas) માટે આવી વ્યવસ્થા રાખવામાં આવી છે. સ્થાનિક સ્વરાજ્ય ઉપર દેખરેખ

રાખવાની સત્તા Ministry of Health– આરોગ્યના પ્રધાનને આપવામાં આવે છે. પહેલાં આ દેખરેખ Local Government Board– સ્થાનિક સ્વરાજ્યનું બોર્ડ રાખતું.

સ્થાનિક સ્વરાજ્યનું કેળવણી વિગેરેનું ખર્ચ મધ્યવર્તી સરકાર અને સ્થાનિક સરકાર બંને ભોગવે છે; લોકો તે માટે કરવેરા આપે છે; કેટલુંક ખર્ચ કરજ કરીને કરવામાં આવે છે.

**કેળવણી, આરોગ્ય, બેકારી(Unemployment), કામદારો માટે કાયદાઓ:**—ઇંગ્લંડમાં અને સ્કૉટ્લંડમાં પ્રાથમિક કેળવણી મફત અપાય છે. દેશની જુદી જુદી ધાર્મિક સંસ્થાઓ પોતાને ખર્ચે બહુ સારી નિશાળો ચલાવે છે. માધ્યમિક કેળવણી અને ઉચ્ચ શિક્ષણ માટે સરકાર તરફથી સારી મદદ મળે છે. આરોગ્યની સંભાળ રાખવા માટે ખાસ પ્રધાન નીમાય છે. કામદારો માટેના પ્રધાનનું ખાતું બેકાર લોકોને અને વૃદ્ધ લોકોને મદદ આપે છે. તે ખાણો, કારખાનાં, બંદરો વિગેરે ઠેકાણે કામ કરતા કામદારોની સલામતી ઉપર દેખરેખ રાખે છે; તે ઉપરાંત કામદારો અને તેમના શેઠીઆઓ વચ્ચે તકરારોની સમાધાની માટે તેઓ જવાબદાર રહે છે. તે માટે અમલદારો રોકે છે.

**બ્રિટિશ સામ્રાજ્ય:**—ઉપર આપણે બ્રિટિશ ટાપુઓનો વહિવટ જોયો; પણ બ્રિટિશ રાજા અને પાર્લમેંટ બ્રિટિશ ટાપુઓ ઉપર જ નહી, પણ દુનિયાના બીજા દેશો ઉપર પણ અત્યારે અમલ કરે છે. બ્રિટિશ સામ્રાજ્યમાં ૪૬,૩૦,૦૦,૦૦૦ માણસો વસે છે તેમાં માત્ર સાત કરોડ ગોરાઓ છે. સામ્રાજ્યમાં જુદી જુદી નાની મોટી સરકારોનાં રાજ્યો ક્યાં ક્યાં છે તે તપાસવાની અહીં જરુર નથી. પણ તેમાંની મુખ્ય સરકારો અહીં આપવામાં આવી છે.

(૧) પહેલાં તો ઈંગ્લંડ, સ્કૉટ્લંડ અને ઉત્તર આયર્લંડ આવે છે. તેમનું રાજ્યતંત્ર આપણે ઉપર જોઈ ગયા.

(૨) પછી સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો આવે છે. તેમનાં નામો અહીં આપ્યાં છેઃ—ન્યુફાઉન્ડલંડ, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, ન્યુઝીલંડ, અને આઇરિશ ફ્રી સ્ટેટ (Irish Free State). આ સંસ્થાનો સ્વરાજ્ય ભોગવે છે. ઈંગ્લંડની સરકાર તેમના વહિવટમાં સામાન્ય રીતે દરમ્યાન થતી નથી. આ સંસ્થાનોમાં ઈંગ્લંડની સરકાર ગવર્નર જનરલો મોકલે છે. એ ગવર્નર જનરલો સંસ્થાનોની પાર્લમેંટોના કહ્યા મુજબ અમલ કરે છે. કૅનેડા અને ઑસ્ટ્રેલિઆ માટે જુદાં અને લગભગ સ્વતંત્ર રાજ્યતંત્રો છે. તેમનો વહિવટ ગવર્નરો અને તેમના પ્રધાન કરે છે. આ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો Dominions–ડુમિનિઅનો કહેવાય છે.

(૩) ડુમિનિઅનો પછી હિન્દુસ્તાન દેશ આવવો જોઈએ. તે કાળક્રમે ડુમિનિઅન થશે; છતાં અત્યારે આપણે ડુમિનિઅનના કેટલાક અધિકારો ભોગવીએ છીએ, જેમકે હિંદી સરકાર આંતર રાષ્ટ્રીય મંડળો (International Institutions)માં અને Imperial Conference–સામ્રાજ્યની પરિષદ્‌માં ડુમિનિઅનોની માફક પ્રતિનિધિઓ મોકલે છે અને તેઓ ડુમિનિઅનોના પ્રતિનિધિઓ જેટલો અધિકાર ભોગવે છે.

(૪) હિંદુસ્તાન પછી Crown Colonies–તાબેદાર સંસ્થાનો આવે છે, જેમકે સિલોન, જિબ્રાલ્ટર, હૉંગકૉંગ, ફીજી, અને જામેઈકા. આ સંસ્થાનોની સરકારો બ્રિટિશ સરકારની સીધી તાબેદારી ભોગવે છે અને તેમને કાયદાઓ કરવાની અને રાજ્યકારભાર કરવાની સ્વતંત્રતા બહુ આપવામાં આવી નથી, જો કે કેટલેક ઠેકાણે–જેમકે સિલોનમાં લોકસભા હોય છે ખરી.

(૫) રક્ષિત દેશો (**Protectorates.**) તાબેદાર સંસ્થાનો પછી રક્ષિત પ્રદેશો આવે છે. આ દેશોના આંતર કારભારમાં બ્રિટિશ સરકાર બહુ દરમ્યાન નથી થતી, પણ તેમનો પરદેશ સાથેનો વ્યવહાર બ્રિટિશ સરકાર સંભાળે છે. તેટલા પૂરતી તેમના આંતર કારભારમાં તે દરમ્યાનગીરી કરે છે. ઈજિપ્ત પ્રથમ આ વિભાગમાં આવી જતું; હાલ સુદાન, મેલે પેનિન્સ્યુલા, ઝાંઝીબાર વિગેરે આ વિભાગમાં આવી જાય છે.

(૬) છેવટે Mandated Territories એટલે ઇંગ્લંડની જામીનગીરી ઉપર જેમનું રાજ્યતંત્ર ચાલે છે તેવા દેશો આવે છે. આ પ્રદેશો હમણાંજ એટલે કે ગયા મહાયુદ્ધ પછી જ ઇંગ્લંડની સરકારને League of Nations –લીગ ઑફ્ નેશન્સ તરફથી સોંપવામાં આવ્યા છે. ઇંગ્લંડની સરકાર આ પ્રદેશોના રાજ્યકારભાર માટે લીગને જવાબદારી ધરાવે છે ને તે પ્રદેશોમાં ઈંગ્લંડના સામ્રાજ્યના ડુમિનિઅનોની સરકારોને અપાએલા પ્રદેશો આવી જાય છે. આવી રીતે સુપરત થએલા પ્રદેશોમાં ઇંગ્લંડ પૅલેસ્ટાઇન અને મેસોપોટેમિઆ માટે, દક્ષિણ આફ્રિકા જર્મન સાઉથ–વેસ્ટ આફ્રિકા માટે, અને ઑસ્ટ્રેલિઆ ન્યુઝીલંડ, પૅસિફિક મહાસાગરમાં આવેલા કેટલાક (જર્મન) ટાપુઓ માટે, જવાબદાર છે.

**સામ્રાજ્ય અને ઇંગ્લંડઃ**—આવું સામ્રાજ્ય દુનિયાના ઇતિહાસમાં હજુ સુધી થયું નથી. વસ્તી, રાજ્યકીય સંસ્થાઓ, હવામાન, પેદાશ, આયાત નિકાસ, વેપાર, ગમે તે દૃષ્ટિએ તે સામ્રાજ્યનો વિચાર કરવામાં આવે, તો તેમાં એક લક્ષણ ખાસ સ્પષ્ટ થઈ શકે છે–તે લક્ષણ તેની વિવિધતાનું છે. આ સામ્રાજ્ય ટકી રહે તે માટે ઈંગ્લંડના લોકોએ નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઈએઃ–સામ્રાજ્યના લોકોમાં સંતોષ રહેવો જોઈએ; સામ્રાજ્યના ભાગો સાથે ઈંગ્લંડનો વ્યવહાર અસ્ખલિત રહે તે માટે રેલવે, સ્ટીમરો, અને વિમાનોના ધોરી રસ્તાઓનો કબજો ઈંગ્લંડના હાથમાં રહેવો જોઈએ; સામ્રાજ્યના પ્રદેશોની આર્થિક સ્થિતિ સુધરવી જોઈએ; સામ્રાજ્યના પ્રદેશો દુનિયાના જે ભાગમાં હોય તે ભાગનાં પરરાજ્યો સાથે મિત્રતા રહેવી જોઈએ, તેમની સામે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે ત્યારે ફત્તેહ માટે પૂરી તૈયારી હોવી જોઈએ; અને છેવટે ખાસ તો, ઈંગ્લંડના લોકોમાં સામ્રાજ્ય માટે અભિમાન, અને સામ્રાજ્યનો વહિવટ કરવાની અને તે ઉપર નજર રાખવાની ખાસ શક્તિ, હોવાં જોઈએ. હિંદુસ્તાન એ સામ્રાજ્યનો ખાસ અગત્યનો પ્રદેશ ગણાય છે. ઇંગ્લંડની અત્યારની વગ હિંદુસ્તાન દેશ સાથેના તેના નિકટ સંબંધને આભારી છે.

---

# ઇતિવાકયો

દરેક દેશને મુશ્કેલીઓ હોય છે. મુશ્કેલીઓ વગરનો કયો નસીબદાર દેશ હશે? ઇંગ્લંડને પણ અનેક મુશ્કેલીઓ નડી છે. પણ એ તમામ મુશ્કેલીઓની પાર જઈ તેણે પોતાને માટે પ્રથમ પદ મેળવ્યું છે. ઇંગ્લંડમાં પ્રથમ નાનાં નાનાં રાજ્યો હતાં. તેઓ ઘણાં વર્ષ પછી એક છત્ર નીચે મુકાયાં. ઇંગ્લંડ એક છત્ર નીચે આવ્યું ત્યારે તેને સ્કૉટ્લંડની અને ફ્રાંસની બીક રહેતી. સ્કૉટ્લંડ સાથે ઇંગ્લંડે એકભાવ સાધ્યો અને ફ્રાંસને દબાણમાં રાખ્યું. એ સિદ્ધ કરતાં ઇંગ્લંડે સેંકડો વર્ષ લીધાં. દરમ્યાન દેશમાં સુવ્યવસ્થિત અને લોકમતને અનુકૂળ રાજ્યવ્યવસ્થા સ્થપાઈ. રાજ્યકીય વિકાસને અનુકૂળ આર્થિક સંસ્થાઓ થઈ. સાહિત્ય અને કળા વિગેરેનો ઉદય તે પ્રમાણે થયો. ત્યાર પછી બ્રિટિશ લોકો દુનિયાની પ્રજામાં આગેવાની લેતા થયા. તેઓ સ્પેઈન, ફ્રાંસ, અને જર્મની સાથે હરીફાઈમાં પાર પડ્યા. ઇંગ્લંડે રાજાની કડકાઈને અને જોહુકમીને દાબમાં રાખ્યાં. તેણે આયર્લંડના સવાલનો હમણાં જ સંતોષકારક નિકાલ આણ્યો છે. અત્યારે તેની આંતર કાર્યવાહીમાં, સામ્રાજ્યના વ્યવહારમાં, અને આંતરરાષ્ટ્રીય સંબંધમાં મોટું પરિવર્તન ચાલી રહ્યું છે. ઇંગ્લંડની પ્રજામાં સ્વમાન, નીડરપણું, કુનેહ, અને વ્યવહારકુશળતા છે. તેના આગેવાનોમાં મહત્ત્વાકાંક્ષાઓ છે. તેનું રાજ્યતંત્ર પ્રગતિશીલ છે. તેની સમાજઘટના પ્રગતિને અનુકૂળ છે. તે કારણોથી નવી વિટંબણાઓને બ્રિટિશ લોકો પાર પાડી દેશે, એમ તેના ઇતિહાસના દરેક અભ્યાસીને વિશ્વાસ રહે છે. માત્ર એટલી જ ઇચ્છા રહે કે જેમ ભૂતકાળમાં ઇંગ્લંડમાં બર્ક અને ફૉક્સ જેવા સમર્થ, પારકાને દુઃખે દાઝનારા, પરગજુ, અને સ્વાતંત્ર્યપ્રિય મુસદ્દીઓ થઈ ગયા, તેમ ભવિષ્યમાં બ્રિટિશ ટાપુઓના પુત્રો સ્વાતંત્ર્યપ્રિય, આપખુદ અમલનો તિરસ્કાર કરનારા, અને હમેશાં પ્રગતિને ચાહનારા થાય. યુગેયુગના ઇતિહાસના પટ ઉપર જે પ્રજા આ દૃષ્ટાંતો મૂકતી જશે તે પ્રજા અમર રહી જશે.

બે હજાર વર્ષ પૂર્વે દુનિયામાં રોમ શહેરનું સામ્રાજ્ય બ્રિટિશ સામ્રાજ્ય જેટલું મોટું નહી, તો એટલું વિવિધ તો હતું જ. તે સામ્રાજ્ય

છસો વર્ષ સુધી અખંડ રહ્યું હતું. તે તૂટી ગયું તે પછી પણ તેની કીર્તિ અને તેનું નામ લગભગ એક હજાર સુધી ચાલ્યાં. એ સામ્રાજ્યનાં યશોગાન રોમન કવિઓએ, મુસદ્દીઓએ, અને વક્તાઓએ ખૂબ કર્યાં છે. રોમ શહેરે પ્રવર્તાવેલી એક પ્રજાજનની (Citizenship) અને એકચક્રી રાજ્યની ભાવના, તેણે આપેલી સુલેહશાંતિની યાદગીરીઓ, તેના ઇજનિઅરોએ બાંધેલાં ધોરી રસ્તાઓ અને નહેરો, રોમની અદાલતોએ આપેલો ન્યાય, રોમના કાયદાશાસ્ત્રી (Jurists)ઓએ પ્રવર્તાવેલાં કાયદાશાસ્ત્રો, રોમ શહેરે સ્થળે સ્થળે ટકાવી રાખેલી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, ટૂંકામાં, રોમ શહેરના સામ્રાજ્યના વાદે યૂરોપની, પશ્ચિમ એશિઆની અને ઉત્તર આફ્રિકાની પ્રજાઓનાં જીવનમાં ઊંડું મૂળ ઘાલ્યું હતું. બ્રિટિશ સામ્રાજ્યે જુદી જુદી પ્રજાઓને સ્થાનિક સ્વરાજ્યના, જવાબદાર રાજ્યતંત્રના, વ્યવસ્થિત રાજ્યતંત્રના, વ્યક્તિગત સ્વતંત્રતાના, અને પ્રગતિશીલ કારભારના પાઠો શીખવ્યા છે. ઈંગ્લંડની પાર્લમેન્ટ સમસ્ત દુનિયાની પાર્લમેન્ટોની જનની (Mother of Parliaments)ને સ્થાને મુકાય છે. ઇંગ્લંડના ઇતિહાસનો દરેક અભ્યાસી એટલી આશા તો રાખી શકે કે તેને હાથે સામ્રાજ્યની પ્રજાઓ સામ્રાજ્યના પ્રજાજનોના જેટલી સમાન ભાવનાઓ વિચારે, અને તેના પ્રજાજનોની માણસાઈ ( Individuality ) નો વિકાસ થાય.

રોમના સામ્રાજ્યના કવિએ કહ્યું છે તેમ આપણે ઇચ્છીએ કે,

Fealty, peace itself, and honour, and the ancient
Moral awe, the long-forgotten virtue,
Now dares to return, it approaches its horn
Full of blessing.

રાજ્યનિષ્ઠા, શાંતિ, આત્મભાન, પુરાણાં ન્યાયનીતિનાં સૂત્રો, યુગોના ભૂલાઈ ગએલા સદ્ગુણો, એ બધાં પાછાં તાજાં થાય, અને તેમનાં યશોગાન અને આશીર્વાદો ચોતરફ સંભળાય.



# બ્રિટિ ા લોકોનો ઇતિહાસ

## પૂરવણી

પ્રોફેસર વલાલ હિંમતરામ કામદાર, એમ. એ.

# પૂરવણી

## સાલવારી અને માર્ગદર્શક વિષયો

### ખંડ પહેલો

ઇ. સ. પૂર્વે ૧૦૦૦–પ્રાચીન બ્રિટનોનો વસવાટ, કેલ્ટ લોકોનો વસવાટ, બંનેનું મિશ્રણ.

ઇ. સ. પૂર્વે ૫૫–૫૪ જુલિયસ સીઝરની સવારી.

ઇ. સ. ૪૩—રોમના રાજ્યની સ્થાપના; કોટકિલ્લાઓ, રોમનાં સંસ્થાનો, રસ્તાઓ, શહેરો, વેપાર, રોમની સંસ્કૃતિનો પ્રચાર, સરહદોનો બચાવ; નિશાળો; લૅટિન ભાષા; ખ્રિસ્તી પંથ.

ઇ. સ. ૪૦૭—રોમના રાજ્યનો નાશ.

ઇ. સ. ૪૪૯—સ્કૉટ્લંડના પિક્ટ લોકોની ને આયર્લંડના સ્કૉટ લોકોની સવારીઓ. કેન્ટમાં જ્યૂટ (Jute) લોકોનો વસવાટ.

ઇ. સ. ૪૫૦—સસેક્સ, વેસેક્સ, ઇસેક્સ, ઇસ્ટ ઍંગ્લિયા, ને નૉર્થંબ્રિયામાં ઍંગલ લોકોનો ને સૅક્સન લોકોનો વસવાટ. રોમની સંસ્કૃતિનો ને ખ્રિસ્તી પંથનો વિનાશ. બ્રિટનોનું વેઇલ્સ, કૉર્નવૉલ, સ્ટ્રૅથક્લાઈડમાં ભરાઈ જવું.

ઇ. સ. ૬૨૦—નૉર્થંબ્રિયાનું સાર્વભૌમ રાજ્ય.

ઇ. સ. ૭૨૦—મર્સિયાનું સાર્વભૌમ રાજ્ય.

ઇ. સ. ૮૨૦—વેસેક્સની સાર્વભૌમ સત્તા. રોમન કૅથૉલિક પંથનો ફરી પ્રચાર.

ઇ. સ. ૮૦૦–૮૭૦—ડેઇન લોકોની સવારીઓ.

**ઇ. સ. ૮૭૧–૯૦૦—આલ્ફ્રેડ રાજાનો અમલ.**

ઇ. સ. ૮૭૧–૮૯૨—ડેઇન લોકો સાથે લડાઈઓ; કરાર; સુધારાઓ; લશ્કર; નૌકાબળ; રાજ્યખર્ચનો બંદોબસ્ત; કારીગરો ને પંડિતોને ઉત્તેજન; લૅટિન સાહિત્યનું ભાષાંતર; નિશાળોની સ્થાપના; અદાલતો; કાયદાઓનું એકીકરણ; ચર્ચનો બંદોબસ્ત.

**ઇ. સ. ૯૦૦–૧૦૧૧—સૅક્સન રાજાઓનો અમલ.** એડવર્ડ, એથલસ્ટન, એડગર, એથલરેડ.

**ઇ. સ. ૧૦૧૧-૧૦૪૨—ડેનિશ રાજાઓનો અમલ.** સ્વેઇન; કૅન્યુટ; એડવર્ડ ધ કન્ફેસર.

**ઇ. સ. ૧૦૪૨-૧૦૬૬—એડવર્ડ ધ કન્ફેસર.**—નૉર્મન લોકોની વગ. નૉર્મંડિના વિલિયમની ગાદી માટે ખટપટ. ગૉડવિનની પુત્રીનું રાજા સાથે લગ્ન; ગૉડવિનની સત્તા. ગૉડવિનના પુત્રો. હેરૉલ્ડ, વેસેક્સનો મુખ્ય અધિકારી; રાજાનું મરણ; વિલિયમની સવારી; હેરૉલ્ડના ભાઇઓની ખટપટ.

ઇ. સ. ૧૦૬૬—હેરૉલ્ડની હાર. તેનું માર્યા જવું. નૉર્મનોની ફતેહ.

## નૉર્મન રાજાઓ

**ઇ. સ. ૧૦૬૬-૧૦૮૭—વિલિયમ ધ કૉન્કરર.**—સૅકસનોનાં બંડો; નવી રાજ્યવ્યવસ્થા-ફયૂડલ સિસ્ટમઃ—જમીનની વહેંચણી; જુદા જુદા ભાગોમાં નવા નૉર્મન અમીરોનો વસવાટ; વફાદારીના સોગન; કોટકિલ્લાઓ; વસતિપત્રક; કડક અમલ.

**ઇ. સ. ૧૦૮૭-૧૧૦૦—વિલિય રુફસ.** રાજાના ભાઈ રૉબર્ટ સાથે યુદ્ધ ને કરાર. ક્રૂઝેડના સંગ્રામની શરુઆત. એન્સેલમ સાથે તકરારો.

**ઇ. સ. ૧૧૦૦-૧૧૩૫—પહેલા હેનરિનો અમલ.**—રૉબર્ટ સાથે યુદ્ધ ને કરાર; નૉર્મંડિ તાબે, ઇ. સ. ૧૧૦૬. એન્સેલમ સાથે તકરારો. રાજા તરફથી ચાર્ટર અથવા હકપત્ર; કાયદાઓનો સુધારો; અદાલતોની નવી વ્યવસ્થા; કુંવરનું ડૂબી જવું; રાજાનું મરણ. રાજકુંવરી મટિલ્ડા ગાદીની વારસ. વિલિયમ કૉંકરરના ભાણેજ સ્ટિવનનું સિંહાસન ઉપર બેસવું.

**ઇ. સ. ૧૧૩૫-૫૪—સ્ટિવનનો અમલ.** ખૂનામરકી. મટિલ્ડાના પક્ષકારોની સવારીઓ ને તેમનાં બંડો.

ઇ. સ. ૧૧૪૧—રાજાનું કેદ થવું. મટિલ્ડાનો ખરાબ કારભાર. મટિલ્ડાના પુત્ર હેનરિ સાથે કરાર. સ્ટિવનનું મરણ.

## પ્લૅન્ટેજેનેટ વંશ

**ઇ. સ. ૧૧૫૪-૮૯—બીજા હેનરિનો અમલ.**—તેની સત્તાઃ-ઇંગ્લંડમાં, નૉર્મંડિમાં ને મેઇનમાં; અંજૂમાં ને ટૂરેઇનમાં; એક્વિટેઇનમાં;

બ્રિટનમાં સુધારાઓ:–કરપદ્ધતિ; નવી લશ્કરી વ્યવસ્થા; અદાલતોની ને કાયદાઓની એકસરખી વ્યવસ્થા; બૅકેટ સાથે તકરાર.

ઇ. સ. ૧૧૭૦—બૅકેટનું ખૂન.

ઇ. સ. ૧૧૭૧—આયર્લેંડના બળવો. રાજાનો વિજય.

ઇ. સ. ૧૧૭૩—રાજપુત્રોનાં બંડ.

**ઇ. સ. ૧૧૮૯–૯૯—રિચર્ડ.** જેરુસલેમ ઉપર સવારી.

ઇ. સ. ૧૧૯૨—જેરુસલેમના સુલતાન સાથે કરાર. લૉંગચૅમ્પનો ઇંગ્લંડનો વહીવટ. રાજાના ભાઈ જ્હૉનની ખટપટ.

ઇ. સ. ૧૧૯૪—જ્હૉનની હાર ને રિચર્ડ ફરી રાજસત્તા ઉપર.

**ઇ. સ. ૧૧૯૯–૧૨૧૬—રાજા જ્હૉન.**

ઇ. સ. ૧૧૯૯—અંજૂ, ટૂરેર્ઇન, ને મેઇનના પ્રાંતોનું નુકસાન.

ઇ. સ. ૧૨૦૪—નૉર્મંડિનું નુકસાન.

ઇ. સ. ૧૨૦૫–૧૩—લૅન્ગ્ટન આર્ચબિશપની પદવી ઉપર. જ્હૉન ને પોપ વચ્ચે તકરાર. જ્હૉનનું નમવું.

ઇ. સ. ૧૨૧૩–૧૫—બૅરનોનું બંડ.

ઇ. સ. ૧૨૧૫—બૅરનોની ફતેહ. મૅગ્નાચાર્ટા ઉપર જ્હૉનની સહી. ફ્રેંચ રાજકુંવર લૂઇની સવારી.

ઇ. સ. ૧૨૧૬—રાજાનું મરણ.

**ઇ. સ. ૧૨૧૬–૭૨—ત્રીજો હેન્રિ.**

ઇ. સ. ૧૨૧૬–૨૭—સગીર રાજા. પેમ્બ્રોકનો કારભાર.

ઇ. સ. ૧૨૨૭—રાજા કુલમુખત્યાર. પરદેશીઓની વગ. બૅરનોનાં બંડો. પોપ સાથે સંધિ.

ઇ. સ. ૧૨૫૮—ઑક્સફર્ડની શરતો.

ઇ. સ. ૧૨૬૧—સાઇમનનું ઇંગ્લંડ પાછું આવવું.

ઇ. સ. ૧૨૬૪—રાજા ને રાજપુત્ર કેદ.

ઇ. સ. ૧૨૬૫—સાઇમનની પાર્લમેંટ. સાઇમનની હાર. તેનું મરણ.

ઇ. સ. ૧૨૭૨—રાજાનું મરણ.

**ઇ. સ. ૧૨૭૨-૧૩૦૭—પહેલો એડવર્ડ.**

ઇ. સ. ૧૨૭૭—વેઇલ્સના લેવેલિનની હાર. વેઇલ્સની જિત. તેનો બંદોબસ્ત.

ઇ. સ. ૧૨૮૨-૮૩—પ્રિન્સ ઑવ્ વેઇલ્સ.

ઇ. સ. ૧૨૯૦—સ્કૉટ્લંડની ગાદી માટે ખટપટ. જ્હૉન બેલિયલ રાજા.

ઇ. સ. ૧૨૯૫—પહેલી પાર્લમેંટ. પાર્લમેંટ ને રાજા. લોકમાન્ય અમલ.

ઇ. સ. ૧૨૯૬—એડવર્ડની સ્કૉટ્લંડ ઉપર સવારી. ફતેહ.

ઇ. સ. ૧૨૯૭—વિલિયમ વૉલેસની સ્ટર્લિંગ બ્રિજ પાસે ફતેહ.

ઇ. સ. ૧૨૯૮—વૉલેસની હાર. તેનો શિરચ્છેદ.

ઇ. સ. ૧૩૦૬—રૉબર્ટ બ્રુસ સ્કૉટ લોકોનો રાજા.

**ઇ. સ. ૧૩૦૭-૨૭—બીજો એડવર્ડ.**

ઇ. સ. ૧૩૧૪—બૅનાકબર્ન પાસે અંગ્રેજોનો પરાજય.

ઇ. સ. ૧૩૨૪—બ્રુસનું મરણ. રાજા ને બૅરનો વચ્ચે તકરાર. ગેઇવસ્ટનનો શિરચ્છેદ.

ઇ. સ. ૧૩૨૭—રાજાનું ખૂન.

**ઇ. સ. ૧૩૨૭-૭૭—ત્રીજો એડવર્ડ.**

ઇ. સ. ૧૩૩૮—ફ્રાંસ સામે સો વર્ષના વિગ્રહની શરુઆત.

ઇ. સ. ૧૩૪૬—ક્રેસિની લડાઈ; અંગ્રેજોનો વિજય.

ઇ. સ. ૧૩૪૯—ઇંગ્લંડમાં મહામારીનો રોગ.

ઇ. સ. ૧૩૫૬—પોઇટીઅર્સની લડાઈ; બ્લૅક પ્રિન્સની ફતેહ; ફ્રેંચ રાજા જ્હૉન કેદ.

ઇ. સ. ૧૩૬૦—બ્રેટિગ્નિની સુલેહ.

ઇ. સ. ૧૩૬૦-૭૬—અંગ્રેજોની હારો, ફ્રાંસમાં ને સ્પેઇનમાં.

ઇ. સ. ૧૩૭૭—વિક્લિફનો પોપ સામે વિરોધ. લોલાર્ડોની સ્થાપના.

**ઇ. સ. ૧૩૭૭-૯૯—બીજો રિચર્ડ.**

ઇ. સ. ૧૩૮૧—ખેડૂતોનું બંડ; ટાયલરનું ખૂન; રિચર્ડની સમયસૂચકતા. રિચર્ડ ને બૅરનો; રિચર્ડ ને લોલાર્ડો; લૅંકેસ્ટરની ખટપટ.

ઇ. સ. ૧૩૯૯—રિચર્ડ કેદ; ખૂન. બૉલિંગબ્રોક રાજા.

## લૅંકેસ્ટર વંશ

**ઇ. સ. ૧૩૯૮-૧૪૧૩—ચોથો હેન્‌રિ.**

ઇ. સ. ૧૩૯૯—ડગ્લસ અને પર્સિનાં બંડો.

ઇ. સ. ૧૪૦૩—પર્સિની હાર. સ્કૉટ લોકોની હાર.

ઇ. સ. ૧૪૧૩—રાજાનું મરણ.

**ઇ. સ. ૧૪૧૩-૧૪૨૨—પાંચમો હેન્‌રિ.** ફ્રાંસ સામે ફરી લડાઈ.

ઇ. સ. ૧૪૧૫—અજનકુરની લડાઈ.

ઇ. સ. ૧૪૨૦—હેન્‌રિને ફ્રાંસની ગાદીનું વચન.

ઇ. સ. ૧૪૨૨—હેન્‌રિનું મરણ.

**ઇ. સ. ૧૪૨૨-૧૪૬૧—છઠ્ઠો હેન્‌રિ.**

ઇ. સ. ૧૪૨૯—જ્હૉન ઑવ્ આર્કનો ઉદય. ઑર્લીઆંનો ઘેરો.

ઇ. સ. ૧૪૩૧—જ્હૉનને દેહાંતની સજા. હૅન્‌રિનો પૅરિસ મુકામે રાજ્યાભિષેક.

ઇ. સ. ૧૪૫૩—રિચર્ડ, ડ્યુક ઑવ્ યૉર્કની ખટપટ. અર્લ ઑવ્ વૉરિકનો ઉદય.

ઇ. સ. ૧૪૫૯—યૉર્ક ને વૉરિકનાં બંડ. બંને દેશપાર.

ઇ. સ. ૧૪૬૦—વૉરિકની ફતેહ. વેઈકફીલ્ડ પાસે યૉર્કનું માર્યા જવું; વૉરિકની હાર, સેઈન્ટ આલ્બન્સ પાસે.

ઇ. સ. ૧૪૬૧—ટાઉટનની લડાઈ. રાજકુમાર એડ્વર્ડ રાજા. હેન્‌રિનું ફ્રાંસ નાસી જવું.

**ઇ. સ. ૧૪૬૧—૧૪૭૧—ચોથો એડ્વર્ડ.**

ઇ. સ. ૧૪૬૫—એડ્વર્ડ ને વૉરિક વચ્ચે કુસંપ.

ઇ. સ. ૧૪૬૯—એડ્વર્ડનું ફ્રાંસ નાસી જવું.

ઇ. સ. ૧૪૭૧—બાર્નેટની લડાઈ. ટ્યુક્સબરિની લડાઈ. એડ્વર્ડની ફતેહ. હેન્‌રિનું ખૂન. એડ્વર્ડનું મરણ.

**ઇ. સ. ૧૪૭૧-૮૪—ત્રીજો રિચર્ડ.** ભત્રીજાઓનાં ખૂન.

ઇ. સ. ૧૪૮૫—હેન્‌રિ ટ્યુડરની સવારી. બૉસવર્થફીલ્ડનું યુદ્ધ. રિચર્ડનું માર્યા જવું.

